# ટોલ્સ્ટોય ગ્રન્થાવલિ

| | | |
|---|---|---|
| ૧ | **પ્રેમનો દંભ** (બીજી આવૃત્તિ) | ૧-૪-૦ |
| | પાશ્ચાત્ય લગ્નજીવનની વાર્તા | |
| ૨ | **સ્ત્રી અને પુરુષ** (બીજી આવૃત્તિ) | ૧-૦-૦ |
| | 'પ્રેમનો દંભ'ના ભાષ્યતુલ્ય લખાણો | |
| ૩ | **કથાવલિ** | ૧-૪-૦ |
| | અગિયાર ધર્મકથાઓ | |
| ૪ | **નવો અવતાર** [પ્રથમ ખંડ] | ૨-૪-૦ |
| | વાર્તા | |
| ૫ | ,, [દ્વિતીય ખંડ] | ૨-૦-૦ |

# નવો અવતાર

[ વાર્તા ]

## દ્વિતીય ખંડ


અનુવાદક

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ



પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

૧૯૮૯

...હજારો માણસોને ભૂખમરા, ઠંડી, ને હીણી હાલતમાં આ રીતે હેરાન થતાં દેખીને મને સમજ પડી-કેવળ ચિત્તમાં કે હૃદયમાં જ નહિ, પણ મારા સકળ અંતરમાં સર્વાત્મના મને સમજ પડી- કે મૉસ્કોમાં લાખો માણસો આવી હાલતમાં પડયાં હોય ને હું ને મારા જેવાં હજારો માણસો એઠાં એઠાં માંસ મચ્છીનાં બનાવેલાં મિષ્ટાન્નો અકરાંતિયાં થઇને ઉડાવીએ અને અમારાં ઘોડાંને કપડાં ઓઢાડીએ તથા અમારાં મકાનોનાં ભોંયતળિયાં પર જાજમો બિછાવીએ એ તો પાપ છે—આવી વસ્તુસ્થિતિની આવશ્યકતા કે અનિવાર્યતા વિશે જગતના તમામ વિદ્વાન લોકો ભલેને ગમે તેમ કહે તો પણ એ તો પાપ છે—અને તે એક વાર કરીને ખતમ થયું એવું નહિ પણ ચોવીસે કલાક સતત રીતે આચરાઇ રહેલું પાપ છે; અને મને થયું કે વિલાસવૈભવમાં પડયો રહીને હું એ પાપીને કેવળ સાંખી જ રહું છું એમ નહિ પણ વિશેષમાં એ વિલાસવૈભવદ્વારા તો એ પાપમાં હું ભાગીદાર બની રહ્યો છું......અને તેથી એ વખતે મને લાગ્યું, અત્યારે લાગે છે, અને કદી પણ લાગ્યા વિના રહેવાનું નહિ કે દુનિયામાં એક પણ માણસ ભૂખ્યો હોય ને હું જો મારે જોઈએ તેથી જરા પણ વધારે ખોરાક રાખી રહ્યો હોઉં અને દુનિયામાં એક પણ માણસ ડગલા વિનાનો હોય ને હું જો બે ડગલા રાખી રહ્યો હોઉં તો, જ્યાં સુધી આવી સ્થિતિ ટકે ત્યાં સુધી આ સતત રીતે આચરાઈ રહેલા પાપમાં હું ભાગીદાર બની રહ્યો છું.

—ટૉલ્સ્ટૉય

Poverty deepens as wealth increases, and wages are forced down while productive power grows; because land, which is the source of all wealth and the field of all labor, is monopolized. To extirpate poverty, to make wages what justice commands they should be, we must therefore substitute for the individual ownership of land a common ownership.

—Henry George

જમીન એ દ્રવ્યમાત્રનું ઉત્પત્તિસ્થાન તથા મહેનતમાત્રનું કાર્યક્ષેત્ર છે એવી જમીન એકહથ્થુ માલિકીની બની જવાથી અત્યારે દ્રવ્ય વધે છે તેમ તેમ દારિદ્રય પણ વધે છે અને ઉત્પાદનશક્તિ વધે છે તેની સાથે સાથે મજૂરીના દર પરાણે હલકા રખાય છે. એટલે દારિદ્રયનું ઉન્મૂલન કરવું હોય ને મજૂરોને વાજબી મહેનતાણું મળે એવી ઈચ્છા હોય તો અત્યારે જમીન વ્યક્તિગત માલિકીની છે તેને બદલે આપણે તેને સાર્વજનિક માલિકીની બનાવવી જોઇએ.

—હેનરી જ્યોર્જ

...Men think there are circumstances when one may deal with human beings without love. But there are no such circumstances. We may deal with things without love—we cut down trees, make bricks, hammer iron without love—but we cannot deal with men without it, just as one cannot deal with bees without being careful. If one deals carelessly with bee, one will injure them and will one's self be injured. And so with men. It connot be otherwise, because mutual love is the fundamental law of human life. If you feel no love, sit still, occupy yourself with things, with yourself, with anything you like, only not with men. Just as you can only eat without injuring yourself when you are hungry, so you can only usefully and without injury deal with men when you love. Only let yourself deal with a man without love, and there are no limits to the suffering you will bring on yourself.

—Tolstoy

...માણસો એમ માની રહ્યાં છે કે એવા પણ સંજોગો છે કે જેમાં મનુષ્યો પ્રત્યે આપણે પ્રેમવિહીન વ્યવહાર રાખી શકીએ. પણ ખરી રીતે એવા કોઇ સંજોગો છે જ નહિ હા, નિર્જીવ વસ્તુઓ સાથે આપણે પ્રેમવિહીન વ્યવહાર રાખી શકીએ,—આપણે ઝાડ કાપીએ છીએ, ઈંટો બનાવીએ છીએ, હથોડા મારી લોઢું ટીપીએ છીએ, એવાં બધાં કામો પ્રેમ વિના કરી શકીએ—પણ જેમ મધમાખોની આપણે વગર સાવચેતીએ અશનાઇ કરી શકીએ નહિ, તેમ માનવીઓ સાથે આપણે પ્રેમ વગર વ્યવહાર રાખી શકીએ નહિ. વગર સાવચેતીએ કોઈ જો મધમાખોની અશનાઈ કરવા જાય તો તે એમને ઈજા પહોંચાડે તેમ પંડને પણ ઇજા કરી બેસે. માનવીઓનું પણ એવું જ છે. અને એમ જ હોય. એ સિવાય બીજી સ્થિતિ શકય જ નથી. કેમકે પરસ્પર પ્રેમ રાખવો એ માનવજીવનનો મૂળભૂત નિયમ છે. એટલે તમારા અંતરમાં પ્રેમનો આવિર્ભાવ ન થતો હોય તો તમે શાંત બેસી રહો, કંઇ પ્રવૃત્તિ કરવી હોય તો નિર્જીવ વસ્તુઓ સાથેના વ્યવહારમાં મશગૂલ રહો, તમારી જાતને લગતાં કાર્યોમાં મચ્યા રહો, અથવા બીજું જે કંઇ તમને રુચે તે કરો; પણ તો પછી માનવીઓ સાથે કામ પાડશો નહિ. જેવી રીતે તમને ભૂખ લાગી હોય ને તમે ખાઓ તો જ તમને હાનિ ન થાય તેવી રીતે તમે પ્રેમપૂર્વક વ્યવહાર કરો તો જ તમારી પ્રવૃત્તિ હાનિરહિત ને ઉપયોગી થઇ શકે. માણસ સાથે તમે પ્રેમશૂન્ય વર્તન ચલાવવા માંડો, એટલે પછી તમારાં દુઃખોનો કદી પાર જ આવશે નહિ, ને બેસુમાર યાતનાઓ તમારે ભોગવવી પડશે.

—ટૉલ્સ્ટૉય

# નિવેદન

ટૉલ્સ્ટૉયે જીવનમાં ઘણાં મહામંથનો અનુભવેલાં. એવાં મહામંથનોને પરિણામે જ એ સમર્થ કલાકારની સાથે દૃષ્ટિપરિવર્તનકારી ચિંતક બનેલા. એવું એક મહામંથન જગતની અંદરની ધનની અસમાન વિભાગવ્યવસ્થા તથા તેને લીધે ઉત્પન્ન થતી પારાવાર કંગાલિયત જોઇને થએલું. 'નવા અવતાર'નો નાયક ટૉલ્સ્ટૉયે કેટલેક અંશે પોતાની જાત ઉપરથી જ કલ્પેલો, એટલે તેનો આ દ્વિતીય ખંડ ઉઘાડશે કે તરત એવું કોઈ મહામંથન પ્રારંભનાં પ્રકરણોથી જ તેના ચિત્તમાં ચાલી રહેલું વાચક જોઇ શકશે. એ મંથનને પરિણામે તે પોતાની માલિકીની જમીન વિખ્યાત અમેરિકન સમાજશાસ્ત્રી હેનરી જ્યોર્જના સિદ્ધાંતને અનુસરી ખેડૂતોને આપી દે છે. હેનરી જ્યોર્જનું નામ તેમ કામ ગુજરાતના સામાન્ય વાચકવર્ગમાં પૂરતું જાણીતું નથી એટલે વાર્તાનાયકની મનોદશા ને વિચારસરણી બરાબર સમજી શકાય એટલા માટે તેનો આછો પરિચય તથા ટૉલ્સ્ટૉયે તેના સંબંધમાં લખેલા બે પત્રો પુસ્તકને છેડે પરિશિષ્ટ રૂપે મૂક્યા છે. આશા છે કે તેને વિશે વિશેષ જિજ્ઞાસા ધરાવનારને તે કંઇક માર્ગદર્શક થઇ પડશે.

ભાવનગર
જેઠ સુ. ૧૫, ૧૯૮૯

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

પછી આવ્યો પીટર, અને એણે તેમને કહ્યું: નાથ, મારો ભાઈ મારી વિરુદ્ધ કેટલી વાર પાપાચરણ કરે છતાં મારે માફી આપવી ?–કેટલી સાત વાર કરે ત્યાં સુધી ? એટલે જિસસ એને કહેતા હવા: હું તને કહેતો નથી કે સાત વાર; પણ હું તો કહું છું કે સિત્તેર ગુણ્યા સાત વાર. —મેથ્યુ ૧૮, ૨૧–૨

અને તારા ભાઈની આંખમાં જે નાનું કણું છે એ તું કેમ જુએ છે, ને તારી પોતાની આંખમાં જે મોટું ફૂસું છે એનો વિચાર કેમ નથી કરતો ? —મેથ્યુ ૮, ૩

તમારામાંથી જે કોઈ પુરુષ નિષ્પાપ હોય તે એ બાઈ પર પહેલો પથ્થર મારે. જોન ૮, ૪૦

શિષ્ય કંઈ પોતાના ગુરુ કરતાં સવાયો નથી; પણ દરેક જણ જ્યારે પરિપૂર્ણ બનશે ત્યારે પોતાના ગુરુ જેવો બની જશે.

—લ્યૂક ૬, ૪૦

# પ્રકરણ પહેલું

**માસ્લોવાનો** કેસ પખવાડિયામાં સેનેટ સમક્ષ આવવાનો સંભવ હતો, એટલે એ વખતે પીટર્સબર્ગમાં રહેવાનો, અને સેનેટને કરેલી અપીલ નિષ્ફળ જાય તો માસ્લોવાની અરજી ઘડી આપનાર એડવોકેટની સલાહ મુજબ પછી શહેનશાહને અરજ કરવાનો નેખ્લ્યુડોફનો વિચાર હતો. એ પ્રમાણે જો અપીલ નિષ્ફળ જાય—ને એડવોકેટના કહેવા પ્રમાણે તો અપીલને માટે બહુ વજૂદવાળાં કારણો હતાં નહિ, એટલે અપીલ નિષ્ફળ જવાની છે એમ ગણીને એ પરિણામને માટે તૈયાર રહેવામાં જ સલામતી હતી—તો માસ્લોવાવાળો કેદીઓનો કાફલો જૂન માસની શરૂઆતમાં ઊપડે એવું લાગતું હતું, અને તેની સાથે પોતે પણ સાઇબીરિયા ઊપડવું એવો નેખ્લ્યુડોફનો દૃઢ નિશ્ચય હતો, તેથી એ નિશ્ચય પ્રમાણે તેની સાથે રવાના થઇ શકાય એટલા સારુ પોતાની જાગીરોની મુલાકાત લઇ ત્યાં બધી વ્યવસ્થા કરી આવવાની જરૂર હતી. તેથી પહેલો એ કુસ્મિન્સ્કી ગયો. આ જાગીર સૌથી નજીક હતી, કાળી ભોંયવાળા જિલ્લામાં આવેલી હતી, અને એની આવકનો મોટો ભાગ એને અહીંથી જ મળતો હતો.

આ જાગીર પર નેખ્લ્યુડોફ બચપણ ને જુવાનીના દિવસોમાં રહ્યો હતો, અને તે પછી પણ ત્યાં એ બે વાર જઇ આવ્યો હતો. પોતાની માની ભલામણ ઉપરથી ત્યાં એણે એક જર્મનને કારભારી તરીકે રાખ્યો હતો, ને એક વાર તેનો બધો હિસાબ એણે તપાસીને મેળવી જોયો હતો. એટલે ત્યાંની પરિસ્થિતિ કેવી છે તથા ખેડૂત-વર્ગનો કારભારી સાથે (એટલે કે જાગીરદાર સાથે) કઇ જાતનો સંબંધ છે તે એ લાંબા વખતથી જાણતો હતો. આ સંબંધ એવો હતો કે ખેડૂતોનો સઘળો આધાર જાગીરદાર પર જ હતો; એટલે કે જાગીરદાર આગળ ખેડૂતો સર્વથા પરાધીન ને લાચાર હતા. વિદ્યાપીઠના પોતાના અભ્યાસકાળ દરમિયાન નેખ્લ્યુડોફે હેનરી જ્યોર્જના સિદ્ધાંતોનો સ્વીકાર કરીને પ્રચાર કરવા માંડ્યો હતો, અને એ સિદ્ધાંતોને અનુસરીને પોતાના પિતા તરફથી મળેલી જમીન એણે ખેડૂતોને આપી દીધી હતી; એટલે આ કુસ્મિન્સ્કી જાગીર પરની ખેડૂતોની લાચાર દશાથી એ પૂરેપૂરો વાકેફ હતો. ખરી વાત છે કે પછી તો એનું લશ્કરી જીવન શરૂ થએલું, અને ત્યાં એની આદતો એવી ખર્ચાળ બની ગએલી કે વર્ષે દહાડે વીસ હજાર રૂબલનો એ ધુમાડો કરતો, એટલે પોતાના આ બધા સિદ્ધાંતો ને વિચારોને એ હવે બંધનકારક ગણતો નહોતો, એટલું જ નહિ પણ એ બધી વાતો હવે એ વીસરી પણ ગએલો અને પોતાની માતા પોતાને દર સાલ આવડી મોટી રકમ ક્યાંથી પૂરી પાડતી હશે એ સંબંધી વિચાર સરખો કરવાનું જ એણે પછી પડતું મૂકેલું. આમ છતાં એની મા ગુજરી ગઈ ને જાગીરનો વારસો એને મળ્યો તથા તેની વ્યવસ્થાનો બોજો એના પર પડ્યો એટલે, જમીનના આકારમાં ખાનગી મિલકત પોતે ધરાવી શકે કે કેમ એ સવાલ ફરી એના ચિત્તમાં ઊભો થયો. આ સવાલનો એક મહીના પર તો નેખ્લ્યુડોફે એવો જવાબ આપ્યો હોત કે ચાલુ રસમ ને પરિસ્થિતિમાં કશો

ફેરફાર કરવાની પોતાની તાકાત નથી અને જાગીરનો વહીવટ કંઈ પોતે કરતો નથી, અને આ રીતે ગમે તેમ કરીને એણે પોતાના અંતરનું સમાધાન કર્યું હોત ને પોતાની જાગીરોમાંથી થતી આવક ત્યાંનો કારભારી પોતાને મોકલી આપે અને પોતે ત્યાંથી બને તેટલે દૂર વસીને તેનો ઉપભોગ કરે એવું જીવન એણે હજુ પણ ચાલુ રાખ્યું હોત. પણ હવે એણે નિશ્ચય કર્યો કે, એ વસ્તુ હવે આમ ને આમ તો કોઇ રીતે ચાલુ રાખી શકાય જ નહિ. અને, જો કે પોતે જેલજગત સાથે ખૂબ કપરા ને ગૂંચવણભરેલા સંબંધોમાં વિષમ રીતે અટવાઈ ગયો હતો અને એમાંથી નીકળવા માટે સમાજમાં પ્રતિષ્ઠિત ગણાય એવા સ્થાનની તેમ વિશેષે કરીને પૈસાની ખાસ જરૂર હતી તથા પોતાને સાઈબીરિયા જવું પડે એવો સંભવ હતો તેને માટે પણ પૈસાની જરૂર હતી છતાં, એને લાગ્યું કે જાગીરો સાથેના પોતાના સંબંધમાં આર્થિક દૃષ્ટિએ પોતાને હાનિકારક નીવડે એવો ફેરફાર કર્યા વગર હવે છૂટકો નથી. એટલે એણે એવો ઠરાવ કર્યો કે જમીન જાતે ખેડવા રાખવી નહિ, પણ હલકા દરે ખેડૂતોને ખેડવા આપી દેવી અને એ રીતે જમીનદાર પર આધાર રાખ્યા વિના સ્વતંત્ર ખેતી કરવાની એમને તક આપવી. આવી રીતે મજૂરો રાખી જાતે ખેતી કરવાને બદલે ખેડૂતોને જમીન સાંથે આપી દેવાની પદ્ધતિ, જમીનમાલિકો પોતાના ગુલામો પાસેથી અંગમહેનતને બદલે જૂના વખતમાં રોકડ રકમ લેતા એના જેવી નેખ્લ્યુડોફને લાગતી હતી. એટલે એણે અત્યારે જે તોડ કાઢ્યો હતો તે સર્વથા સંતોષકારક તોડ નહોતો, છતાં સંતોષકારક તોડની દિશામાં એક આરંભના પગલા જેવો તો એ જરૂર હતો; કેમકે પેલા કરતાં ઓછી જંગલી ગુલામી તરફ આમાં પ્રયાણ હતું. અને તેથી એ જાતની યોજનાને અનુસરવાનો એણે વિચાર કર્યો હતો.

નેખ્લ્યુડોફ લગભગ બપોરે કુસ્મિન્સ્કી પહોંચ્યો. પોતાનું જીવન બને તેટલી બધી રીતે સાદું કરી નાખવાની એની કોશિશ હતી, એટલે પોતાના આગમનના સમાચાર એણે તારથી આપેલા નહિ, પણ સ્ટેશનેથી એક ખેડૂતનો બે ઘોડાનો ટાંગો એણે ભાડે કરી લીધો. ખેડૂત જુવાન આદમી હતો. તેણે સૂતરાઉ ડગલો પહેર્યો હતો અને લાંબી કમર નીચે પટ્ટો બાંધી દીધો હતો. આ ખેડૂત પોતાના ગૃહસ્થ ઉતારુ સાથે ઉમંગભેર વાતે વળગ્યો. વાતોમાં તેને આનંદ આવ્યો, અને એનું મુખ્ય કારણ એ હતું કે, તેનો એક ઘોડો દમલેલ હતો ને બીજાને પગે ગાંઠો ને સોજા હતા, એટલે પોતે જ્યારે ઉતારુ સાથે વાતે વળગે ત્યારે હમેશની ટેવ મુજબ ધીમી ગતિએ ચાલવું આ ઘોડાને અનુકૂળ થઇ પડે એવું હતું.

પોતાના ટાંગામાં બેઠેલ તે પોતાનો 'શેઠ' જ છે, એ આ ખેડૂતને માલૂમ નહોતું. નેખ્લ્યુડોફે ખાસ ઇરાદાપૂર્વક પોતે કોણ છે એ તેને જણાવ્યું નહોતું. એટલે ખેડૂતે નેખ્લ્યુડોફના કારભારી વિશે વાતો કરવા માંડી.

આ ટાંગાવાળો ખેડૂત શહેરમાં રહી આવ્યો હતો ને તેણે નવલકથાની ચોપડીઓ વાંચી હતી. અત્યારે તે પોતાની બેઠકમાં જરા પડખેની બાજૂએ બેસીને પોતાના લાંબા ચાબુકના એક છેડાથી બીજા છેડા સુધી હાથ સરકાવતો ને એ રીતે પોતાની કાબેલિયત દર્શાવતો બોલ્યો, કે 'એ ડોળી જર્મને તો આછા બદામી રંગના ત્રણ ઘોડા લીધા છે, અને પોતાની બૈરીને એ ઘોડા જોડેલી બગીમાં બેસાડીને એ ફરવા નીકળે છે ત્યારે એનો દમામ તો ક્યાંએ માતો નથી. નાતાલને દિવસે પોતાના આલેશાન મકાનમાં એણે નાતાલનું મોટું ઝાડ આણ્યું હતું. તેના કેટલાક મિજમાનને હું જ ટાંગામાં બેસાડીને તેને ઘેર લઈ ગએલો. તેને ઘેર તો વીજળીની

બત્તીઓ છે. આખા જિલ્લામાં એના જેવી હવેલી બીજા કોઈની નથી. શેઠના ઘણા પૈસા ખાઈ ગયો છે, ને મોટી મૂડી જમાવી છે એણે. ગજબ કરે છે એ માણસ તો. કહે છે કે એણે તો એક સરસ જાગીર વેચાતી લીધી છે.'

નેખ્લ્યુડોફ એમ ધારતો હતો કે પોતાનો કારભારી પોતાની જાગીરનો ગમે તેવો વહીવટ કરે અને તેમાંથી ગમે તેટલી કમાણી કરે એમાં પોતાને કશી નિસ્બત નથી, અને પોતે એવી બાબતમાં સર્વથા ઉદાસીન જ છે એમ એ માનતો હતો. છતાં આ લાંબી કમરવાળા ગાડીવાનના આ શબ્દો સાંભળીને એને કંઈ સારું લાગ્યું નહિ.

દિવસ સુંદર હતો. ઘાડાં કાળાં વાદળાં અવારનવાર સૂર્યને ઢાંકી દેતાં હતાં. ખેતરોમાં બધે 'ઓટ'નું વાવેતર કરેલું હતું અને ખેડૂતો બધા કોદાળી લઈને તેના નાના રોપાની આસપાસ કામે વળગી પડયા હતા. ગીચ લીલોતરીથી છવાએલાં મેદાનોમાં ચંડોળ પક્ષી ઊંચે ઊંચે ઊડયા કરતાં હતાં. જંગલો બધાં તાજા ઊગેલા લીલા ઘાસથી આચ્છાદિત બની ગયાં હતાં. ગૌચરોમાં ઢોર ને ઘોડાં ચરતાં હતાં તે બધાં કાળાં તલકાં જેવાં દેખાતાં હતાં. છેટેનાં ખેતરોમાં બધે ખેડાણનું કામ ચાલી રહ્યું હતું. આ સઘળું દશ્ય નેખ્લ્યુડોફ પ્રશંસાપૂર્વક જોઈ રહ્યો. પણ આ દશ્ય જોતાં જોતાં એને અવારનવાર અંતરમાં ઊંડેઊંડે કંઈક અરુચિકર વસ્તુનું સ્મરણ થઈ આવતું, અને આ અરુચિકર વસ્તુ શી એમ જ્યારે એ પોતાના અંતરને પૂછતો ત્યારે પોતાના કારભારીના કુસ્મિન્સ્કી ખાતેના વહીવટ વિશે ટાંગાવાળાએ કહેલી વાતો એને યાદ આવતી. જ્યારે એ પોતાની જાગીર પર પહોંચ્યો અને કામે વળગ્યો ત્યારે આ અરુચિકર ભાવ ચાલ્યો ગયો.

ઑફિસમાં જઈને નેખ્લ્યુડૉફે હિસાબના ચોપડા તપાસ્યા તથા કારભારી સાથે વાતો કરી. કારભારીએ એને નિખાલસભાવે જણાવી દીધું કે ખેડૂતોને પંડની જમીન જૂજ જ હતી, અને હતી તે પણ જાગીરદારનાં ખેતરોની વચમાં આવી ગઈ હતી. એટલે આ પરિસ્થિતિને લીધે નેખ્લ્યુડૉફને ખૂબ લાભ થાય એમ હતું, એમ તેણે બતાવ્યું. પણ આ વાતો સાંભળીને નેખ્લ્યુડૉફનો તો ઘરની ખેતી કાઢી નાખી ખેડૂતોને જ બધી જમીન સાંથે આપી દેવાનો જે અસલ વિચાર હતો તે ઊલટો વિશેષ મક્કમ બન્યો.

ઑફિસના ચોપડામાંથી તેમ કારભારી સાથેની વાતચીત ઉપરથી નેખ્લ્યુડૉફને માલૂમ પડ્યું કે, બેતૃતીયાંશ સર્વોત્તમ ખેડાણ જમીન પર સુધરેલા સાંચાકામની મદદથી ખેતી કરવામાં આવતી હતી અને તેમાં રોકેલા મજૂરોને મુકરર દરે મહેનતાણું મળતું હતું, ત્યારે બાકીની એકતૃતીયાંશ જમીન ખેડૂતોને ખેડવા આપી હતી તેમને એક દેસ્યાતિને * ફક્ત પાંચ રૂબલ જ મળતા હતા. એનો અર્થ એ થયો કે ખેડૂતો દર દેસ્યાતિન ત્રણ વાર ખેડે, ત્રણ વાર તેના પર દંતાળ ફેરવે, એમાં અનાજ વાવે ને કાપણી કરે, ને પછી તેની પૂળીઓ બાંધી બધો માલ ખળાવાડમાં પહોંચાડે ત્યારે એમને પાંચ રૂબલ મળે, ત્યારે એનું એ કામ જો મુકરર દરે છૂટક મજૂરો પાસે કરાવે તો દર દેસ્યાતિને એમને ઓછામાં ઓછા દસ રૂબલ પડતા. વળી ખેડૂતો આ જાગીરમાંથી જે કંઈ લેતા તેનાં દામ ભારે દરે આપવાં પડતાં, અને એ દામ તેઓ જાતમજૂરી કરીને ચૂકવતા. તેઓ ગૌચરનો ઉપયોગ કરતા, જંગલનો ઉપયોગ કરતા તેમ બટાટાં લેતા તે સઘળા બદલ જાતમજૂરી કરીને તેઓને પૈસા

* સ્યાતિન=પોણા ત્રણ એકર.

ભરવા પડતા. અને તેથી લગભગ એકેએક ખેડૂત આ જાગીરદારનો દેવાદાર બન્યો હતો. આ રીતે ખેડૂતોને સાંથે આપેલી જમીનમાંથી એ જમીનની મુદ્દલ કિંમત પાંચ ટકાને વ્યાજે મૂકી હોય તો એમાંથી જે રકમ મળે તેથી ચારગણાં નાણાં આ સાંથે લેનાર ખેડૂતો પાસેથી લેવામાં આવતાં હતાં.

આ બધી હકીકત નેખ્લ્યુડોફ પહેલાં પણ જાણતો હતો, પણ હવે આ હકીકત એ નવી જ દૃષ્ટિથી જોવા લાગ્યો, અને આ વસ્તુ કેટલી અઘટિત ને અન્યાયભરી છે તે પોતે અને પોતાના જેવા બીજા માણસો કેમ નહિ જોઈ શકતા હોય, એ બાબતમાં એને આશ્ચર્ય થયું. કારભારીએ નેખ્લ્યુડોફ આગળ દલીલ કરી કે બધી જમીન જો ખેડૂતોને સાંથે આપી દઈશું તો ખેતીનાં ઓજારોની કશી જીવ જેવી કિંમત નહિ ઊપજે; કેમકે મૂળ કિંમતના ચોથા ભાગનાં દામ પણ એમાંથી મળવાનાં નહિ. વળી ખેડૂતોને જમીન સોંપીશું એટલે એ લોકો જમીન બધી બગાડી મૂકશે, અને તેથી નેખ્લ્યુડોફને જબરું નુકસાન ખમવું પડશે. પણ આ બધી દલીલોથી તો ખેડૂતોને જમીન સાંથે આપવામાં અને એ રીતે પોતાની કમાણીનો મોટો ભાગ જતો કરવામાં પોતે એક શુભ કાર્ય કરી રહ્યો છે, એવી જે એની શ્રદ્ધા હતી તેને ઊલટી પુષ્ટિ જ મળી અને એની આ પ્રતીતિ ઊલટી વિશેષ દૃઢ જ બની. એટલે પોતે ત્યાં હતો એ દરમિયાન તરત આ કામનો નિકાલ કરી નાખવાનો એણે નિશ્ચય કર્યો. આ ફેરફારને અંગે મોલની લણણી કરવાની હતી, ને નવું અનાજ તેમ ખેતીનાં ઓજારો ને નકામાં મકાનો વેચી નાખવાનાં હતાં. પણ આ બધું કામ તો યોગ્ય અવસરે કારભારી જ પતાવી દે એમ નેખ્લ્યુડોફે ઠરાવ્યું. એટલે હાલ તરત તો તેણે કુસ્મિન્સ્કીજાગીરમાં આવેલાં

પડોશનાં ત્રણ ગામડાંના ખેડૂતોને એકઠા કરવાનું જ પોતાના કારભારીને કહ્યું. આ સૌ એકઠા થાય એટલે તેમની સમક્ષ પોતાના વિચારો રજૂ કરવાનો અને તેમની સાથે જમીન સાંથે આપવાની શરતો નક્કી કરવાનો એનો ઇરાદો હતો.

પોતાના કારભારીની વિરોધી દલીલો છતાં પોતાના નિશ્ચયમાં એણે જે દૃઢતા દાખવી હતી, અને સ્વાર્થત્યાગ કરવાની જે તત્પરતા બતાવી હતી એથી પ્રસન્ન થઇને એ ઓફિસમાંથી બહાર નીકળ્યો અને પોતાની સમક્ષ પડેલા કામનો વિચાર કરતો કરતો મકાનની આસપાસ આંટા મારવા લાગ્યો. ફરતો ફરતો પહેલાં એ ફૂલબાગમાં આવ્યો. ફૂલબાગ પર હવે કોઈ ધ્યાન આપતું નહોતું, કેમકે બધા ફૂલછોડ આ સાલ કારભારીના મકાન આગળ રોપ્યા હતા. ત્યાંથી એ ટેનિસગ્રાઉન્ડ પર આવ્યો. ટેનિસગ્રાઉન્ડમાં નકામા રોપા ઊગી નીકળ્યા હતા. ત્યાંથી એ લિંબુડીવાળા રસ્તા પર નીકળ્યો. અહીં અગાઉ એ સિગાર પીવા આવતો, અને પોતાની માને મળવા આવતી ફૂટડી કિરિમોવા સાથે એણે વિલાસચેષ્ટા કરેલી. આમ ફરતાંફરતાં ખેડૂતો સમક્ષ કરવાનું પોતાનું નાનકડું ભાષણ એણે મનમાં તૈયાર કરી નાખ્યું. પછી કારભારીની સાથે ફરી વાત કરી. પછી ચા પી મનમાં ફરી વિચાર ગોઠવી મોટા મકાનમાં એને માટે સજ્જ કરેલા—અગાઉ ફાજલ શયનખંડ તરીકે વપરાતા—ઓરડામાં એ ગયો.

આ નાનકડા સાફ ઓરડામાં દીવાલે વેનિસનાં ચિત્રો લટકાવેલાં હતાં, બે બારીની વચ્ચે એક આયનો રાખ્યો હતો, કમાનદાર ગાદલીઓવાળી એક સ્વચ્છ પથારી પાથરેલો પલંગ હતો અને તેની બાજૂમાં પાણીનું પાત્ર અને દીવાસળી વગેરે મૂકેલું એક નાનું ટેબલ હતું. ટેબલ પર દર્પણની પડખે એની ખુલ્લી

બેગ પડી હતી. તેમાં એનાં કપડાં અને થોડાં પુસ્તકો હતાં. પુસ્તકોમાં એક 'ફોજદારી કાયદાઓનું અન્વેષણ' એ નામનું રશિયન પુસ્તક અને એ જ વિષયને લગતું એક જર્મન તેમ અંગ્રેજી પુસ્તક હતું. આ પુસ્તકો એ પોતાની આ ગામડાંની મુસાફરી દરમિયાન વાંચવા ધારતો હતો. પણ આજે તો બહુ મોડું થઈ ગયું હતું, એટલે સવારમાં વહેલા ઊઠી ખેડૂતો સાથેની વાટાઘાટ માટે તૈયાર રહેવાય એટલા માટે એણે સૂવાની તૈયારી કરી.

ખૂણામાં એક જૂની ઢબની કોતરેલી આરામખુરશી પડી હતી. નેખ્લ્યુડોફને યાદ આવ્યું કે, આ ખુરશી પોતાની માના શયનખંડમાં પડી રહેતી, અને આટલા સ્મરણથી એના અંતરમાં એકાએક અણધારી લાગણીઓ થઈ આવી. એને એકદમ વિચાર આવ્યો કે, આ મકાન તો ખંડિયેર થઈને પડી જશે, બાગ વેરાન થઈને સુકાઈ જશે, જંગલનાં વૃક્ષ બધાં કપાઈ જશે, અને આ બધાં ખેતરો, તબેલા, કોઢિયાં, સંચા, ઘોડા ને ગાયો, જે સંપડાવવામાં અને સાચવવામાં પોતાને નહિ તો બીજાને પારાવાર મહેનત પડેલી તે બધું અસ્તવ્યસ્ત થઈ જશે. અને આવો વિચાર આવતાં એનું ચિત્ત ગમગીન બની ગયું. આ બધાંનો ત્યાગ કરવો પહેલાં એને સહેલો લાગતો હતો. પણ અત્યારે તો આ બધાંનો ત્યાગ તો શું પણ જમીન સાંથે આપી પોતાની અડધી આવકનો ત્યાગ કરવાનો વિચાર પણ એને વસમો લાગ્યો; અને આવી રીતે ખેડૂતોને જમીન સાંથે આપવી અને એમ કરી પોતાની જાગીરનો નાશ કરવો એ વગરવિચાર્યું કામ છે, એમ દર્શાવનારી દલીલો એની સેવામાં હાજર થઈ. 'મારે જમીનની માલિકી ન ધરાવવી ઘટે એ તો ખરું: પણ જમીનની માલિકી નહિ ધરાવું તો આ મકાન ને ખેતર એ રાખી શકીશ નહિ—પણ મારે તો સાઇબીરિયા જવું છે

પછી મકાન કે જાગીર કશાની મારે જરૂર રહેશે ન હિ,' એમ એક અવાજ બોલ્યો તો સામી બાજૂથી બીજો અવાજ બોલ્યોઃ 'એ બધું તો ઠીક, પણ તું કંઇ તારી આખી જિંદગી સાઇબીરિયામાં નથી ગાળવાનો. તું કદાચ પરણીશ, તને છોકરાંછૈયાં થશે, તો પછી જેવી હાલતમાં તને આ જાગીર મળી હતી એવી જ સારી હાલતમાં તારે એમને એ સુપરત કરવી જોઈશે. વળી આ જમીન પ્રત્યેની પણ એક ફરજ રહેલી છે. બધાનો ત્યાગ કરવો અને એ રીતે બધું ખેદાનમેદાન કરી નાખવું, એ તો રમતવાત છે; પણ બધું વસાવતાં બહુ વાર લાગે છે. સૌથી પહેલાં તો તારે તારા ભાવિ જીવનનો વિચાર કરી નાખવો જોઇએ, અને પછી એ નિર્ણય અનુસાર આ મિલકતનો ફડચો કરવો જોઈએ. ને વળી, આ બધું કરે છે તે શું તારા અંતરના અવાજને અનુસરીને કરે છે કે કેવળ દેખાડો કરવા માટે કરે છે?' આવા પ્રશ્નો પૂછ્યા એટલે નેખ્લ્યુડોફને સ્વીકારવું પડ્યું કે, આ બધું કરવામાં લોકો પોતાને માટે શું કહેશે, એ વિચારની પણ પોતાના નિર્ણય પર અસર થતી હતી. અને આ બાબતમાં એ જેમજેમ વધુ ને વધુ વિચાર કરતો ગયો, તેમ તેમ એના અંતરમાં વધુ ને વધુ પ્રશ્નો ઉપસ્થિત થતા ગયા અને એ સર્વ વધુ ને વધુ અનુત્તર લાગતા ગયા.

નિદ્રાવશ બનીને આ બધા વિચારોના લપમાંથી છૂટવાની તથા સવારમાં તાજા મગજે એનો નિર્ણય કરવાની આશાએ એ પોતાની સાફ પથારીમાં પડ્યો. પણ એને લાંબા વખત સુધી ઊંઘ આવી નહિ. ઓરડામાં તાજી હવા ને ચાંદનીની સાથે દેડકાંનો અવાજ તથા બાગમાંથી તેમ બારીના પડખેના ફૂલછોડમાંથી બુલબુલનો અવાજ આવ્યો. આ બુલબુલ ને દેડકાંનો અવાજ સાંભળીને નેખ્લ્યુડોફને પેલી ઇન્સ્પેક્ટરની છોકરીનું સંગીત સાંભર્યું અને તે

ઉપરથી ખુદ ઇન્સ્પેક્ટર યાદ આવ્યો. એ ઉપરથી પછી એને **માસ્લોવા**નું સ્મરણ થયું અને દેડકાં બોલે ત્યારે ધ્રૂજે એવી રીતે તેના હોઠ ધ્રૂજેલા ને ધ્રૂજતા હોઠે તે બોલેલી કે 'તમારે એ વાત સાવ પડતી જ મૂકવી' તે એને યાદ આવ્યું. પછી પેલો જર્મન કારભારી દેડકાં આગળ જવા લાગ્યો ત્યાં તેને પકડી રાખવો પડ્યો; પણ તે તો ત્યાં ગયો, એટલું જ નહિ પણ પલટાઈને **માસ્લોવા** બની ગયો અને પછી એ **માસ્લોવા** **નેખ્લ્યુડોફ**ને ઠપકો આપી કહેવા લાગી કે 'તમે તો અમીર છો ને હું તો કેદી છું.' પછી વળી 'ના, મારે આમ હારી જવું ન જોઇએ,' એવો **નેખ્લ્યુડોફ**ને વિચાર આવ્યો. 'વારું, આ હું કરું છું તે સાચું કરું છું કે ખોટું? મને તો કશી ખબર પડતી નથી ને મને પરવા પણ નથી. જે હોય તે, બધું ય સરખું છે. હવે તો મારે ઊંઘી જવું જોઇએ.' આમ વિચારતો એ પોતે પણ **માસ્લોવા** ને ઇન્સ્પેક્ટર નીચે જતાં હતાં એ દિશામાં ઊતરવા લાગ્યો અને ત્યાં એનું સ્વપ્ન સમાપ્ત થયું.

# પ્રકરણ બીજું

નેખ્લ્યુડોફ સવારમાં નવ વાગ્યે જાગ્યો. 'શેઠ'ની તહેનાતમાં રહેલા ઑફિસના જુવાન કારકુને નેખ્લ્યુડોફને સળવળતો સાંભળ્યો કે તરત તે એના પૉલિશ કરીને ખૂબ ચકચકિત બનાવેલા બૂટ લઇ આવ્યો અને ઝરાનું મજાનું ઠંડું સ્વચ્છ પાણી લઇ આવ્યો. વળી એને ખબર આપ્યા કે, ખેડૂતો ક્યારના એકઠા થવા માંડ્યા છે. એટલે નેખ્લ્યુડોફ કૂદકો મારીને પલંગમાંથી ઊભો થયો અને પોતાના વિચાર વ્યવસ્થિત કર્યા. મિલકતનો ત્યાગ કરીને બધું ફના-ફાતિયા કરવાના વિચારથી ગઈ કાલે એને જે ગમગીની થએલી તેની નિશાની સરખી અત્યારે રહી નહોતી. અત્યારે તો આ ગમગીનીની લાગણીનું સ્મરણ થતાં એને આશ્ચર્ય થયું અને પોતાની સમક્ષ પડેલા કામનો એ આનંદપૂર્વક વિચાર કરવા લાગ્યો અને ઇચ્છા નહિ હોવા છતાં એ કામના વિચારે એ મગરૂર થવા લાગ્યો.

ખેડૂતો બધા નકામા રોપા ઊગી નીકળેલા એવી જૂના ટેનિસ-ગ્રાઉન્ડ પર જમા થતા હતા તે એ બારીમાંથી જોઇ શક્યો. આગલી રાતે દેડકાં ડરાઉં ડરાઉં કરતાં હતાં, એ છેક નકામું નહોતાં કરતાં એમ એને લાગ્યું. કેમકે આજનો દિવસ ધૂંધળો નભરમો લાગતો

હતો. પવન બિલકુલ નહોતો. સવારમાં ધીમો ફૂંફભર્યો વરસાદ પડવા લાગ્યો હતો અને પાંદડાં, ડાંખળીઓ, ને ઘાસ પર તેનાં ટીપાં બાઝયાં હતાં. આથી તાજગી પામેલી વનસ્પતિની સુવાસ સાથે વધુ વરસાદની માગણી કરતી ભીની ધરતીની સુવાસ પણ બારી વાટે આવતી હતી.

કપડાં પહેરતાં પહેરતાં નેખ્લ્યુડોફે ટેનિસગ્રાઉન્ડ પર એકઠા થએલા ખેડૂતો તરફ કેટલીક વાર નજર કરી. તેઓ એક પછી એક આવતા જતા હતા, આવીને માથેથી ટોપી ઉતારી પરસ્પર નમન કરતા હતા, અને ગોળાકાર કૂંડાળું કરી પોતાની ડાંગને ટેકો દઇ વાતો કરતા બેસતા હતા. પછી લઠ્ઠ મજબૂત સ્નાયુબદ્ધ શરીર-વાળો જુવાન કારભારી ઊંચા લીલા કાંઠલાવાળું અને બટનની લાંબી હારવાળું ટૂંકું જાકીટ પહેરીને એની પાસે આવ્યો અને ખબર આપ્યા કે, બધા એકઠા થઇ ગયા છે. છતાં ઉતાવળનું કંઈ કારણ નથી, ચા કે કોફી—જે જોઇએ તે તૈયાર હતું—સાથે નાસ્તો લઇને નેખ્લ્યુડોફ નીકળે ત્યાં સુધી તેઓ ખુશીથી વાટ જોતા બેસશે.

'ના, મને લાગે છે એમને જઇને તરત મળું એ જ ઠીક,' આ ખેડૂતો સાથે પોતાને વાત કરવી છે એ ખ્યાલે એકાએક લજ્જા અને શરમની લાગણી નેખ્લ્યુડોફને થઇ આવી અને એવા મુખ-ભાવ સાથે એણે કહ્યું. અત્યારે એ જતો તો હતો આ ખેડૂતોની ઇચ્છા પૂરી કરવા—અને તે ઇચ્છા પણ એવી કે જે પૂરી થવા વિશે એમને પોતાને પણ આશા નહોતી; અત્યારે એ તેમને હલકે દરે જમીન સાંથે આપવા જતો હતો, એટલે કે, તેમના પર મહેર-બાની કરવા જતો હતો, અને છતાં એને કશાક કારણે શરમ આવતી હતી. નેખ્લ્યુડોફ જ્યારે ખેડૂતો પાસે આવી પહોંચ્યો અને કેટલાંક સુંદર, કેટલાંક વાંકડિયા વાળવાળાં, કેટલાંક ટાલવાળાં,

તો કેટલાંક પળિયાંવાળાં એવાં બધાં માથાં એના માનમાં જ્યારે ઉઘાડાં થઇ ગયાં ત્યારે, એ એટલો બધો ગૂંચવાઈ ગયો કે કશું બોલી શક્યો નહિ. વરસાદનાં નાનાંનાનાં ફોરાં પડવા લાગ્યાં ને તેમના વાળ, દાઢી ને ખરબચડા ડગલાની રૂંવાટી પર બાઝી રહ્યાં. 'શેઠ' ક્યારે બોલે છે એની વાટ જોતા ખેડૂતો એની સામે જોઇ રહ્યા; પણ એને એટલો બધો ક્ષોભ થયો હતો કે એ બોલી શક્યો નહિ. આખરે આ કઢંગી ચૂપકી ઠંડા લોહીના ને બેધડક પ્રકૃતિના જર્મન કારભારીએ તોડી. રશિયન ખેડૂતોની રગ પોતે બરાબર જાણે છે એમ તે માનતો હતો અને રશિયન ભાષા તે સરસ રીતે બોલી શકતો હતો. આ ખાઈપીને હૃષ્ટપુષ્ટ ને લઠ્ઠ બનેલા માણસ આગળ તેમ નેખ્લ્યુડોફ આગળ દૂબળા કરમાએલા ચહેરા ને જાડા ડગલાની અંદરથી દેખાઇ આવતા હાડકાના માળા જેવા ખભા-વાળા ખેડૂત છેક જુદા તરી આવતા હતા.

'આ શેઠસાહેબ અહીં તમારા પર ઉપકાર કરવા આવ્યા છે. તમને એ બધી જમીન સાંથે આપી દેવાના છે. પણ વાંધો ફક્ત એટલો જ છે કે, તમે એ ઉપકારને લાયક નથી,' કારભારીએ કહ્યું.

'એમ કેમ બોલો છો, વાસિલી કાર્લિચ ? કેમ લાયક નથી અમે ? તમે કહો છો એ કામ નથી કરતા અમે ? મરહૂમ બાઇ-સાહેબના વખતમાં અમને કોઇ વાતની બળતરા નહોતી, ને અમે સંતોષથી રહેતા—ભગવાન એ બાઈસાહેબના આત્માને શાંતિ આપે. ને આ જુવાન શેઠસાહેબ પણ અમને રઝળતા નથી મૂકવાના એની અમને ખાતરી છે. એટલે એમનો પણ અમે પાડ માનીએ છીએ,' લાલ વાળવાળો એક વાતોડિયો ખેડૂત બોલ્યો.

'શેઠસાહેબ સામે અમારે કશી ફરિયાદ કરવાની નથી. અમારી ફરિયાદ તો ફક્ત એટલી જ છે કે અમને પૂરતી જમીન મળતી નથી,'

પહોળા ખભાવાળો એક બીજો ખેડૂત બોલ્યો. 'ગુજારો થાય એટલી જમીન જ નથી.'

'હા, ખરી વાત છે. ને મેં તમને આજે એકઠાં કર્યાં છે તે પણ એટલા જ માટે. તમારી મરજી હોય તો બધી જમીન તમને સાંથે આપી દેવા હું ખુશી છું.'

આ શબ્દો જાણે ખેડૂતોએ સાંભળ્યા જ ન હોય અથવા આ શબ્દો તેઓ સાચા જ માનતા ન હોય તેમ તેઓ કશું બોલ્યા નહિ.

'શું કહ્યું ? અમને સાંથે આપવાના છો જમીન ? એટલે ?' વચેટ વયના એક આદમીએ પૂછ્યું.

'તમને જમીન સાંથે આપવાની, એટલે હલકે દરે તમે એ ખેડી ખાઓ એવી સગવડ કરી આપવાની.'

'એ તો બહુ સરસ વાત,' એક ડોસો બોલ્યો.

'એમાં વાત ફક્ત એટલી કે, દર અમને પોસાય એવો હોવો જોઇએ,' બીજો બોલ્યો.

'જમીન સાંથે રાખવામાં અમને કંઇ વાંધો નથી.'

'જમીનની ખેડ કરીને ગુજારો કરવો, એ તો અમારા બાપદાદાનો ધંધો છે.'

'ને એમાં તમને ય નિરાંત છે. પછી તમારે કંઇ નહિ કરવું પડે; બેઠાબેઠા આવે એ મહેસૂલ જ ફક્ત લઈ લેવાનું. અત્યારે તો જુઓને કેટલું બધું પાપ વહોરવું પડે છે ને કેટલી બધી પળોજણ રાખવી પડે છે !' એમ બોલતા કેટલાક અવાજ સંભળાયા.

'પાપ તો બધું તમારું છે,' જર્મન કારભારીએ ટકોર કરી. 'તમે જો તમારું કામ બરાબર કરતા હો ને ઢંગમાં રહેતા હો—'

'એ વાત ખોટી, અમારાથી ન બને એ,' તીણા નાકવાળો એક ડોસો બોલ્યો. 'તમે તો કહો "કેમ એલા ઘોડો મોલમાં જવા દીધો?" જાણે મેં જાણી જોઇને એને જવા દીધો હોય નહિ! લ્યો, હું તો દહાડો બધો દાતરડું લઈને કાપણી કરતો હોઉં કે બીજું કાંઈક કામ કરતો હોઉં ને રાતે ઘોડા ચરાવવા ગયો હોઉં ને ઊંઘ આવી જાય ને ઘોડો તમારા મોલમાં જાય એટલે તમે લઈને મારી ચામડી ઊતરડી નાખો છો.'

'પણ તે, તારે નિયમ બરાબર પાળવો જોઇએ ને?'

'અહીં બેઠાબેઠા નિયમોની વાત કરવી સહેલી છે, પણ એ નિયમો પાળવા એ અમારા ગજા ઉપરવટની વાત છે,' એક ઊંચો, કાળો, ડીલે ખૂબ વાળવાળો વચેટ ઉંમરનો આદમી બોલ્યો.

'પણ તમને વાડ કરી લેવાનું નહોતું કહ્યું મેં?'

'વાડ કરવી હોય તો વાડનું લાકડું આપો ને ત્યારે,' એક સાદા દેખાવનો ઠીંગણો ખેડૂત બોલ્યો. 'પોરની સાલ વાડ કરવા સારુ મેં નાનકડું ઝાડ કાપ્યું, એમાં તો તમે મને કેદમાં પૂર્યો ને મારે ત્રણ મહીના ત્યાં સડવું પડ્યું. તમારી વાડ કરવા ગયા ત્યાં કાંદો કાઢ્યો ત્યારે એ.'

'શું કહે છે એ?' કારભારી તરફ ફરીને નેખ્લ્યુડોફે પૂછ્યું.

'આખા ગામમાં એ જબરો ચોર છે,' કારભારીએ જવાબ આપ્યો. 'દર સાલ જંગલમાંથી લાકડાંની ચોરી કરતો એ પકડાય છે.' પછી એ ખેડૂત ભણી વળીને તે બોલ્યો: 'બીજાની માલમિલકતને માન આપતાં શીખવું જોઇએ તારે.'

'તે, અમે નથી માન આપતા તમને?' એક ડોસો બોલ્યો. 'ફરજિયાત માન આપવું પડે છે તમને તો; નહિ તો તમે અમને દોરડાની જેમ આમળી નાખો એવા છો. અમારું જીવતર બધું તમારા હાથમાં છે.'

'હવે રાખ ભલા આદમી, એવું તે કંઇ થતું હશે અમારાથી? તમે ઊલટા અમને હેરાન કરવા ટાંપી રહો છો,' એ જર્મને કહ્યું:

'જરૂર, તમે હેરાન જ કરો છો. તે દિવસે મારું જડબું નહોતું તોડી નાખ્યું તમે? ને મેં ફરિયાદ કરી તો ય મને કંઈ દાદ મળી નહિ. મને લાગે છે કે પૈસાદાર લોકો સામે કોરટે ચડવામાં કંઇ સાર જ નહિ.'

આ પ્રમાણે બન્ને પક્ષ વચ્ચે શબ્દોની લડાઈ ચાલી રહી હતી, જોકે એ લડાઇનું ખરું કારણ એમાં ભાગ લેનારા કોઈ બરાબર સમજતા નહોતા. પણ એટલું સ્પષ્ટ દેખાઈ આવતું હતું કે એક બાજૂ કડવાશ હતી, જો કે એ કડવાશ ડરથી કંઇક દબાએલી હતી; તો સામી બાજૂ મહત્તા ને સત્તાનું ભાન હતું. આ બોલાબોલી સાંભળી રહેતાં નેખ્લ્યુડોફને બહુ વસમું લાગ્યું, એટલે ફરી પાછો એણે ગણોતનો દર અને શરતો નક્કી કરવાનો સવાલ હાથમાં લીધો.

'ઠીક, ત્યારે જમીનનું શું? બધી જમીન હું તમને સાંથે આપું તો તમે તે લેવા રાજી છો? ને તો તમે કેટલા પૈસા ભરશો?'

'જાગીર આપની છે, એટલે એનું મૂલ આપ જ પરઠો.'

નેખ્લ્યુડોફે રકમનું નામ પાડયું. આ રકમ આસપાસ પડોશનાં ગામડાંઓમાં ભરવી પડતી હતી તેથી ઘણી ઓછી હતી, છતાં ખેડૂતોએ એ રકમ ખૂબ ભારે છે એમ જણાવ્યું અને એમની રોજિન્દી ટેવ પ્રમાણે રકઝક કરવા માંડી. નેખ્લ્યુડોફે તો ધારેલું કે પોતે સૂચવેલી રકમ એ લોકો રાજીખુશીથી સ્વીકારશે, પણ અહીં તો રાજીખુશીની કશી નિશાની દેખાઈ નહિ.

પોતે સૂચવેલી રકમ ખેડૂતોને લાભદાયક હતી એ હકીકત નેખ્લ્યુડોફને ફક્ત એક વાત ઉપરથી સ્પષ્ટ થઇ. આ જમીન

કોણ સાથે લેવાનું: આખી પંચાયત તે સાથે લેવાની કે કોઇ ખાસ મંડળી સાથે લેવાની? એવો સવાલ ઊભો થયો; એટલે જે ખેડૂતો નિયમિત રીતે મહેસૂલ ન ભરી શકે એવા નબળા ખેડૂતોને આ કરારમાંથી બાતલ રાખવા માગતા હતા, અને જે ખેડૂતોને આ કારણે બાતલ રહેવું પડે એમ હતું તેમની વચ્ચે એક જબરી તકરાર જામી. આખરે કારભારીની કુનેહથી ગણોતની રકમ ને બીજી શરતો નક્કી થઇ ને ખેડૂતો હોકારા પાડીને વાતો કરતા ટેકરી ઊતરીને પોતાનાં ગામ ભણી ચાલવા લાગ્યા અને નેખ્લ્યુડોફ ને તેનો કારભારી કરારનામું તૈયાર કરવા ઑફિસમાં ગયા. બધી વાત નેખ્લ્યુડોફની ઇચ્છા ને ધારણા મુજબ જ નક્કી થઇ. આખા પરગણામાં બીજે ક્યાંયે મળે તેના કરતાં ત્રીસ ટકા ઓછા દરે ખેડૂતોને આ જમીન મળી. આથી જમીનમાંથી નેખ્લ્યુડોફને મળતી મહેસૂલ અડધોઅડધ ઓછી થઇ ગઇ, છતાં નેખ્લ્યુડોફને પોતાને જોઇએ તે કરતાં તે હજુ વધારે હતી, કેમકે એણે જંગલ વેચી નાખ્યું હતું અને ખેતીનાં ઓજારો હતાં તે પણ વેચવાનાં હતાં એટલે તેની કિંમતનાં નાણાં આવે એમ હતાં. આમ બધો નિકાલ સરસ રીતે થયો લાગતો હતો, છતાં એને કશાક કારણે શરમાવા જેવું લાગ્યું. એ જોઇ શક્યો કે ખેડૂતો ઉપરઉપરથી આભારનાં વચન બોલતા હતા, પણ એમણે કંઇક વધુ આશા રાખેલી એટલે ખરી રીતે તેઓ સંતોષ પામ્યા નહોતા. આથી એકંદર પરિણામ ત્યારે એ આવ્યું કે એણે મોટી રકમ જતી કરી નુકસાન વહોરી લીધું, છતાં ખેડૂતોનાં મન એ મનાવી શક્યો નહિ.

વળતે દિવસે કરારનામામાં સહીઓ થઇ ને પ્રતિનિધિઓ તરીકે ચૂંટાએલા કેટલાક વૃદ્ધ ખેડૂતોના સાથમાં, હજુ કંઇક કરવાનું રહી જાય છે એવા અરુચિકર ભાવ સાથે એ ઑફિસમાંથી

નીકળ્યો, (સ્ટેશને પેલા ટાંગાવાળાએ વર્ણવેલી તેવી) પોતાના કારભારીની ભભકાદાર ગાડીમાં બેઠો, અને અસંતોષ ને નિરાશામાં માથાં ધુણાવતા ઊભેલા ખેડૂતોને રામરામ કરી એણે સ્ટેશન ભણી ગાડી હંકારી. નેખ્લ્યુડોફને પણ અંતરમાં અસંતોષ થયો, કોઇ અકળ કારણે આ બધો વખત એ ગમગીન બની ગયો, અને પોતે કંઇક શરમાવા જેવું કર્યું હોય એવું એને લાગ્યા કર્યું.

## પ્રકરણ ત્રીજું

**કુસ્મિન્સ્કીથી** નેખ્લ્યુડોફ કાટુશાને સૌથી પહેલી વાર જ્યાં મળેલો તે પોતાની ફોઈઓ તરફથી વારસામાં મળેલી જાગીરમાં ગયો. ત્યાંની જમીનની પણ પોતે કુસ્મિન્સ્કીમાં કરી તેવી જ વ્યવસ્થા કરવાનો એનો વિચાર હતો; પણ આ ઉપરાંત કાટુશા વિશે તથા પોતાથી તેને થએલા સંતાન વિશે બને તેટલી બાતમી મેળવવાની—એ સંતાન ગુજરી ગએલું એ વાત સાચી કે ખોટી અને ગુજરી ગએલું તો શી રીતે, એ બધી તપાસ કરવાની—એની ઇચ્છા હતી.

પાનોવો એ સવારમાં વહેલો પહોંચ્યો, અને ગાડીમાં બેસીને એ નજીક પહોંચ્યો ત્યારે એનું લક્ષ પહેલામાં પહેલું ખેંચાયું તે મુખ્ય મકાન અને આસપાસનાં ઘરોની જે ભાંગ્યાંતૂટયાં ખંડિયેર જેવી હાલત થઇ હતી તેના તરફ. લોઢાનાં છાપરાં બધાં કાટથી લાલ બની ગયાં હતાં, અને મોટેભાગે વાવાઝોડાને લીધે પતરાના કેટલાક ટૂકડા વાંકા વળી ગયા હતા. મકાનના છાજનાં પાટિયાં કેટલેક ઠેકાણે તૂટીને જુદાં પડી ગયાં હતાં અને જૂના કાટ ખાઇ

ગએલા ખીલાંથી જ્યાં તે વળગી રહ્યાં હતાં ત્યાંથી તે સહેલાઇથી નોખાં પાડીને ખેંચી શકાય એમ હતું. બન્ને દરવાજા–આમાંનો બાજૂનો દરવાજો તો એની સ્મૃતિમાં જડાઇ ગયો હતો–સડીને તૂટી ગયા હતા. આખા મકાનમાં ફક્ત મોભ વળગી રહ્યા હતા. કેટલીક બારીઓને ઠેકાણે પાટિયાં જડી દીધાં હતાં, અને કારભારી રહેતો હતો તે મકાન તથા રસોડું અને તબેલા એ બધાં ભૂખરાં બની ગયાં હતાં અને જીર્ણ હાલતમાં હતાં. આ જીર્ણતામાંથી કોઇ બચી ગએલ હોય તો એકલો બગીચો જ. આ બગીચો ઊલટો ખૂબ ઘીચ બન્યો હતો અને પૂરબહારમાં ખીલી નીકળ્યો હતો. ચેરી, સફરજન, ને આલુનાં પ્રફુલ્લ વૃક્ષો સફેદ વાદળાં જેવાં લાગતાં હતાં અને વાડની પાછળ જોઇ શકાતાં હતાં. વાડની ગરજ સારતા લિલાકના છોડ પણ, બાર વરસ ઉપર નેખ્લ્યુડોફ સોળ વરસની ઉંમરની કાટુશા સાથે વિફોની રમત રમતો હતો અને એ લિલાકના છોડની પાછળ પડી જવાથી કૌચાનો સ્પર્શ થએલો એટલે હાથે બળતરા ચાલેલી તે વખતે જેવા ખીલેલા તેવા જ અત્યારે પણ પૂરેપૂરા ખીલી નીકળ્યા હતા. ઘરના આંગણામાં એની સોફિયા ફોઇએ રોપેલું લાર્ચવૃક્ષ એ વખતે નાનકડી સોટી જેવડું જ હતું; પણ અત્યારે એવડું મોટું થઈ ગયું હતું કે એના થડમાંથી મોટો પાટડો બને. એની ડાળીઓ પર સોયના જેવાં પોપટિયાં પલ્લવો છવાઇ ગયાં હતાં. નદી મિલના બંધ પર થઇને ભારે ઘોંઘાટ કરતી ધસારાબંધ વહી રહી હતી. નદીની સામે પારનાં ગૌચરોમાં ખેડૂતોનાં જુદાંજુદાં ઢોર ચરતાં હતાં તે તલકાં તલકાં જેવાં લાગતાં હતાં.

કારભારી એ વિદ્યાપીઠનો વિદ્યાર્થી હતો, અને પોતાનો અભ્યાસક્રમ પૂરો થયો તે પહેલાં તેણે શાળા છોડી હતી. તે સ્વાગત

કરવા નેખ્લ્યુડોફની સામે ગયો અને સસ્મિત વદને એને આંગણામાં મળ્યો. સ્મિત ચાલુ રાખીને તેણે એને ઑફિસમાં આવવા વિનંતિ કરી, અને સ્મિત દ્વારા જાણે એની આગળ કંઇ અસાધારણ વસ્તુ રજૂ કરવાની આગાહી આપતો હોય એવો દેખાવ ધારણ કરી તે આડ પડદાની પાછળ ગયો. થોડી વાર સુધી કંઇ ધીમી વાતચીતનો ધુસપુસ અવાજ સંભળાયો, પછી નેખ્લ્યુડોફને સ્ટેશનેથી બેસાડી લાવનાર ગાડીવાળાને બક્ષિસની રકમ મળી તે લઇ ઘંટડી વગાડતો તે ચાલ્યો ગયો અને બધું શાન્ત બની ગયું. પછી, ખેડૂતો પહેરે છે તેવી ભરતભરેલી ચોળી તથા કાનમાં એરિંગને ઠેકાણે રેશમી ફૂમતાં પહેરીને એક છોકરી ઉઘાડે પગે બારીની બાજૂમાં થઇને દોટ મૂકી પસાર થઇ અને રોજની હરફરને લીધે ઘસાઈ ગએલા રસ્તા પર નાળવાળા જોડા ખખડાવતો એક આદમી ચાલ્યો ગયો.

નેખ્લ્યુડોફે એ નાનકડી બારી આગળ સ્થાન લીધું ને ત્યાંથી બહાર બગીચામાં નજર નાખી કાન માંડી બેઠો. બારીનું બારસાખ બધું છરી વડે કાપી કાઢેલું હતું. તેમાં થઇને તરતની ખોદેલી માટીની વાસ વહેતો મંદ તાજો વસંતાનિલ વાતો કરતો અને પોતાના આર્દ્ર કપાળ પરના વાળ તથા બારીના બારસાખમાં પડેલાં કાગળિયાં ફરફરાવતો હતો.

નદીમાં સ્ત્રીઓ કપડાં ધોતી હતી અને નિયમબદ્ધ તાલ-પૂર્વક તેમના ધોકા પડતા હતા તેનો 'ધબ ધબ' એવો અવાજ આવતો હતો. આ અવાજ મિલના તળાવની ચળકતી સપાટી પર પસરી ગયો, મિલમાંથી ખળખળ પડતા પાણીનો લયબદ્ધ ધ્વનિ સંભળાયો, અને એક ચમકી ગએલી માખી ગણગણાટ કરતી એના કાન આગળથી એકદમ પસાર થઈ ગઇ.

અને તરત નેખ્લ્યુડોફને એકાએક સ્મરણ થઈ આવ્યું કે ઘણાં વરસ ઉપર, પોતે નાનો ને નિર્દોષ હતો તે દિવસોમાં,

લયબદ્ધ ધ્વનિની આરપાર થઇને આવતો પલાળેલાં કપડાં પર પડતા ધૈરાંઓના ધોકાનો અવાજ બરાબર આવી જ રીતે પોતે એક વાર સાંભળેલો, છરીવતી કાપી કાઢેલા બારસાખમાં થઈને વસંતલહરિ આવીને પોતાના આર્દ્ર કપાળ પરના વાળ અને બારસાખમાં પડેલાં કાગળિયાં બરાબર આવી જ રીતે ફરફરાવતી વહી રહેલી, અને એક માખી પણ મોટેથી ગણગણાટ કરતી બરાબર આવી જ રીતે પોતાના કાન આગળથી પસાર થઈ ગએલી. આ સ્મરણ થઇ આવ્યું એનો અર્થ એમ નહિ કે ઓગણીસ વરસની ઉંમરે પોતાની પરિસ્થિતિ હતી તે બધી એને બરાબર સાંગોપાંગ સાંભરી આવી, પણ એ વખતે એ જેવો હતો તેવો જ બરાબર અત્યારે બની ગયો હોય એમ એને લાગ્યું, અને એ વખતે એનામાં તાજગી અને વિશુદ્ધિ રહેલી હતી તથા ભવિષ્યને માટે જે મહાન ને અનન્ત શક્યતાઓ રહેલી લાગતી હતી તે સઘળાંનો અત્યારે એને અનુભવ થયો, અને સાથેસાથે જ, સ્વપ્નમાં બને છે તેમ, એને ખ્યાલ આવ્યો કે આ બધી વસ્તુઓ તો પોતાના જીવનમાંથી હવે સદાને માટે ચાલી ગઇ છે અને એમાંની કોઇનો આસ્વાદ હવે એ કદી લઈ શકવાનો નથી; અને આ ખ્યાલથી એને પારાવાર ખેદ થયો.

'આપ ભોજન ક્યારે લેશો?' સ્મિત કરીને કારભારીએ પૂછ્યું.

'જ્યારે તમને ઠીક પડે ત્યારે; મને ભૂખ નથી. પહેલાં તો હું ગામમાં આંટો મારી આવું.'

'અંદર નહિ પધારો? અંદર બધું વ્યવસ્થિત છે. જરા અંદર ડોકિયું કરો, બહાર જો......'

'હમણાં નહિ, પછી વાત. મને કહો જોઇએ જરા, મત્રેના હારિના નામની કોઈ બાઈ અહીં રહે છે કે નહિ?' (મત્રેના હારિના તે કાદુશાની ફોઈ.)

'હા હા, છે. ગામમાં તે એક છાનું પીઠું ચલાવે છે. તે ચલાવે છે એની મને ખબર છે એટલા સારુ એનો વાંક કાઢીને એને ઠપકો આપું છું. પણ એને સપડાવીને પૂરવી એ આપણા હૃદયને ને દયાવૃત્તિને આઘાત પહોંચાડે એવું કપરું કામ છે. બીચારી બુઝર્ગ ડોશી છે, અને છોકરાનાં છોકરાંને ઢાંકીને પડી છે.' પહેલાંની પેઠે સસ્મિત મુખ રાખીને અને પોતાના 'શેઠ'ને ખુશ કરવાની પોતાની ઈચ્છા તેમ આ બધી બાબતમાં નેખ્લ્યુડોફના વિચાર પણ પોતાના જેવા જ હશે એ પ્રકારની પ્રતીતિ પ્રગટ કરતો એ બોલ્યો.

'એ કયે ઠેકાણે રહે છે? મારે ગામમાં જઈને એને મળવું છે.'

'ગામને છેડે, ઠેઠ આઘેની બાજૂએ છેવાડેથી ત્રીજું એનું ઘર છે. ડાબા હાથ ભણી એક ઈંટનું મકાન છે, અને તેની પેલી બાજૂ આ ડોશીનું ઝૂંપડું છે. પણ એ કરતાં હું જાતે જ આપની સાથે આવું,' મીઠું સ્મિત કરીને કારભારીએ કહ્યું.

'ના, ના, કંઈ જરૂર નથી. એ તો હું બરાબર શોધી કાઢીશ. તમે જરા ખેડૂતોને એકઠા કરી, મારે એમની સાથે જમીન બાબત વાત કરવી છે એવા ખબર એમને આપશો?' નેખ્લ્યુડોફ બોલ્યો. અહીંના ખેડૂતો સાથે પણ કુસ્મિન્સ્કીના ખેડૂતો સાથે કર્યો તેવો જ કરાર કરવાનો અને બને તો તે ને તે જ દિવસે સાંજે કરી નાખવાનો એનો વિચાર હતો.

# પ્રકરણ ચોથું

**દરવાજાની** બહાર નીકળતાં નેખ્લ્યુડોફને કાનમાં ફૂમતાં પહેરેલી પેલી છોકરી સામી મળી. ઘાસ અને કેળથી છવાઈ ગએલ ગૌચર વીંધીને જતા રસ્તા ઉપર થઈને તે ઘેર પાછી આવતી હતી. તેણે એક લીલું ચમકતા રંગનું વસ્ત્ર પહેર્યું હતું અને પોતાના ખુલ્લા જાડા પગે ચાલતાંચાલતાં પોતાનો ડાબો હાથ તે ઝડપથી આમતેમ હલાવતી હતી. જમણા હાથે તેણે એક પક્ષી પોતાના પેટ સરસું દાબી રાખ્યું હતું. એ પક્ષીની લાલ કલગી કંપતી હતી, પણ તે તો સાવ શાન્ત દેખાતું હતું. ફક્ત તે પોતાની આંખ આસપાસ ફેરવતું હતું અને પોતાનો એક કાળો પગ લંબાવી વળી પાછો પાછો ખેંચી લેતું હતું અને એમ કરતાં છોકરીનું કપડું નહોરમાં ભરાવીને ફાડતું હતું. છોકરી જ્યારે 'શેઠ'ની નજીક આવી ત્યારે તેણે પોતાની ગતિ ધીમી પાડી અને અત્યાર સુધી જે દોડતી હતી તે હવે ચાલવા લાગી. જ્યારે તે એની લગોલગ આવી પહોંચી ત્યારે તે ઊભી રહી અને માથું પહેલાં પાછું લઈ પછી પાછું આગળ આણી એને નમન કર્યું, ને જ્યારે એ તેની પાસેથી આગળ પસાર થયો તે પછી જ તે પોતાના પક્ષીને લઈ ફરી પાછી દોડવા લાગી. એ કૂવા ભણી ચાલ્યો એટલે વળી ગએલા વાંસા પર કાવડ રાખીને પાણીનાં બે વાસણ ભરી આવતી એક ડોશી મળી. આ ડોશીએ જાડી ગંદી ચોળી

પહેરી હતી. એ પાસે આવ્યો એટલે ડોશીએ પોતાનાં પાણીનાં વાસણ સંભાળપૂર્વક નીચે મૂક્યાં, અને પેલી છોકરીની પેઠે પહેલાં માથું પાછળ લઇ જઇને પછી પાછું આગળ આણી એને નમન કર્યું.

કૂવો વટાવી નેખ્લ્યુડોફ ગામમાં પેઠો. સૂરજ પૂરબહારમાં તપતો હતો એટલે હજુ દસ જ વાગ્યા હતા છતાં ગરમી અકળાવી મૂકે એવી લાગતી હતી. વચ્ચેવચ્ચે વળી જમા થતાં વાદળાંમાં સૂર્ય ઢંકાઇ પણ જતો હતો. ગામના રસ્તા પર છાણની આકરી છતાં અળખામણી ન લાગે એવી વાસ હવામાં ભરેલી લાગતી હતી. આ વાસ ટેકરી પર જતાં ગાડાંમાંથી અને તેથી પણ વિશેષ તો ખાસ કરીને ફળિયાંમાં તેમ ઘરમાં ઉખડાળેલા ખાતરના ઢગલાઓમાંથી આવતી હતી. આ ફળી અને ઘરના દરવાજા ખુલ્લા હતા અને એ દરવાજાની બાજૂમાં થઇને નેખ્લ્યુડોફનો રસ્તો જતો હતો એટલે છાણની આ વાસ એને આવતી હતી. એ પસાર થયો એટલે, ઝબકતી રેશમી રિબનવાળી રાખોડી ટોપી પહેરેલ અને એકાંતરે પગલે ચમકતી ખોળીવાળી ચકચકતી લાકડી જમીન પર અડકાડતા અડકાડતા ગામના રસ્તા પરથી જઈ રહેલ આ કદાવર મજબૂત બાંધાના ગૃહસ્થને ખાતરથી ખરડાએલાં પહેરણ ને ચોરણા પહેરીને ઉઘાડે પગે કામ કરતા ખેડૂતો પાછું વાળીને જોઇ રહ્યા. ખેતરોમાંથી ઝડપભરી ગતિએ ચાલતા અથવા ખડભડ થતા ખાલી ગાડામાં બેસીને પાછા આવતા ખેડૂતો એને દેખીને માથેથી ટોપી ઉતારતા હતા અને પોતાના ગામના રસ્તા પર થઇને પસાર થતા આ અસાધારણ પુરુષની પાછળપાછળ વિસ્મયપૂર્વક જોઈ રહેતા હતા. સ્ત્રીઓ પણ ખડકી બહાર આવીને અથવા ખડકીમાં જ ઊભી રહીને, એ પસાર થયો એટલે એના તરફ આંગળી ચીંધી અંદર-અંદર એકબીજીની નજર એના ભણી ખેંચતી હતી અને એકીટશે એને જોઇ રહેતી હતી. નેખ્લ્યુડોફ ચોથી ખડકી આગળ થઇને

પસાર થતો હતો એવામાં એક ગાડું નીકળ્યું એટલે એને ઊભું રહેવું પડ્યું. ગાડામાં દાબીદાબીને ખાતર ભર્યું હતું. ખાતર પર ઉપર બેસવા માટે સાદડી ઢાંકી દીધી હતી. અને તેનાં પૈડાં ચૂંચૂં અવાજ કરતાં હતાં. ઉપર બેસવાનું મળશે એ આશાએ આનંદમાં આવી ગએલો એક છ વરસનો છોકરો ઉઘાડે પગે ગાડા પાછળ ચાલતો હતો. ઝાડની છાલના બનાવેલા જોડા પહેરેલો એક જુવાન ખેડૂત લાંબા લાંઘા મારતો મારતો ઘોડાને દોરીને ફળી બહાર લાવતો હતો. એવામાં ઊંચા લાંબા પગનો એક ભૂખરા રંગનો વછેરો દરવાજામાંથી કૂદીને બહાર આવ્યો, પરંતુ નેખ્લ્યુડોફને દેખીને ગાડાની છેક લગોલગ ચાલવા લાગ્યો. પણ ત્યાં તેના પગ ગાડાના પૈડા સાથે ઘસાતાં, આ ગાડે જોડેલી અને દરવાજામાંથી આ લાદેલું વાહન લઈ જતી ઘોડી જે તેની મા હતી, અને જે અત્યારે ભડકીને હણહણાટ કરી રહી હતી તેની પડખે થઇને કૂદકો મારી આગળ ધસ્યો. બીજા ઘોડાને એક ઉઘાડપગો બુઢ્ઢો દોરી જતો હતો. એના ખભાનાં હાડકાં ઊંચાં તરી આવતાં હતાં અને તેણે ગંદું પહેરણ ને ચટાપટાવાળો ચોરણો પહેર્યાં હતાં. આ ઘોડાં જ્યારે સૂકાં ભૂખરાં ખાતરનાં છોતરાંથી છવાઇ ગએલા સખત સરિયામ રસ્તા પર આવ્યા ત્યારે એ બુઢ્ઢો પાછો દરવાજા આગળ આવ્યો અને ત્યાં નેખ્લ્યુડોફને તેણે નમન કર્યું.

'તમે તો અમારી શેઠાણીઓના ભત્રીજા, ખરું ને?'

'હા, હું એમનો ભત્રીજો.'

'મહેર કરીને અમારી ખબર કાઢવા આવ્યા છો, ખરું?' એ વાતોડિયો ડોસો બોલ્યો.

'હા. હં, ને તમારા શા ખબર છે?' શું બોલવું તે ન સૂઝતા નેખ્લ્યુડોફે પૂછ્યું.

'અમારા શા ખબર છે? અમારા તો માઠા ખબર છે,' જાણે આ જવાબ આપતાં એને આનંદ આવતો હોય એવી રીતે ડોસો બોલ્યો.

'માઠા કેમ?' દરવાજામાં દાખલ થઈ નેખ્લ્યુડોફે પૂછ્યું.

'અમારું તે કંઈ જીવતર કહેવાય?' ફળીની અંદરના છાઇ લીધેલા ભાગમાં નેખ્લ્યુડોફ આવ્યો તેની પાછળપાછળ ચાલતાં ડોસાએ કહ્યું. આ છાએલા ભાગમાં આવી નેખ્લ્યુડોફ ઊભો રહ્યો.

'જુઓને–બધા મળીને બાર જીવ છીએ,' ખાતરના બાકીના ઢગલા આગળ હાથમાં ખંપાળી લઈને પરસેવાથી રેબ-ઝેબ થતી ઊભેલી બે બૈરીઓ ભણી આંગળી ચીંધી ડોસાએ કહ્યું. એમના માથાબંધણાના રૂમાલ માથા પરથી સરકી જતા હતા, અને એમના વસ્ત્રના પાલવનો એમણે ખોળો વાળી લીધો હતો, એટલે એમના ખુલ્લા મેલા પગની પીંડીઓ દેખાતી હતી. 'મહીને ને મહીને મારે પાંચમણ 'રાઇ' વેચાતી લેવી પડે છે, તે એના પૈસા ક્યાંથી કાઢવા?'

'તમારી પોતાની જમીનમાં તમારે થાય એટલી 'રાઈ' તમે નથી પકવતા?'

'મારી પોતાની જમીનમાં?' તિરસ્કારવાચક સ્મિત કરીને ડોસો બોલ્યોઃ 'શું બોલો છો? મારી આગળ તો ત્રણ માણસનો માંડ નભાવ થાય એટલી જ જમીન છે. એટલે ગઈ સાલ તો નાતાળ સુધી ચાલે એટલું અનાજ પણ અમારે પાક્યું નહોતું.'

'ત્યારે તમે શું કરો છો?'

'અમે શું કરીએ છીએ? કેમ, એક છોકરાને બીજા ખેડૂતને ત્યાં સાથી રહેવા મોકલ્યો ને કંઇક પૈસા આપ નામદારને ત્યાંથી કરજે લીધા. એ બધા પૈસા લેન્ટ પહેલાં ચટ થઇ ગયા, ને મહેસૂલ તો હજુ ભરવાનું માથે ઊભું છે.'

'મહેસૂલ કેટલું છે?'

'કાં, મારા ખાતાના સત્તર રૂબલ છે. અરે ભગવાન્, આ તે કાંઇ જીવતર છે! કેમ કરીને નભાવ કરીએ છીએ એ એક મન જાણે છે.'

'તમારા ઘરમાં જરાક નજર કરું?' ખંપાળીવતી ઉખદાળેલા ખાતરના પીળા ને ભૂખરા થરો પાસે થઇને ફળી વીંધી સામી બાજૂએ જઈ નેખ્લ્યુડોફે પૂછ્યું. ખાતરના ઢગલામાંથી સખત વાસ આવતી હતી.

'શું કામ નહિ? આવો ને અંદર!' ખાતરના ઢગલા પર ઉઘાડે પગે ઝડપથી ચાલતો તે નેખ્લ્યુડોફને વટાવી આગળ પહોંચ્યો અને પોતાના ઘરનું બાર તેણે ઉઘાડ્યું.

બૈરીઓએ માથા પર પોતાના માથાબંધણાના રૂમાલ સરખા કર્યા, વસ્ત્રના પાલવના ખોળા વાળ્યા હતા તે પાલવ પાછા નીચે નાખી દીધા, અને બાંયોમાં સોનાનાં બટન પહેરેલા આ સુઘડ ગૃહસ્થને પોતાના ઓરડામાં દાખલ થતો દેખી તે આશ્ચર્યથી જોઈ રહી. નેખ્લ્યુડોફ ઓરડો જોવા ગયો એટલે તેમાંથી બે નાની છોકરી એકદમ બહાર આવી. આ છોકરીના અંગ પર જાડી ખરબચડી ચોળી સિવાય બીજું એકે કપડું નહોતું. ઓરડાના બારસાખમાં દાખલ થવા માટે પોતાની ટોપી ઉતારી લઇ તથા નીચો નમી નેખ્લ્યુડોફ એ સાંકડી ગંદી કોટડીમાં દાખલ થયો. એ ઓરડામાં કંઇક ખાટા ખોરાકની વાસ આવતી હતી અને અંદરની ઘણીખરી જગા વણવાની બે શાળે રોકી લીધી હતી. ઓરડામાં એક ડોશી ભઠ્ઠી આગળ ઊભી હતી. કપડાંની બાંયો તેણે પોતાના પાતળા સ્નાયુબદ્ધ રતૂંબડા હાથ પર ચડાવી દીધી હતી.

'આ આપણા શેઠ આપણી ખબર કાઢવા આવ્યા છે,' ડોસાએ કહ્યું.

'ધન્ય ભાગ્ય, ભલે પધાર્યા,' બાંયો ઉતારતાં ડોશીએ કહ્યું.

'તમે કેમ રહો છો એ મારે જોવું'તું.'

'જુઓને, આ તમે દેખો છો એમ રહીએ છીએ, અને ઘર તૂટી પડવાની તૈયારીમાં જ છે, તે ગમે તે વખતે કોકને ચગદી મારશે. પણ આ અમારા ઘરવાળા કહે છે કે હજુ તો ઘર મજાનું છે, એટલે મોટા બાદશાહની જેમ અમે રહીએ છીએ,' આવેશથી માથું હલાવતાંહલાવતાં એ ચપળ ડોશીએ કહ્યું. 'આ દાડિયાંને ખાવા માટે હું રાંધણું કરતી'તી.'

'શું રાંધણું કરવાનાં!'

'રાંધણું? અમારો ખોરાક બહુ મજાનો હોય છે. પહેલે પીરસણે રોટલા ને ક્વાસ; બીજે પીરસણે–ક્વાસ ને રોટલા,' દાંત દેખાય એવી રીતે બોલતાં ડોશીએ કહ્યું. તેના દાંત અડધા ઘસાઇ ગયા હતા.

'ના ના, મશ્કરી નહિ. મને દેખાડો જોઇએ તમે શું ખાવાનાં?'

'શું ખાવાનાં?' હસતાં હસતાં ડોસાએ કહ્યું. 'અમારે કંઈ બત્રીસ ભોજન આરોગવાનાં નથી હોતાં. એલી, જરાક બતાવ તો ખરી એમને.' પણ ડોશીએ માથું ધુણાવ્યું.

'અમારું ખેડુલોકનું ખાણું જોવું છે? તમને તો ભઇ ભારે કૌતુક લાગે છે. હવે સમજી હું. જરીએ જરી વાત તમારે જાણવી લાગે છે. તે તમને કહ્યું નહિ કે અમારું ખાણું એટલે રોટલા ને ક્વાસ? પછી સેરવો મળવાનો. આજે એક બાઇ થોડી મચ્છી આપી ગઈ, એટલે એનો સેરવો બનાવવાનો. ને પછી બટાટા.'

'બીજું વધારે કાંઈ નહિ?'

'બીજું વધારે જોઇએ શું ? વધારામાં થોડુંક દૂધ મળશે,' હસતાં હસતાં બાર ભણી જોઇ રહી ડોશી બોલી. બાર ઉઘાડું હતું, અને તેની બહારના ભાગમાં લોકોનું ટોળું એકઠું થયું હતું—છોકરા, છોકરીઓ, ને બચ્ચાં તેડીને ઊભેલી બૈરીઓ. એ બધાં ખેડૂતલોકોનો ખોરાક જોવા માગતા આ વિલક્ષણ ગૃહસ્થને જોવા ટોળે મળી એકઠાં થયાં હતાં. આ ગૃહસ્થની સાથે પોતે આવી ઢબે વાતચીત કરી એ ઉપરથી એ ડોશી મનમાં ફુલાતી જણાતી હતી.

'હા, અમારું જીવતર તો કંગાળ છેઃ વગર કહ્યે સમજાય એવી વાત છે એ,' ડોસો બોલ્યો. 'કેમ એલાં, શું છે તે ત્યાં બધાં ટોળે મળ્યાં છો ?' બારણા બહાર ઊભેલાં માણસોને તેણે હાંક મારી.

'ઠીક ત્યારે, રામરામ,' નેખ્લ્યુડોફે કહ્યું. આમ કહેતાં કહેતાં એને શરમ ને બેચેનીની લાગણી થઈ આવી, જોકે એ લાગણીનું એ કારણ આપી શકે એમ નહોતો.

'અમારી ખબર કાઢી તે માટે તમારો પાડ માનું છું,' ડોસાએ કહ્યું.

નેખ્લ્યુડોફને પસાર થવા દેવા માટે બહાર ઊભેલાં લોકો સંકોચાઈને ખૂબ પાસેપાસે સર્યાં, એટલે બહાર નીકળીને એ રસ્તા પર આગળ ચાલવા લાગ્યો. એ ટોળામાંથી બે ઉઘાડપગા છોકરા એની પાછળપાછળ ગયા—આમાંથી મોટા છોકરાએ પહેરેલું પહેરણ પહેલાં તો સફેદ હશે, પણ અત્યારે કાળું પડી ગયું હતું, ને બીજાએ પહેરેલું પહેરણ મૂળ ગુલાબી રંગનું હતું, પણ અત્યારે એનો રંગ ઊપટી ગયો હતો અને છેક જીર્ણ થઇ ગયું હતું. એ આવતા હતા એટલે નેખ્લ્યુડોફે પાછું વાળી જોયું.

'ને હવે તમે ક્યાં જાઓ છો ?' સફેદ પહેરણ પહેરેલા છોકરાએ પૂછ્યું. નેખ્લ્યુડોફે જવાબ આપ્યોઃ

'મત્રેના હારિના પાસે. તું એને ઓળખે છે?'

ગુલાબી પહેરણવાળો છોકરો કંઈક કારણને લીધે હસવા લાગ્યો; પણ મોટા છોકરાએ ગંભીરતા જાળવી જવાબ આપ્યો:

'એ કઇ મત્રેના? ઘુડ્ડી છે એ?'

'હા, ઘુડ્ડી છે એ.'

'અરે હા,' તે બોલી ઊઠ્યો, 'એ તો પે...લી. એ તો ગામને બીજે છેડે રહે છે—અમે તમને દેખાડશું એનું ઘર. કેમ ફેડકા, આપણે આમની સાથે જઈએ. જશું ને?'

'હા, પણ ઘોડાંનું શું!'

'ઘોડાંની ફકર નહિ. એનું કંઈ થવાનું નથી.'

એટલે ફેડકા સંમત થયો, ને ત્રણ જણ રસ્તે આગળ ચાલવા લાગ્યા.

## પ્રકરણ પાંચમું

**મોટેરાં** કરતાં આ છોકરાઓ સાથે **નેખ્લ્યુડોફ** વધુ સ્વસ્થતા અનુભવી અને એમની સાથે એને વધુ ફાવ્યું; એટલે ચાલતાં ચાલતાં એ એમની સાથે વાતો કરવા લાગ્યો. પેલો ગુલાબી પહેરણવાળો નાનો છોકરો હવે હસતો રહી ગયો અને એ પણ મોટા છોકરાની જેમ સમજપૂર્વક ચોકસાઈથી સ્પષ્ટ ઢબે બોલવા લાગ્યો.

'અહીં રહે છે એ બધાંમાં સૌથી ગરીબ કોણ એ કહી શકીશ તું?' **નેખ્લ્યુડોફે** પૂછ્યું.

'સૌથી ગરીબ? માઇકલ ગરીબ છે, સાઇમન માકારોફ ને માર્થા એય ગરીબ છે—માર્થા તો બહુ ગરીબ છે.'

'ને આનિસ્યા, એ તો વળી એનાથી એ ગરીબ છે. એને તો ગાય પણ નથી. એ લોકો તો ભીખ માગવા નીકળે છે,' નાના ફૂડકાએ કહ્યું.

'એને ગાય નથી, પણ એ તો ત્રણ જ જણ છે, ને માર્થાના ઘરમાં તો પાંચ જણ છે,' મોટા છોકરાએ વાંધો કાઢી કહ્યું.

'પણ પેલી તો રાંડીરાંડ છે,' આનિસ્યાનો પક્ષ લઇને ગુલાબી પહેરણવાળાએ કહ્યું.

'આનિસ્યા રાંડીરાંડ છે એમ તું કહે છે, પણ માર્થાએ રાંડીરાંડ જેવી જ છે,' મોટો છોકરો બોલ્યો. 'રાંડીરાંડ જેવી જ, કેમ કે એનોય ધણી નથી..'

'ત્યારે એનો ધણી ક્યાં છે?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'જેલમાં સડે છે,' મોટાએ કહ્યું.

'વરસ દહાડા ઉપર એણે જાગીરદારના જંગલમાંથી બે બર્ચનાં ઝાડ કાપેલાં,' ગુલાબી પહેરણવાળા નાના છોકરાએ ઝડપથી ખુલાસો કર્યો, 'એટલે એને પૂરી દીધો છે. આજ છ મહીનાથી એ જેલમાં છે, ને અહીં બૈરીને બીચારીને ભીખ માગવી પડે છે. ઘરમાં ત્રણ છોકરાં ને એક માંદી ડોશી છે,' વાતમાં ને વાતમાં તેણે જણાવ્યું.

'એ ક્યાં રહે છે?'

'આવડા આ જ ઘરમાં,' એક ઝૂંપડું બતાવીને છોકરાએ જવાબ આપ્યો. જે ઝૂંપડા આગળ નેખ્લ્યુડોફ ચાલી રહ્યો હતો એ રસ્તા ઉપર એક નાનકડું છોકરું, દોરડી જેવા પગ પર મહા-મુશ્કેલીએ કાયાને ટેકાવીને ઊભું હતું. એ છોકરાના વાળ શણ જેવા હતા.

'વાસ્કા! ઓલ્યું હરામી છોકરું ક્યાં ટળ્યું?' ઘરમાંથી દોડતાં દોડતાં મેલી ભૂખરી ચોળી પહેરેલી એક બાઇએ હાક મારી. બેબાકળે ચહેરે તે આગળ ધસી આવી, અને જાણે નેખ્લ્યુડોફ પોતાના બચ્ચાને ઈજા કરી બેસે એવી બીક લાગી હોય એવી રીતે નેખ્લ્યુડોફ તેની નજીક જાય એ પહેલાં તો તેને એ અંદર લઈ ગઇ.

નેખ્લ્યુડોફનાં બર્ચનાં ઝાડ કાપવા બદલ જેના ધણીને જેલમાં પૂરેલો તે જ આ બાઈ.

'હં, ને આ મત્રેના, એ ય ગરીબ છે?' મત્રેનાના ઘર નજીક આવી પહોંચ્યા એટલે નેખ્લ્યુડોફે પૂછ્યું.

'એ ગરીબ? ના, ના. એ શાની ગરીબ હોય? એ તો દારૂ વેચે છે,' ગુલાબી પહેરણવાળો નાનો દૂબળો છોકરો નિશ્ચયપૂર્વક બોલ્યો.

એ ઘર આગળ આવી પહોંચ્યા એટલે નેખ્લ્યુડોફે એ છોકરાને બહાર રાખ્યા, અને ચાલમાં થઇને એ અંદર ગયો. આ ઘર ચૌદ ફીટ લાંબું હતું. ભઠ્ઠી પાછળ જે ખાટલો પડયો હતો તે ઊંચો માણસ બરાબર પગ લાંબા કરીને સૂઈ શકે એટલો લાંબો નહોતો. 'ને આ જ ખાટલામાં કાટુશાએ પેલું બચ્ચું જણેલું,' નેખ્લ્યુડોફને વિચાર આવ્યો, 'અને પાછળથી મંદવાડમાં તે સૂતી તે પણ આ જ ખાટલામાં.' ઓરડાનો મોટો ભાગ એક સાળે રોક્યો હતો. ને નીચા બારસાખમાં થઇને કપાળ ભટકાવતો નેખ્લ્યુડોફ અંદર દાખલ થયો ત્યારે ડોશી પોતાની દીકરીની સૌથી મોટી દીકરી સાથે મળીને આ સાળ પર તાણો ગોઠવતી હતી. નેખ્લ્યુડોફની પાછળપાછળ આ ડોશાની દીકરીનાં બીજાં પણ બે છોકરાં દોડી આવ્યાં, અને બારણાનો ઓતરંગ થોભીને ઊભાં રહ્યાં.

'કોનું કામ છે તમારે ?' ડોશીએ તરડાઈને પૂછ્યું. સાળ પર અત્યારે તે તાણો બરાબર ગોઠવી શકતી નહોતી તેથી અત્યારે તે મિજાજમાં હતી, અને વળી, ગેરકાયદે દારૂ વેચતી હતી એટલે કોઇ અજાણ્યો માણસ આવે ત્યારે એને હમેશાં ફાળ પડતી.

'હું બાજૂની જાગીરનો માલિક છું, ને મારે તમારી સાથે થોડી વાત કરવી છે.'

એને બારીકાઇથી એકીટશે જોની ડોશી ઘડી વાર શાન્ત રહી, પછી તેનો ચહેરો એકાએક બદલાઈ ગયો.

'ઓહો ! આ તો આપ છો ! ને હું તો મૂરખી એમ માનતી'તી કે કોક રખડુ વટેમાર્ગુ હશે. ભલા થઇને મને માફ કરો, ભગવાનને ખાતર !' અવાજમાં કૃત્રિમ માર્દવ આણીને ડોશીએ કહ્યું.

'એલાં, શું છે તે તાકીને જોઈ રહ્યાં છો ? ઊભા રહો હું તમને પરશાદી આપું. મારી થોડી આપ તો જરા,' બારણે ઊભેલાને હાક મારીને ડોશીએ કહ્યું.'બારણું બંધ કરી દે !'

છોકરાં જતાં રહ્યાં ને છોકરું તેડી ઊભેલી પેલી બાઇએ બા ણું બંધ કરી દીધું.

'મેં કીધું કોણ છે ? ત્યાં તો લ્યો, મારાં રતન, મારા શિરતાજ શેઠ સાહેબ પોતે જ પધાર્યા ! એક એમની મહેરબાની તો જુઓ,' ડોશી બોલી, 'મારા જેવી રાંકને ઘેર એ પધાર્યા છે. બેસો નામદાર, અહીં બેસો.' પોતાના મળવસ્ત્રથી બેઠક સાફ કરીને તેણે કહ્યું. 'ને મેં કીધું કોણ પીટયો અંદર આવ્યો ? ત્યાં તો આપ નામદાર, અમારા ધણી, અમારા અન્નદાતા પોતે આવ્યા છો. માફ કરજો, હવે તો હું આંધળી થતી જાઉં છું.'

નેખ્લ્યુડોફ બેઠો, ને ડોશી, જમણા હાથ પર ગાલ ટેકવીને તથા ડાબે હાથે જમણા હાથની અણીદાર કોણી થોભી રાખીને એના સામે ઊભી રહી.

ગાતી હોય એવા અવાજે તેણે બોલવા માંડ્યું:

'ઓહો, આપ તો હવે મોટા થઈ ગયા, નામદાર. આપ તો સદાય ફૂલના જેવા તાજા જ દેખાતા. ને હવે? ફકર પડી ને, એટલે મને લાગે છે—'

'જુઓ, હું આટલા માટે આવ્યો છું. કાટુશા માસ્લોવા સાંભરે છે તમને?'

'એનું નામ કાટેરિના, મને લાગે છે. કેમ, એ તો મારી ભત્રીજી! એ કેમ ન સાંભરે મને? આહા! એને ખાતર તો મેં કંઈ આંસુ સાર્યાં છે! બધી વાત હું જાણું છું. ભગવાન આગળ તો આપણે સૌ પાપી છીએ, ઝાર આગળ તો આપણે સૌ ગુનેગાર છીએ. એટલે સાહેબ, પાપ તો કોનાથી નથી થઇ જતું? જુવાની છે, એનું જોર કોનાથી અજાણ્યું છે? આપ ત્યાં ચાહ ને કોફી પીતા, એટલે સેતાને આપને સપડાવેલા. વખત જોઇને એ ચડી બેસે છે. હોય, શું કરવું? ને, આપે જો એને હડસેલી કાઢી હોત તો આપનો વાંક; પણ ના, આપે તો એને કેવો સરસ બદલો આપ્યો? આપે તો લઈને ખાસ્સા મજાના સો રૂબલ એને આપ્યા, ત્યારે એ કેવી નીકળી? એણે શું કર્યું? એણે તો કંઇ સમજણ જ રાખી નહિ. મારું કહ્યું માન્યું હોત તો આજ નિરાંતે રહેતી હોત. ભલેને મારી ભત્રીજી હોય, પણ આપણે તો સાચી વાત કહેવી જોઇએ, હા, બા. એ છોકરીમાં કંઈ માલ નહિ. મેં એને કેવું સરસ ઠેકાણું શોધી આપ્યું'તું. પણ એ સખણી રહી નહિ. ને એના શેઠને જ ભાંડવા માંડી. હવે, શેઠિયા માણસને ગાળો દેવી એ કંઇ આપણા જેવા નોકર માણસને પાલવે! એટલે પછી શું થાય? શેઠે તો એને હાંકી કાઢી. ત્યાંથી પેલા જંગલખાતાના

અમલદારને ત્યાં રહી. ત્યાંય રહેવાય એવું હતું, પણ ના, ત્યાંય એ સખણી રહી નહિ.'

'મારે તો એ બચ્ચાનું શું થયું એ જાણવું છે. એની સુવાવડ અહીં તમારે ત્યાં કરેલી, ખરું ને ? એ બચ્ચું ક્યાં છે ?'

'બચ્ચાની બાબતમાં તો એ વખતે મેં બરાબર વિચાર કર્યો'તો.' સુવાવડમાં કાટેરિનાની હાલત એટલી બધી ખરાબ હતી કે એ સાજીસમી ઊભી થશે એવી મને તો આશા ય નહોતી. એટલે બચ્ચાને મેં વિધિસર ખ્રિસ્તી ધર્મની દીક્ષા અપાવેલી ને પછી એક અનાથાશ્રમમાં એને મોકલેલું. કેમકે મા મરવા પડી ત્યારે બીચારા ગભરુ બચ્ચાને પછી શું ટળવળાવવું ? એવા નાજુક ફૂલને એવી રીતે કરમાવી નાખવું એ કંઇ સારું કહેવાય ? બીજી બાઇઓ તો એમ જ કરે છે. તે તો બચ્ચાને એમ ને એમ પડ્યું રહેવા દે છે, એને કંઇ પોષણ આપતી નથી, એટલે એ બાપડું પડ્યું પડ્યું કરમાઇ જાય છે. પણ મારા મનમાં થયું કે ના, આપણે એવું નથી કરવું. ભલેને થોડીક મુસીબત વેઠવી પડે, પણ આપણે તો એને અનાથાશ્રમમાં મોકલી દેવું. પૈસાની કંઈ તાણ નહોતી, એટલે મેં તો એવો ઠરાવ કરીને એને મોકલી દીધું.'

'અનાથાશ્રમની ઇસ્પિતાલમાંથી એનો રજીસ્ટરનંબર મળેલો તમને ?'

'હોવે, નંબર મળેલો, પણ બચ્ચું બીચારું મરી ગયું,' તેણે કહ્યું, 'પેલી એને ત્યાં લઇ ગઈ કે તરત તે મરી ગયું.'

'પેલી કોણ ?'

'પેલી સ્કોરોદ્નોમાં રહેતીને એ બાઇ. એ બાઇએ તો આ કામનો રીતસર ધંધો જ આદર્યો હતો. એનું નામ માલાન્યા હતું. અત્યારે તો એ મરી ગઈ છે. પણ બાઈ ડાહ્યું માણસ હતી.

બધી ગોઠવણ એ કેવી રીતે કરતી એ ખબર છે? કોઇ એની આગળ એક બચ્ચું લાવે, એટલે એ તે બચ્ચાને પોતાની પાસે રાખતી અને અનાથાશ્રમમાં લઈ જવા જેટલી સંખ્યા થાય ત્યાં સુધી પોતાને ત્યાં રાખી તેને પોષણ આપતી. આવાં ત્રણ ચાર બચ્ચાં ભેગાં થાય એટલે તરત તે સૌને સાથે લઇ જતી. તેણે એક ચતુરાઈભરી ગોઠવણ કરી હતી—એક મોટું પાળણું—એવડું પાળણું—તે રાખતી, અને પછી એક તરફ કે બીજી તરફ તે એ બધાંને તેમાં ગોઠવી દેતી. પાળણાને એક હાથો હતો, એટલે તે આ પાળણામાં ચાર બચ્ચાંને સાથે સુવાડતી, પગ સામસામી રહે અને માથાં છૂટાં રહે એવી રીતે સુવાડતી, એટલે કોઇ કોઇની સાથે અથડાય એવું બનતું નહિ. આ રીતે તે ચાર બચ્ચાંને સાથે લઈ જતી. આ ભૂલકાંઓ રડે નહિ ને શાન્ત રહે એટલા માટે તે એના મોઢામાં ડીંટડી મૂકતી, એટલે બધાં ચૂપ રહેતાં.'

'હં, પછી?'

'કાટેરિનાનું બચ્ચું પણ મને લાગે છે પખવાડિયું ઘેર રાખી તે આવી જ રીતે લઇ ગએલી. તેની માંદગી શરૂ થએલી તે તેને ઘેરથી જ.'

'બચ્ચું રૂપાળું હતું?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'રૂપાળું તો એવું કે એનો જોટો બીજે ક્યાંય જડે નહિ. આબેહૂબ તમારી જ નકલ જોઈ લ્યો ને,' આંખનો મીંચકારો મારી ડોશીએ કહ્યું.

'માંદું કેમ પડેલું? ખોરાક ખરાબ હતો?'

'ખોરાક રાખનો! ખોરાકનું તો અમથું બહાનું કાઢવાનું. પંડનું છોકરું ન હોય તો કુદરતી રીતે એવું જ થાય એ તો. જેમ

તેમ કરીને ત્યાં જીવતું પહોંચાડવું એટલી જ નજર. એ કહેતી'તી કે માંડમાંડ એને મોસ્કો ભેગું કરેલું ને ત્યાં એ મરી ગયું. ખાસ્સું મજાનું રીતસર સર્ટિફિકેટ ત્યાંથી લાવેલી એ. એવી કાબેલ બાઇ હતી એ.'

ત્યારે નેખ્લ્યુડોફને પોતાના બાલક વિશે જે માહિતી મળી તે આટલી જ.

## પ્રકરણ છઠ્ઠું

ફરી વળી બન્ને બારસાખનાં મથાળાં સાથે માથું અફળાવતો નેખ્લ્યુડોફ આ ઘરમાંથી નીકળી શેરીમાં આવ્યો તો સફેદ ને ગુલાબી પહેરણવાળા પેલા બે છોકરા ત્યાં એની વાટ જોતા ઊભા હતા. એમની પડખે થોડાં બીજાં નવાં એકઠાં થએલાં માણસો પણ ઊભાં હતાં. આમાં જે બૈરીઓ આવી હતી તેમાંની કેટલીક પોતાનાં બચ્ચાં કાખમાં તેડ્યાં હતાં. આ બાળકોમાં થીગડિયા ટોપી પહેરેલા બાળકવાળી પેલી દૂબળી બાઇ પણ હતી. પોતાનું લોહી વિનાનું ફીકું છોકરું તેણે હળવે હાથે કાખમાં તેડ્યું હતું. આ છોકરાના કરમાઈ ગએલા આખા ચહેરા પર વિચિત્ર જાતનું સ્મિત પથરાઈ રહ્યું હતું અને તે તેનો વાંકો અંગૂઠો આખો વખત હલાવ્યા કરતું હતું.

નેખ્લ્યુડોફ સમજ્યો કે આ સ્મિત તે વેદનાનું સ્મિત હતું. એટલે એ બાઇ વિશે એણે પૂછપરછ કરી.

'હું તમને કહેતો'તો ને એ જ આ આનિસ્યા,' મોટા છોકરાએ જવાબ આપ્યો.

નેખ્લ્યુડોફ આનિસ્યા ભણી વળ્યો.

'તમારું ગુજરાન કેવી રીતે કરો છો?' એણે પૂછ્યું. 'તમારો નિભાવ કેવી રીતે થાય છે?'

'ગુજરાન કેવી રીતે કરું છું?— ભીખ માગીને,' આનિસ્યા બોલી, ને રડવા લાગી.

પેલા કરમાઇ ગએલા બચ્ચાનો આખો ચહેરો હસી ઊઠયો, ને તેણે પોતાના પગ આમનેમ હલાવ્યા. આ પગ કીડા જેવા છેક પાતળા હતા.

નેખ્લ્યુડોફે પોતાની ખીસાપોથી કાઢીને તેમાંથી એ બાઇને દસ રૂબલની એક નોટ આપી. પછી એ જગાએથી એ ડગલાં માંડ આગળ વધ્યો ત્યાં છોકરું તેડેલી એક બીજી બાઈ એને વળગી, પછી એક ડોશી વળગી ને પછી વળી પાછી એક જુવાન બાઈએ એને રોકયો. આ બધી બાઇઓ પોતાની ગરીબાઇ વિશે કકળાટ કરી કંઇક મદદ માટે કાલાવાલા કરતી હતી. નેખ્લ્યુડોફે પોતાની પાસે હતી તેટલી બધી રકમ—સાઠ રૂબલની નાની નાની નોટો—એમને આપી દીધી, અને અંતરમાં દારુણ યાતના અનુભવતો એ કારભારીને ત્યાં પાછો આવ્યો.

કારભારીએ સસ્મિત મોંએ એનો સત્કાર કર્યો અને ખેડૂતો સાંજના એકઠા થશે એમ સમાચાર આપ્યા. એ બદલ તેનો આભાર માની નેખ્લ્યુડોફ સીધો બાગમાં ગયો. બાગના બધા રસ્તા પર સફરજનનાં ફૂલની પાંખડીઓ વેરાઈ ગઈ હતી અને નકામા છોડ ઊગી નીકળ્યા હતા. પોતે જે દશ્યો નજરે જોએલાં તે વિશે આ રસ્તે ફરતાંફરતાં વિચાર કરી જોવાનો એનો વિચાર હતો.

શરૂઆતમાં તો બધું શાંત હતું, પણ થોડીજ વારમાં નેખ્લ્યુડોફે કારભારીના ઘરની પાછલી બાજૂએથી બે તપી ગએલી બૈરીઓના અવાજ આવતા સાંભળ્યા. એકબીજાની વાત પૂરી થવા દીધા વિના તે બન્ને બૈરીઓ ઉપરાઉપરી બોલતી હતી— અને આ બન્નેના અવાજ સાથે વચ્ચેવચ્ચે સતત સ્મિત કર્યા કરતા પેલા કારભારીનો પણ અવાજ સંભળાતો હતો. નેખ્લ્યુડોફે એ અવાજ તરફ કાન માંડ્યા.

'મારા પંડમાં તો હવે તલભાર તાકાત રહી નથી. ને તમે આ શું કરી રહ્યા છો? તમે તો મારા ગળામાંથી આ રહ્યોસહ્યો ક્રોસ[1] પણ કાઢવા આવો છો,' એક તપી ગએલી બાઈનો અવાજ આવ્યો.

'પણ એ તો એક ઘડી વાર અંદર ગઇ'તી,' બીજો અવાજ આવ્યો. 'કહું છું આપી દ્યો પાછી. એ બીચારા મૂંગા ઢોરને શું કામ હેરાન કરો છો?'

'તો દંડ ભરી દ્યો, નહિ તો દંડ વસૂલ થાય એટલો વખત કામે આવો,' કારભારીનો અવાજ આવ્યો.

બગીચામાંથી નીકળી નેખ્લ્યુડોફ દરવાજામાં દાખલ થયો. એ દરવાજા નજીક બે બૈરી જથરપથર વેશમાં ઊભી હતી. આમાંથી એક બૈરી સગર્ભા હતી ને તેના પૂરા દહાડા ચાલતા હતા. દરવાજાના પગથિયા પર કારભારી પોતાના ડગલાના ખીસામાં હાથ નાખીને

1. હિંદુ સ્ત્રીઓ જેમ ડોકમાં મંગળસૂત્ર જેવું સૌભાગ્યભૂષણ રાખે છે, તેમ રશિયાની ધર્મદીક્ષા પામેલી સ્ત્રીઓ ડોકમાં ક્રોસ પહેરે છે. આપણી સ્ત્રીઓ જેમ જરૂર પડયે બીજા બધા અલંકાર જતા કરે, પણ એક મંગળસૂત્ર તો છેક લગી જાળવી રાખે, તેમ આ રશિયન સ્ત્રીઓ પોતાની ડોકનો ક્રોસ છેલ્લી ઘડી સુધી જાળવી રાખવા મથે છે.

ઊભો હતો. 'શેઠ'ને દેખ્યા એટલે બૈરીઓ ચૂપ થઈ ગઇ અને માથા પરના રૂમાલ સરખા કરવા લાગી. કારભારીએ પણ પોતાના હાથ ડગલામાંથી બહાર કાઢ્યા અને તે સ્મિત કરવા લાગ્યો.

બાબત આમ બની હતી. કારભારીના કહેવા ઉપરથી એમ લાગતું હતું કે ખેડૂતો પોતાનાં વાછરડાં અને ગાયો પણ જાગીરદારની માલિકીના બીડમાં વારંવાર જવા દેતા હતા. આ બે બાઇઓના ઘરની બે ગાયો બીડમાંથી પકડાઈ હતી એટલે એ ગાયોને ડબામાં પૂરી હતી. કારભારી આ બાઇઓ પાસેથી ગાય દીઠ ત્રીસ કોપેક અથવા બે રોજનું કામ દંડ તરીકે માગતો હતો; પણ આ બાઇઓની દલીલ એ હતી કે ગાયો તો એની મેળે જ બીડમાં આવી ગઈ હતી. વળી તેમણે કહ્યું કે પોતાની પાસે બિલકુલ પૈસા નથી, અને ગાયો સવારની દિલ પીગળાવે એમ ભાંભરતી ખરા તડકામાં ભૂખી તરસી ઊભી હતી, એટલે દંડ બદલ મજૂરી કરવાની હોય તોપણ હાલ તરત તો ગાયો એકદમ સોંપી દેવી જોઈએ, એવી માગણી કરતી હતી.

'તમને કેટલી બધી વાર વિનવી વિનવીને કહ્યું છે,' જાણે પોતાની વાતમાં ધ્યાન આપવાને સાક્ષી પૂરવા સૂચવતો હોય એવી રીતે પાછળ નેખ્લ્યુડોફ ભણી નજર નાખી સ્મિત કરતાં કરતાં કારભારી બોલ્યો: "કે ભઇ, બપોરે ઢોર લઈને ઘેર આવો ત્યારે કોઈ બીડમાં પેસી ન જાય એનું બરાબર ધ્યાન રાખો."

'હું તો ઘડીવાર મારા બચ્ચા આગળ દોડીને ગઈ, ત્યાં એ પેસી ગઈ.'

'તો પછી ગાયની ચોકી કરવાનું માથે લીધું હોય એ વખતે એવી રીતે દોડી ન જવું.'

'દોડી ન જાઉં તો છોકરાને કોણ ધવરાવતું'તું ? કોણ, તમે ધવરાવવા આવવાના હતા ?' બીજી બાઇ બોલી. 'વળી બીડમાં ખરેખર રંજાડ કરી હોય તો તો આટલી બળતરા ન કરીએ, પણ રંજાડ તો કંઈ કરી નથી, ફક્ત ઘડીવાર આમતેમ રઝળી એટલું જ.'

'આખા બીડમાં રંજાડ કરી છે,' નેખ્લ્યુડોફ ભણી વળી કારભારીએ કહ્યું. 'દંડ ન લઉં તો જરા ય ઘાસ રહેવા પામે જ નહિ.'

'રાખો હવે, એવું અટાટનું બોલો મા. આજ પહેલાં મારી ગાયો તો કોઇ દહાડો પકડાઇ જ નથી,' પેલી સગર્ભા બાઈ હાક મારીને બોલી.

'પણ આજ પકડાઈ તો આજ પૈસા ભરી દ્યો કાં કામે આવો.'

'બહુ સારું; કામે આવશું. પછી કાંઇ ? પણ અત્યારે તો ગાય સોંપી દ્યો. બીચારીને ભૂખે ન મારી નાખો.' ગુસ્સાથી તે એકદમ બોલી ઊઠી. 'અમે તે દીએ કે રાતે પળવાર જંપીને બેસવા પામતી નથી. ઘેર સાસુ માંદી છે ને ઘરવાળો દારૂ ઢીંચીને આવ્યો છે; ઘરમાં આડાદેણુ બીજું કોઈ નથી ને બધું વહીતરું એકલે પંડે કરવું પડે છે, એટલે શરીરમાં તલભાર તાકાત રહી નથી. મને તો થાય છે કે તમે ને તમારું કામ સળગી કેમ નથી જાતાં ?'

નેખ્લ્યુડોફે આ બાઇઓને એમની ગાયો લઇ જવા દેવા કારભારીને કહ્યું, અને પોતાની સમક્ષ આવી પડેલા મહાપ્રશ્નનો વિચાર કરવા ફરી પાછો બગીચામાં ગયો. પણ હવે વિચાર કરવા જેવું વિશેષ કંઈ રહ્યું જ નહોતું.

સઘળી વસ્તુ હવે એને એવી સ્પષ્ટ લાગી કે સૌ એ કેમ નહિ જોઈ શકતા હોય અને આવી હસ્તામલકવત્ વાત પોતે પણ અત્યાર સુધી કેમ નહિ જોઈ શક્યો હોય એ બાબત એને અનિવાર્ય આશ્ચર્ય થયું. વાત ચોખ્ખી હતી કે, લોકો મૃત્યુમુખમાં હોમાઇ રહ્યાં

હતાં અને આવી રીતે મૃત્યુમુખમાં હોમાઈ જવાની પ્રક્રિયાથી પૂરેપૂરાં ટેવાઈ ગયાં હતાં,–આવી રીતે મૃત્યુમુખમાં હોમાઇ જવું એ એમને સર્વથા સ્વાભાવિક લાગતું હતું, ને તેથી એમણે જીવનમાં જે ટેવો પાડી હતી–જે પ્રકારની જીવનપદ્ધતિ રચી હતી–તે પણ આ પ્રક્રિયાને અનુકૂળ થાય એવી જ હતી. એમનામાં બાળકોનું જે મોટું મરણ-પ્રમાણ હતું, સ્ત્રીઓને જે ગજા ઉપરવટ ગદ્ધાવૈતરું કરવું પડતું હતું, અને મુખ્યત્વે કરીને વૃદ્ધોને પેટપૂરણ ખાવા પણ ન મળે એવી જે સ્થિતિ હતી તે બધું આનું જ પરિણામ હતું. અને આ સ્થિતિમાં લોકો કંઈ એકાએક આવી પડ્યાં નહોતાં, પણ આવી સ્થિતિ તો એમણે ધીરેધીરે ક્રમે ક્રમે પ્રાપ્ત કરી હતી. એટલે જ આ સ્થિાત કેટલી કમકમાટી ઉપજાવે એવી ને ત્રાસદાયક છે તેનો લોકોને પૂરો ખ્યાલ આવતો નહોતો, ને તેથી એ બાબત તેઓ બબડાટ કે ફરિયાદ કરતાં નહોતાં. અને એ ઉપરથી આપણે એમની આવી સ્થિતિને સ્વાભાવિક અને યથાયોગ્ય ગણતાં હતાં. હવે એને દીવા જેવું ચોખ્ખું દેખાયું કે, લોકોની ગરીબાઈનું મુખ્ય કારણ તેઓ પોતે સમજતાં હતાં અને સદાએ આંગળી ચીંધીને બતાવતાં હતાં તે જ હતું—તેમના પોષણનો આધાર જમીન ઉપર જ હતો, અને એ જમીન તો તેમની પાસેથી જમીનદારોએ લઇ લીધી હતી.

અને એ તો તદ્દન સ્પષ્ટ હતું કે બાળકો ને વૃદ્ધો ગુજરી જતાં હતાં એનું કારણ એ હતું કે તેમને બિલકુલ દૂધ મળતું નહોતું, અને તેમને બિલકુલ દૂધ મળતું નહોતું તેનું કારણ એ હતું કે આસપાસ બિલકુલ ચરાણ જમીન નહોતી તેમ અનાજ પકવવા ને ઘાસ ઉગાડવાજોગી પણ જમીન નહોતી. તદ્દન સ્પષ્ટ વાત હતી કે લોકોનાં સઘળાં દુઃખનું મૂળ, અથવા મૂળ નહિ તો તેનું મોટામાં મોટું અને સીધું કારણ તો એ હતું કે,

એમને પોષણુસાધન પૂરું પાડીને એમનો નિભાવ કરે એવી વસ્તુ જમીન જ હતી, અને એ જમીન એમના હાથમાં નહોતી; પણ એ જમીનની માલિકીમાંથી નફો કરી એ રીતે આ લોકોની મહેનત પર નિર્વાહ કરનારા લોકોના હાથમાં તે હતી. આ લોકોને જમીનની તો એટલી બધી જરૂર હતી કે કોઈ એમની પાસેથી જમીન ખૂંચવી લે તો તેઓ મરવા પડતા, છતાં તેમને પારકી જમીન ભૂખમરો વેઠીવેઠીને ખેડવી પડતી, અને એમાંથી અનાજ આવે ત્યારે તે બહારગામ વેચી નાખી જમીનના માલિકો તેની ઉપજમાંથી એઠાએઠા ટોપીઓ ને સોટીઓ, ગાડીઓ અને પૂતળાં એવું એવું ખરીદતા. આ વસ્તુ નેખ્લ્યુડોફ હવે સર્વથા સ્પષ્ટ રીતે સમજી ગયો. એક વાડામાં પૂરી રાખેલા ઘોડાઓ એ વાડામાંનું બધું ઘાસ ખાઈ જાય એટલે પછી એમને ત્યાંથી કાઢી નવું ઘાસ મળે એવી બીજી જમીનમાં ન લઈ જઈએ તો તે સુકાઈને મરી જ જાય એ હકીકત જેમ દીવા જેવી સ્પષ્ટ હતી, તેમ આ હકીકત પણ તેને હવે દીવા જેવી સ્પષ્ટ લાગી.

નેખ્લ્યુડોફને થયું કે આ તો ગજબ વાત છે, તેથી આવી ગજબ જેવી વસ્તુસ્થિતિ હવે કોઇ રીતે ચાલુ તો રખાય જ નહિ. એટલે એને લાગ્યું કે એ વસ્તુસ્થિતિમાં ફેરફાર કરવાનો ઇલાજ શોધી કાઢવો જ જોઇએ, અથવા ફેરફાર ન થઇ શકે એમ હોય તો કંઇ નહિ તો એટલું તો થવું જ જોઈએ કે, પોતે એમાં કશો ભાગ ન લેવો જોઇએ, અને આ જાતના અન્યાયમાંથી પોતે પોતાનો હાથ તો ખેંચી જ લેવો જોઇએ. 'અને એ ઇલાજ હું શોધી કાઢવાનો જ,' બર્ચવૃક્ષો નીચેના માર્ગ પર એક છેડેથી બીજે છેડે આમતેમ આંટા મારતાં એને વિચાર આવ્યો. 'શાસ્ત્રવિદોનાં મંડળોમાં, સરકારી સંસ્થાઓમાં અને વર્તમાનપત્રોમાં તેમ માસિકો આદિમાં

અમે આ લોકોની ગરીબાઇનાં કારણોની તેમ એમની સ્થિતિ સુધારવાના ઉપાયોની ચર્ચા કરીએ છીએ, પણ એમની સ્થિતિનો એકનો એક સચોટ ઉપાય એમને જમીન પાછી સોંપી દેવી એ જ છે, ને એ ઉપાયનું તો અમે નામ સરખું લેતા નથી!'

હેનરી જ્યોર્જના મૂળભૂત સિદ્ધાંતો નેખ્લ્યુડોફના ચિત્તમાં અત્યારે તાદૃશ રૂપમાં તાજા થયા. આ સિદ્ધાંતો પર એક દિવસ પોતે મુગ્ધ બની ગએલો એ વાત એને અત્યારે યાદ આવી, અને તેથી આવી વસ્તુ પોતે ભૂલી ગયો એ વિચારે એને આશ્ચર્ય થયું. 'જમીન કોઇની મિલકત હોઇ શકે જ નહિ; હવા, પાણી કે તડકો જેમ વેચી કે ખરીદી શકાય નહિ, તેમ જમીન પણ વેચી કે ખરીદી શકાય નહિ. જમીનથી માણસોને જે લાભો થાય છે તે લાભો પર સૌનો સરખો હક્ક છે.' અને આ સિદ્ધાંતોનું સ્મરણ થયું એટલે, કુસ્મિન્સ્કીનો કરાર સંભારતાં પોતાને શરમ શા માટે લાગતી હતી તેનું કારણ એને હવે સમજાયું. એને સમજાયું કે પોતે આત્મવંચના કરી રહ્યો હતો, કોઈ પણ માણસને જમીનની માલિકી ધરાવવાનો હક્ક ન હોઇ શકે એ વાત પોતે જાણતો હતો છતાં પોતે પોતાનો આવો હક્ક છે એમ સ્વીકાર્યું હતું, અને જે વસ્તુ પર પોતાનો કોઇ પણ જાતનો લેશમાત્ર હક્ક નથી એમ પોતાના અંતરના ઊંડાણમાં પોતે સમજતો હતો તે વસ્તુનો એક અંશમાત્ર એણે ખેડૂતોને આપ્યો હતો. એટલે એણે મનમાં ઠરાવ કર્યો કે, હવે એવું કામ ન કરવું અને કુસ્મિન્સ્કીમાં કરેલી ગોઠવણ પણ ફેરવીને આ અત્યારે સમજાએલી વિચારસરણી અનુસાર નવેસરથી કરવી. અને એણે પોતાના મનમાં એક યોજના ઘડી કાઢી. એ યોજના એવી હતી કે, ખેડૂતોને જમીન ગણોતે આપી દેવી ને એનું જે ગણોત તેઓ ભરે તે એમની જ માલિકીની વસ્તુ છે, એમ ગણવું અને કર ભરવા

માટે તેમ પંચાયતના બીજા ઉપયોગ માટે એ રકમ અલગ રાખવી. અલબત્ત, આ કંઇ એક-કરપદ્ધતિ નહોતી જ, છતાં વિદ્યમાન પરિસ્થિતિમાં એ પદ્ધતિને વિશેષમાં વિશેષ નિકટવર્તી અને મળતી આવે એવી કોઇ વ્યવસ્થા શક્ય હોય તો તે આ જ હતી. પણ આ યોજના ઘડી કાઢતી વખતે એના અંતરમાં મુખ્ય વાત એ જ હતી કે, આ રીતે જમીનની માલિકી ધરાવવાથી પોતાને કશો નફો હવે નહિ રહે.

નેખ્લ્યુડોફ જ્યારે ઘેર આવ્યો ત્યારે કારભારીએ ખાસ રોચક એવું સ્મિત કરીને એને કહ્યું કે 'હવે તો આપ ભોજન કરવા બેસશો ને? નહિ તો પછી જમણ બધું ટાઢું થઈ જશે અને એની લિજ્જત ચાલી જશે.' આ જમણ પેલા કાનમાં ફૂમતાંવાળી છોકરીની મદદથી તેની બૈરીએ તૈયાર કર્યું હતું.

ટેબલ પર ધોયા વગરનું જાડું કપડું બિછાવ્યું હતું, ને ભરતભરેલો એક અંગૂછો મૂક્યો હતો, અને ત્યાં બટાટાના શેરવાથી ભરેલું એક ભાંગલા હાથાવાળું તપેલું પડ્યું હતું. આ શેરવામાં એક પક્ષી રાંધ્યું હતું અને તે કાપી અથવા તોડીને ઉપર વાળ વળગેલા એવા એના કકડા કરવામાં આવ્યા હતા. શેરવા પછી એનું એ વાળવળગેલું પક્ષી શેકીને તૈયાર કરેલું પીરસવામાં આવ્યું, ને પછી ખૂબ ચીકણી ને અતિશય ખાંડ નાખેલી મિઠાઇ આવી. આ બધી વાનીઓ ભાવે કે રુચે એવી જરાએ નહોતી, છતાં નેખ્લ્યુડોફને તો પોતે શું ખાય છે તેનો પણ ખ્યાલ રહ્યો નહિ; કેમકે એના મનમાં તો ગામમાંથી પોતે પાછો ફર્યો ત્યારે પોતાને થએલી ગ્લાનિ જે વિચારને બળે પોતે પળવારમાં ખંખેરી નાખેલી એ જ વિચાર અત્યારે સર્વ-વ્યાપી બની ગયો હતો. અને એનું ધ્યાન એમાં જ રોકાઇ ગયું હતું.

કારભારીની બૈરી બારણામાંથી જોયા કરતી હતી, ને પેલી કાનમાં ફૂમતાંવાળી ભડકી ગએલી છોકરી વાનીઓ લાવતી હતી. કારભારી તો, પોતાની બૈરીને ભારે સરસ રસોઈ કરતાં આવડે છે એમ ફુલાઇ જઈને વિશેષ ને વિશેષ આનંદપૂર્વક સ્મિત કરવા લાગ્યો. ભોજન લીધા પછી નેખ્લ્યુડોફે કારભારીને પોતાની પાસે બેસવા કહ્યું, પણ પહેલાં તો કેમે કર્યો તે બેઠો નહિ. પછી થોડી વાર માથાકૂટ કરી ત્યારે તે આખરે બેઠો. પોતાના વિચારો ફરી વાર તપાસી જવાની તથા કોઈ આગળ તે વ્યક્ત કરવાની ઇચ્છાથી જમીન બધી ખેડૂતોને આપી દેવાની પોતાની યોજના નેખ્લ્યુડોફે કારભારીને સમજાવી અને એ વિશે તેનો અભિપ્રાય માગ્યો. કારભારી તો, આ બધી વાત જાણે તેણે પોતે લાંબા વખતથી વિચારી રાખી હોય અને આ વાત સાંભળીને જાણે પોતે ખૂબ ખુશ થયો હોય એવી રીતે સ્મિત કરવા લાગ્યો, પણ વસ્તુતઃ તેને આમાં કશી ગમ પડી નહિ. અને એનું કારણ કંઈ એ નહોતું કે નેખ્લ્યુડોફે પોતાની વાત ખુલાસાવાર સ્પષ્ટ રીતે સમજાવેલી નહિ, પણ એનું કારણ તો એ હતું કે આ યોજના ઉપરથી એમ ફલિત થતું હતું કે નેખ્લ્યુડોફ બીજાના લાભ ખાતર પોતાનો લાભ જતો કરતો હતો, ને દરેક માણસ બીજાને હાનિ પહોંચાડીને પણ પોતાનું જ ભલું તાકે છે અને પોતાના જ લાભની ચિંતા કરે છે એ ખ્યાલ કારભારીના મનમાં એટલો સજ્જડ ઠસી ગયો હતો કે નેખ્લ્યુડોફે જ્યારે એમ કહ્યું કે જમીનની બધી આવક ખેડૂતોનું પંચાયતભંડોળ જમાવવામાં યોજવી ત્યારે તેણે એમ કલ્પી લીધું કે નેખ્લ્યુડોફની વાતમાં પોતે કંઈ સમજી શકતો નહિ હોય.

‘હં, ઠીક હવે સમજ્યો; ત્યારે આપ તો એ ભંડોળમાંથી અમુક ટકા લેવાના,’ પ્રફુલ્લ બનીને કારભારીએ કહ્યું.

'અરે ના રે! જોતા નથી જમીન તો હું સાવ આપી જ દઉં છું.'

'પણ તો પછી આપને કશી ઊપજ નહિ થાય,' કારભારીએ કહ્યું. હવે તેનું સ્મિત લુપ્ત થઇ ગયું.

'ના, ઊપજ નહિ થાય. ઊપજ હું જતી કરું છું.'

કારભારીએ એક ભારે નિસાસો નાખ્યો, પણ પછી પાછો ફરી સ્મિત કરવા લાગ્યો. હવે તે બધી વાત સમજ્યો ને તેને સૂઝ પડી, કે **નેખ્લ્યુડોફ** બીજા બધા જેવો સાધારણ માણસ નથી, પણ એ કોઈ વિલક્ષણ પુરુષ છે. એટલે તરત તે જમીન આપી દેવાની **નેખ્લ્યુડોફ**ની યોજનામાંથી જાતે શો લાભ ઉઠાવી શકે તેનો વિચાર કરવા લાગ્યો અને પોતાને એમાં અંગત લાભ શી રીતે થાય, એ દૃષ્ટિએ આ યોજનાને હવે તે જોવા લાગ્યો. પણ જ્યારે તેને જણાયું કે, પોતાને લાભ મળે એવો પણ સંભવ દીસતો નથી, ત્યારે તે ખિન્ન બની ગયો. પછી આ યોજનામાં તેને જે રસ પડતો હતો તે ઊડી ગયો, અને છતાં હવે તેણે જે સ્મિત ચાલુ રાખ્યું તે તો કેવળ 'શેઠ'ને ખુશ કરવાની જ ઇચ્છાથી.

કારભારી પોતાની વાત સમજી શક્યો નથી એમ લાગ્યું એટલે **નેખ્લ્યુડોફે** તેને રજા આપી, અને પોતે બારી આગળ બેઠો. આ બારીનું બારસાખ બધું કાપી નાખી રંગવામાં આવેલું હતું. અહીં બેસી પોતાની યોજના એ કાગળ પર ટપકાવવા લાગ્યો.

તાજાં લીલાં પલ્લવોથી આચ્છાદિત લિંબુડીઓની પાછળ સૂર્ય આથમી ગયો, અને મચ્છરનાં ઝુંડ અંદર આવી **નેખ્લ્યુડોફ**ને કરડવા લાગ્યાં. એ પોતાનું ટાંચણ પૂરું કરી રહ્યો ત્યાં એણે ઢોરના ભાંભરવાનો ને ઝાંપા ઊઘડવાનો તથા સૌને બોલાવ્યા હતા ત્યાં એકઠા થતા ખેડૂતોનો અવાજ ગામમાંથી આવતો સાંભળ્યો. આ

ખેડૂતોને ઑફિસ આગળ બોલાવવાની નેખ્લ્યુડૉફે કારભારીને ના પાડી હતી, કેમકે એની ઇચ્છા ગામમાં જઈ તેઓ એકઠા થયા હતા તે જ જગાએ તેમને મળવાની હતી. એટલે કારભારીએ આણેલો ચાનો પ્યાલો ઉતાવળે ઉતાવળે પી લઈ નેખ્લ્યુડૉફ ગામમાં ગયો.

## પ્રકરણ સાતમું

**ગામના** મુખીના મકાન આગળ એકઠા થએલા ટોળામાંથી લોકોની વાતચીતનો અવાજ આવતો હતો, પણ નેખ્લ્યુડૉફ આવ્યો કે તરત આ વાતચીત બંધ થઈ ગઈ, અને કુસ્મિન્સ્કીની પેઠે અહીં પણ બધા ખેડૂતોએ પોતાની ટોપીઓ ઉતારી. અહીંના ખેડૂતોની સ્થિતિ કુસ્મિન્સ્કીના ખેડૂતો કરતાં ખૂબ ગરીબ હતી. માણસોએ ઝાડની છાલના જોડા અને ઘેર કાંતેલા પાણકોરાનાં પહેરણ ને ડગલા પહેર્યા હતા. કેટલાક પોતાને કામેથી પરભાર્યા આવ્યા હતા એટલે એમના પગમાં જોડા નહોતા તેમ એમણે ફક્ત પહેરણ જ પહેર્યાં હતાં.

નેખ્લ્યુડૉફે હામ ભીડી પોતાનું ભાષણ શરૂ કર્યું અને પોતાનો કશો લાગભાગ રાખ્યા વિના સઘળી જમીન ખેડૂતોને આપી દેવાનો પોતાનો ઇરાદો એમને જણાવ્યો. પણ ખેડૂતો તો શાંત જ રહ્યા, અને એમની મુખમુદ્રામાં કશો ફેરફાર થયો નહિ.

'અને આમ કરવાનું કારણ એ કે મારો એવો મત છે,' શરમાતાં શરમાતાં નેખ્લ્યુડૉફ બોલ્યો, 'કે જમીનના ભોગવટાનો તો સૌને હક્ક છે.'

'નક્કી. બરાબર છે, એમ જ,' કેટલાક જણ બોલ્યા.

નેખ્લ્યુડોફે આગળ જણાવ્યું કે, જમીનનું જે મહેસૂલ આવે તે અંદરઅંદર સરખે ભાગે વહેંચી લેવાનું, અને એ દૃષ્ટિથી એણે સૂચના કરી કે પોતાની મેળે જ પોતે નક્કી કરે તે દરે તેમણે જમીન સાંથે રાખવી અને એમાંથી જે રકમ ઉપજે તે એમના પોતાના ઉપયોગ અર્થે પંચાયતના ભંડોળ તરીકે કોરે મૂકવી. આ વાત સાંભળી એટલે, સૌ ખેડૂતોના ચહેરા મૂળથી ગંભીર હતા તે વિશેષ ગંભીર બન્યા, અને મોઢાની સંમતિ અને અનુમોદનના શબ્દો તો જોકે હજુ પણ સંભળાતા હતા, છતાં, અત્યાર સુધી સૌએ પોતાની આંખો આ અમીર માણસ ઉપર જડી રાખી હતી તે એકાએક એમણે નીચી ઢાળી દીધી—જાણે કે, એની ચાલાકી-ભરી યુક્તિ સૌ સમજી ગએલ છે ને તેથી એની મીઠીમીઠી વાતોથી કોઈ ભોળવાઈ જાય એમ નથી એવો પોતાના મુખ પરનો અને આંખમાંનો ભાવ એને દેખવા દઈને એને ભોંઠો પાડવા તેઓ ન માગતા હોય, એમ આંખો નીચી ઢાળી દીધી.

નેખ્લ્યુડોફ સ્પષ્ટ શબ્દોમાં બોલતો હતો, અને ખેડૂતો બોથડ નહિ પણ સમજદાર હતા, છતાં તેઓ એની વાત સમજ્યા નહિ—સમજી શક્યા જ નહિ—અને તે જે કારણે પેલો કારભારી ઝાઝી-વાર સુધી એની વાત નહિ સમજી શકેલો તે જ કારણે.

એમની તો પક્કી ખાતરી હતી કે, દરેક માણસ પોતાના
...તોનો વિચાર કરે એ જ સ્વાભાવિક સ્થિતિ છે. અનેક પેઢીઓના
આથમી ગ...રવાર કર્યું હતું કે જાગીરદારો સદા પોતાના જ સ્વાર્થનો
કરડવા લાગ્યાં. હતા, પછી એમાં ખેડૂતોને ભલેને નુકસાન થતું
ભાંભરવાનો ને કોઈ જમીનદાર આવીને એમને એકઠા કરી એમની
એકઠા થતા ખેડૂતને કોઈ નવી જાતની દરખાસ્ત એમની આગળ

મૂકે, તો એ બધાનો આશય અગાઉ કરતાં વિશેષ ચાલાકીથી એમને ઠગવાનો જ હોઇ શકે એમ તેઓ માનતા હતા.

'વારું ત્યારે, જમીનનો શો દર તમે ઠરાવવાના?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'દર અમે શી રીતે ઠરાવી શકીએ? અમારાથી થાય નહિ એ. જમીન તમારી છે, ને સત્તા તમારા હાથમાં છે,' ટોળામાંથી કેટલાક માણસોનો જવાબ આવ્યો.

'ના રે, એવું જરાએ નથી. પૈસાનો ઉપયોગ તો તમે પંચાયતના કામમાં તમારી મરજી મુજબ કરી શકશો.'

'અમારી મરજી મુજબ કરી શકાય નહિ. પંચાયતની વાત જુદી, ને આ વાત જુદી.'

'સમજતા નથી' મોં મલકાવીને કારભારીએ કહ્યું (નેખ્લ્યુડોફની પાછળપાછળ તે પણ સભામાં આવ્યો હતો) 'પ્રિન્સ તમને સાંથે જમીન આપે છે. એના જે પૈસા તમે ભરો તે તમને એ પાછા આપે છે એટલે એમાંથી તમારી પંચાયતનું ભંડોળ જામતું જવાનું.'

'અમે બધું ય સમજીએ છીએ,' આંખો ઊંચી કર્યા વિના એક ચીડિયા બોખા ડોસાએ કહ્યું. 'એ તો કંઇક બેંકના જેવી વાત થઈ. એટલે અમુક મુકરર મુદતે અમારે પાછી રકમ ભરવી પડવાની. અમારે એવું જોઈતું નથી. આમે અમારી વિટંબણામાં મણા નથી, તેમાં આ તો અમને સાવ ભોંભેગા જ કરી દે ને!'

'એ વાતમાં કાંઈ માલ નથી. એ કરતાં તો જૂની રીતે જેમ ચાલે છે એમનું એમ ચાલવા દેવું એ જ વધારે સારું છે,' કેટલાક અસંતુષ્ટ ને વળી અસભ્ય અવાજો આવવા લાગ્યા.

નેખ્લ્યુડોફે જ્યારે ઉલ્લેખ કર્યો કે પોતે આ જાતનું એક કરારનામું ઘડી કાઢશે અને પછી તેમાં એ પોતે અને ખેડૂતો બન્ને

સહી કરશે ત્યારે ખેડૂતો તરફથી એની દરખાસ્તનો વિશેષ જોરથી અસ્વીકાર ને વિરોધ થવા માંડ્યો.

'સહીનું શું કામ છે? આજ સુધી કરતા આવ્યા છીએ એમ અમે કામ કર્યાં કરશું. પછી શું? આ બધી ધમાલ શું કામ આદરી છે? અમે અજ્ઞાન માણસ છીએ, આમાં અમે કંઈ સમજીએ નહિ.'

'અમારી એમાં હા નથી; કેમકે અમને આ બધી વાત નવાઈ જેવી લાગે છે. અમે કોઈ દહાડો આવું દીઠું સાંભળ્યું નથી. તમે તમારે જેમ ચાલતું આવ્યું છે એમનું એમ ચાલવા દ્યો. ફક્ત બી આપવાની હવે અમારી મરજી નથી.'

એટલે આ શબ્દો એમ સૂચવતા હતા કે, અત્યારની ગોઠવણ પ્રમાણે વાવેતરનાં બીયાં ખેડૂતોને પૂરાં પાડવાં પડતાં હતાં, તેમાં ફેરફાર કરીને જમીનમાલિક તરફથી એ પૂરાં પાડવામાં આવે એવી એમની ઇચ્છા હતી.

'ત્યારે મારે એમ સમજવું ને કે જમીન રાખવાની તમે ના પાડો છો?' તેજસ્વી ચહેરાના એક વચેટ ઉંમરના ઉઘાડપગા ખેડૂતને સંબોધી નેખ્લ્યુડોફે પૂછ્યું. તેણે ચીંથરેહાલ ડગલો પહેર્યો હતો અને લશ્કરમાં સિપાઇઓને માથેથી ટોપી લઈ લેવાનો હુકમ થતો ત્યારે જે અમુક વિશિષ્ટ ઢબે તે પોતાના હાથમાં સીધી પકડી રાખતો એવી ઢબે પોતાની જીર્ણ ટોપી ડાબા હાથમાં રાખીને ઊભો હતો.

'હા, એમ જ!' ખેડૂતે કહ્યું. લશ્કરી નોકરી કરતી વખતે જે જાદૂઈ સંમોહ એના મગજમાં જામ્યો હતો તેમાંથી તે હજુ પણ મુક્ત થયો જણાતો નહોતો.

'ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે તમારી પાસે જોઇએ તેટલી જમીન છે?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'જી ના, તે તો નથી,' કૃત્રિમ પ્રસન્નતાનો દેખાવ ધારણ કરીને અને જાણે જેને જોઇએ તેને આપવા તૈયાર હોય એવી રીતે પોતાની જીર્ણ ટોપી પોતાના મોં આગળ સંભાળપૂર્વક ધરી રાખીને એ ભૂતપૂર્વ સૈનિકે કહ્યું.

'વારું ત્યારે, તમારી મરજી ગમે તે હો, પણ મેં કહ્યું એ બાબતનો તમે વિચાર તો કરી જોજો.' નેખ્લ્યુડોફે આશ્ચર્યપૂર્વક કહ્યું, અને પોતાની દરખાસ્ત ફરીથી રજૂ કરી.

'અમારે એમાં શો વિચાર કરવાનો હતો? એ તો અમે કહ્યું એમ થવાનું,' પેલો ગમગીન બોખો ડોસો ગુસ્સો કરીને બબડ્યો.

'હજુ કાલનો દહાડો અહીં રહેવાનો છું, એટલે તમારો વિચાર જો બદલાય તો મને કહેવરાવજો.'

ખેડૂતોએ કંઈ જવાબ ન આપ્યો.

આવી રીતે આ મુલાકાતમાં નેખ્લ્યુડોફ કશો નિકાલ ન લાવી શક્યો.

'પ્રિન્સ, બેઅદબી લાગે તો માફ કરજો,' ઘેર ગયા એટલે કારભારીએ કહ્યું, 'પણ આ રેંચાઓ તમારી વાત કદી માનવાના નહિ. એ લોકો ભારે જક્કી હોય છે. સભામાં તો વોરાભાઇના નાડાની જેમ આ લોકોએ એક વાત લીધી તે લીધી, પછી કદી મૂકવાના જ નહિ. અને એનું કારણ એ છે કે ડગલે ને પગલે એકેએક વાતમાં એમને ડર લાગે છે. ને આ કાંઇ અણસમજુ માણસો છે એવું નથી. ના પાડતા'તા એ ખેડૂતો પોતે—પેલો પળિયાંવાળો ને પેલો કાળો આદમી એ બધા—સમજદાર માણસો છે. એ લોકોમાંથી કોઈ ઑફિસમાં આવ્યો હોય ને પાસે બેસાડીને એને ચાનો [illegible] પ્યો [illegible] તો પછી જોઇ લેવું કેવી ડાહી ડાહી વાતો એ કરે [illegible]

જોઈ લ્યોને જાણે!' કારભારીએ સસ્મિત મોં [illegible]

એ બરાબર વિચાર કરી જોવાનો, પણ સભામાં આવ્યો એટલે એ બદલાઇને જુદો જ આદમી બની જવાનો–પછી એકની એક વાત એ રટયા કરવાનો— '

'હં, ત્યારે એમનામાં વધુ સમજદાર હોય એવા કેટલાક આદમીઓને અહીં ન બોલાવી શકાય?' નેખ્લ્યુડોફે પૂછયું. 'તો પછી હું એમને કાળજીપૂર્વક બધી વાત સમજાવું.'

'એ તો થઇ શકે એમ છે,' મલકાતે મોંએ કારભારીએ કહ્યું.

'તો કાલે એમને બોલાવો જરા.'

'ભલે, એમને જરૂર બોલાવું.' કારભારીએ કહ્યું, અને પહેલાં કરતાં પણ વિશેષ આનંદપૂર્વક સ્મિત કર્યું. 'કાલે એમને બોલાવીશ.'

* * *

'જુઓ તો વાત કરે છે; ને કહે છે કે એ લુચ્ચો નથી, એ તો ભોળો છે,' એક ખાધેલ પીધેલ હૃષ્ટપુષ્ટ ઘોડી પર બેસી એક તરફથી બીજી તરફ ઝૂલતાંઝૂલતાં ને કાળા વાળ ને જથરપથર દાઢી-વાળા એક ખેડૂતે ચીંથરેહાલ ડગલો પહેરી તેની બાજૂમાં ચાલતા એક ડોસાને સંબોધી કહ્યું. આ બંને માણસો ખેડૂતોનાં ઘોડાં લઇને રાતના રસ્તાની બાજૂના બીડમાં તેમ લાગ ફાવે તો છાનામાના જમીનદારના ખેતરમાં તેમને પહર ચરાવવા લઇ જતા હતા.

'"હું તમને મફત જમીન આલું છું—તમારે ફક્ત સહી જ કરવાની"—બોલ્યા ભાઇસા'બ. એવી રીતે એ લોકોએ હજાર વાર નથી રમાડયા આપણને? ના, ભાઈ! એ તારા બગભગતના ઢોંગ અહીં નહિ ચાલે. હવે તો અમેય કાંઈક સમજતાં શીખ્યા છીએ,' તે બોલ્યો, અને ટોળામાંથી વિખૂટા પડેલા એક વછેરાને બોલાવવા લાગ્યો.

પોતાની ઘોડી ઊભી રાખી તેણે આસપાસ નજર નાખી. પણ પેલો વછેરો કંઈ પાછળ રહ્યો નહોતો, તે તો રસ્તાની બાજૂ પરના ખીડમાં પેઠો હતો.

'મરે આ તરફજાદો; એને તો જમીનદારના ખીડમાં જવાનો જ હરામચસકો લાગ્યો છે,' વછેરો ખુશબોદાર ખીડમાં પેઠો હતો ને ત્યાંના જાંબૂડિયા સાંઠા પરથી કૂદતો કૂદતો હણહણતો હતો તે અવાજ સાંભળીને જથરપથર દાઢીવાળો એ કાળો ખેડૂત બોલ્યો.

'પેલા સાંઠાનો ખડખડાટ સાંભળ્યો ? અણોજે હોય તે દિવસે બૈરીઓને આ ખીડ નીંદવા મોકલવી પડશે,' ચીંથરેહાલ ડગલો પહેરેલો પેલો દૂબળો ખેડૂત બોલ્યો. 'નહિ તો આપણાં દાતરડાં બુઠ્ઠાં થઇ જશે.'

'કહે છે "સહી કરો," જમીનદારના ભાષણ વિશે પોતાનો મત આપતો પેલો જથરપથર વેશવાળો ખેડૂત બોલ્યો. 'હા, કરે છ સહી, તો તો પછી તું અમને જીવતા ને જીવતા જ ગળી જાને.'

'નક્કી, ગળી જ જાય,' ડોસાએ જવાબ વાળ્યો. પછી તેઓ ચૂપ થઈ ગયા અને રસ્તા પર ચાલતા ઘોડાના ડાબલાનો અવાજ જ ફક્ત સંભળાવા લાગ્યો.

# પ્રકરણ આઠમું

નેખ્લ્યુડૉફ પાછો આવ્યો ત્યારે એણે જોયું કે ઑફિસમાં એને માટે શયનખંડની સામગ્રી સજ્જ કરી રાખી હતી. ઑફિસના ઓરડામાં એક ઊંચો પલંગ આણ્યો હતો. તેના ઉપર એક પીંછાં-ભરેલું ગાદલું ને બે મોટાં ઓશીકાં મૂક્યાં હતાં. ગાદલા પર એક મોટી ઘેરા લાલ રંગની રેશમી રજાઈ ઓછાડી હતી. રજાઈ ખૂબ ઝીણા ટાંકા લઈને ખીચોખીચ દોરવેલી હતી અને ખૂબ અક્કડ હતી. કારભારીની બૈરીના આણાના કરિયાવર ભેગી આ રજાઈ આવેલી એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. કારભારીએ ભોજન-સમયે વધેલી વાનીઓ ફરીથી આરોગવા નેખ્લ્યુડૉફને કહ્યું, પણ નેખ્લ્યુડૉફે ના પાડી એટલે પોતે રજૂ કરેલી ભોજનસામગ્રી તથા બીજી અગવડોની નિકૃષ્ટતા બદલ માફી માગી તે ચાલ્યો ગયો.

ખેડૂતોએ જમીનનો સ્વીકાર કરવાની ના પાડી એથી નેખ્લ્યુ-ડૉફને જરાએ દુઃખ થયું નહિ. ઊલટો, કુસ્મિન્સ્કીમાં એની દરખાસ્તનો સ્વીકાર થએલો અને એ જાતની યોજના બદલ લોકોએ એનો પાડ પણ માનેલો, છતાં ત્યાં એણે નહિ અનુભવેલો એવો સંતોષ ને આનંદ અહીં એણે અનુભવ્યો.

ઑફિસ કંઈ બરાબર સાફ નહોતી અને તેમાં વળી અંદર બફારો થતો હતો. એટલે નેખ્લ્યુડોફ બહાર ફળીમાં આવ્યો, અને ફળીમાંથી આગળ બગીચામાં જવા જતો હતો ત્યાં એને પેલી રાત્રિ સાંભરીઃ દાસીખંડની બારી અને બાજૂનો દરવાજો એ બધું સાંભર્યું અને એને અકળામણ થવા લાગી. તેથી પાપનાં સંસ્મરણોથી દૂષિત થએલા સ્થળ આગળ થઈને પસાર થવું એને ગમ્યું નહિ. એટલે એ દ્વારના પગથિયા પર જ બેસી ગયો અને બર્ચવૃક્ષનાં તાજાં પાંદડાંની ઉત્કટ સુવાસથી મઘમઘતી ગરમ હવા શ્વાસમાં લેતો એ ત્યાં ઝાઝી વાર સુધી બેસી રહ્યો. બેઠાબેઠા એણે અંધકાર-મય બગીચામાં જોયા કર્યું તથા મિલનો, બુલબુલોનો, તથા પડખેની ઝાડીમાં એક જ સૂરે સુસુ કરતા કોઇક પક્ષીનો, અવાજ સાંભળ્યા કર્યો. કારભારીની બારીમાંથી પ્રકાશ દેખાતો હતો તે અદૃશ્ય થયો. પૂર્વદિશામાં, કોઠારની પાછળથી, ઊગતા ચંદ્રનો પ્રકાશ દેખાયો. વીજળીનો વિશાળ પ્રદેશને અજવાળતો ઝબકારો વારંવાર થતો હતો અને ખંડેર જેવા બની ગએલા ઘરને તથા ઘીચ વનસ્પતિથી ભરપૂર પ્રફુલ્લ બાગને એના ઉજાસમાં વારંવાર પ્રકટ કરતો હતો. દૂરદૂર ગગડાટ થવા લાગ્યો અને આકાશનો એકતૃતીયાંશ ભાગ એક ઘનઘોર વાદળાથી છવાઇ ગયો. બુલબુલ ને બીજાં પક્ષી ચૂપ થઈ ગયાં. મિલના પાણીના ખળખળ ધ્વનિને ભેદીને હંસોનો કલકલનાદ સંભળાયો, અને પછી, ગામમાં ને કારભારીના વાડામાં કૂકડાનું પહેલી વારનું કૂકકૂક શરુ થયું. કૂકડાનો આ અવાજ રોજ કરતાં આજે વહેલો શરૂ થયો, પણ ઉકળાટભરી તોફાની મેઘલી રાતે હમેશાં વહેલો જ શરૂ થાય છે. લોકોમાં એવી કહેવત છે કે, કૂકડો જો વહેલો બોલવા લાગે તો રાત ખુશનુમા નીવડવાની. નેખ્લ્યુડોફને મન તો આજની રાત ખુશનુમા શું, એથી પણ અદકી હતીઃ એને માટે તો આ આનંદ ને

સુખથી ભરપૂર રાત હતી. નિર્દોષ કુમારરૂપે પોતે જે સુખમય ગ્રીષ્મ અહીં ગાળેલ તેના સંસ્કારો કલ્પનાએ એના ચિત્તમાં તાજા કર્યા, એટલે એ વખતે એને જે સુખાનુભવ થએલો—કેવળ એ વખતેજ નહિ પણ જીવનની જે જે ધન્ય પળો એને મળેલી તે પ્રત્યેક પળે એને જે સુખાનુભવ થએલો—તે અત્યારે પાછો એને ફરી વાર થયો. એ કુમારદશામાં ચૌદ વરસની વયે પોતાને સત્ય-દર્શન કરાવવા પરમાત્માને પોતે પ્રાર્થના કરેલી, એ પ્રસંગ અત્યારે એને યાદ આવ્યો એટલું જ નહિ પણ એ પ્રસંગના જેવી જ ચિત્તદશા અત્યારે એણે અનુભવી. વળી નાનો બાળક હતો એ વખતે પોતાની માતાથી વિખૂટા પડતી વખતે તેના ખોળામાં માથું મૂકીને પોતે રડેલો અને તેને કદીએ નહિ કનડતાં કે દુઃખ દેતાં સદાએ સારા થવાનું પોતે વચન આપેલું એ પ્રસંગની ચિત્તદશા અત્યારે એણે અનુભવી. અને, એક વાર નિકોલેન્કા ઇર્ટેન્યેફ અને પોતે મળીને સદાએ સાધુજીવન ગાળવાના અને સૌને સુખી કરવાના યત્નમાં પરસ્પર અનુમોદન આપી મદદ કરવાનો ઠરાવ કરેલો તે વખતની ચિત્તદશા અત્યારે એણે અનુભવી.

કુસ્મિન્સ્કીમાં પોતે લાલચમાં લપટાઇ ગયો હતો એટલે ઘર ને જંગલ ને ખેતર ને જમીન એ બધું જતું કરતાં એને વસમું લાગેલું અને એ બદલ એને ખેદ થવા લાગેલો, એટલે અત્યારે એ વિશે ખેદ થાય છે કે કેમ એ બાબત એણે પોતાના અંતરનું અવલોકન કરી જોયું તો આવો ખેદ પોતાને થઇ શકયો એ વિચારે જ એને નવાઇ લાગી. આજે એણે જે જે વસ્તુઓ જોઈ હતી તે બધી એને યાદ આવીઃ પોતાના જંગલમાંથી ઝાડ કાપ્યા બદલ જેલમાં પુરાએલા આદમીની પેલી બચરવાળ બૈરી અને પોતાના જેવી હાલતની સ્ત્રીઓએ અમીરમાણસોના પગ ચાટી ખુશામત કરવી જોઇએ એમ માનતી અથવા માનતી હોય એમ વાતો કરતી

પેલી ભયંકર મત્રેના એ બન્ને એને યાદ આવ્યાં; નાનાં બચ્ચાંઓ પ્રત્યેનું એ બાઇનું વલણ એને યાદ આવ્યું; આ બચ્ચાંને અનાથાશ્રમની ઇસ્પિતાલમાં લઈ જવાની રીત એને યાદ આવી; થીગડિયા ટોપી પહેરી હસતું પેલું કમનસીબ સુકાઈ ગએલું ભૂખે મરતું બાળક અને ભૂખી મરતી ગાયની નજર રાખતાં ચૂકી ગએલી એટલે પોતાને (જાગીરદારને) ત્યાં આવી કામ કરવાની ફરજ પડેલી તે પેલી દૂબળી ભારેવગી બાઈ એને યાદ આવી. અને આ પછી તરત એને જેલ, ને ત્યાંનાં મૂંડેલાં માથાં, કોટડીઓ, માથું ફાડી નાખે એવી બદબો ને બેડીઓ, એ બધું યાદ આવ્યું અને તેની સાથેસાથે રસરાગમાં આંધળો ખર્ચ કરતું પોતાના જેવા અનેક ધનાઢ્યોનું ધોતાળ શહેરીજીવન એને યાદ આવ્યું.

તેજસ્વી ચંદ્રનું લગભગ પૂર્ણ બિંબ અત્યારે પ્રકાશતું હતું અને ચડતુંચડતું તે અત્યારે કોઠારની ઉપર આવી પહોંચ્યું હતું. ફળીમાં કાળા ઓળા પડતા હતા, અને જીર્ણ બની ગએલા મકાનનું લોઢાનાં પતરાંનું છાપરું પ્રકાશમાં ચકચકતું હતું. આવો સુંદર પ્રકાશ એળે વહી જવા દેતાં જાણે જીવ ન ચાલતો હોય એમ બુલબુલોએ પોતાનું કંપમય ગાન ફરી શરૂ કરી દીધું હતું.

પોતે શું કરવું એનો નિશ્ચય કરતી વખતે કુસ્મિન્સ્કીના બગીચામાં પોતાના જીવનનો પોતે વિચાર કરવા માંડેલો, એ પ્રસંગ નેખ્લ્યુડોફને યાદ આવ્યો અને એ વખતે પોતે ગૂંચવાઇ ગએલો, કશા નિર્ણય પર પોતે નહિ આવી શકેલો, અને દરેક પ્રશ્નના નિરાકરણમાં અનેક મુશ્કેલીઓ એને લાગેલી એ બધું એને સાંભર્યું. આ બધા પ્રશ્નો એણે અત્યારે પોતાના અંતરને પૂછી જોયા, અને બધી વાત અત્યારે એને સાવ સરલ લાગી એ જોઇ એને આશ્ચર્ય થયું. અને એ સરળ લાગી એનું કારણ એ હતું કે, અત્યારે એ

વિચાર કરતો હતો તે, એ પ્રશ્નોના નિરાકરણને લીધે પોતાને પંડને શાં પરિણામો ભોગવવાં પડશે તેનો નહોતો કરતો, પણ એ પ્રશ્નોના સંબંધમાં પોતાનું કર્તવ્ય શું છે તેનો જ એ વિચાર કરતો હતો. અને, કહેતાં નવાઇ જેવું લાગે એવું છે કે પોતાની જાતના સંબંધમાં પોતાનું શું કર્તવ્ય છે તેનો તો એ નિર્ણય કરી શક્યો નહિ, પણ બીજાઓના સંબંધમાં પોતાનું શું કર્તવ્ય છે તેનો એને અસંદિગ્ધ ને સ્પષ્ટ ખ્યાલ આવ્યો: એ ચોક્કસ સમજ્યો કે પોતે કાટુશાને પડતી મૂકવી નહિ, પણ અત્યારે એ તેને મદદ કરતો હતો એ રીતે તેને મદદ કર્યા કરવી અને તેના પ્રત્યે પોતે કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું. એ ચોક્કસ સમજ્યો કે ઇનસાફ અને સજાની આ બધી વિધિનો પોતે અભ્યાસ કરવો, તેનું અન્વેષણ કરવું, તેનું સ્વરૂપ ચિત્તમાં સ્પષ્ટ કરવું અને તેને પૂરેપૂરી સમજવી એ પોતાની ફરજ છે; કેમકે એને લાગ્યું કે પોતે આ ઇનસાફપદ્ધતિ ને સજાપદ્ધતિને બીજાઓ કરતાં જુદી જ દૃષ્ટિથી જોતો હતો. આ બધાંનું પરિણામ શું આવશે તે એ જાણતો ન હતો, પણ આ બધું કરવાની પોતાની ફરજ છે, આ બધું પોતે કરવું જ જોઇએ, એટલું એ ચોક્કસ સમજતો હતો. અને આ પ્રકારની નિશ્ચિત પ્રતીતિથી એને આનંદ થયો.

પેલું ઘનઘોર વાદળું આખા આકાશમાં વ્યાપી ગયું હતું. વીજળી ઝબકારા મારતી હતી અને એ ઝબકારામાં ફળિયું, જૂનું મકાન, ને તેના પડી ગએલા દરવાજા દેખાતાં હતાં. ઊંચે આકાશમાં હડુડાટ થતો હતો. બધાં પંખી મૂંગાં બની ગયાં હતાં, પણ પાંદડાં ખખડતાં હતાં ને પવન વાતો વાતો નેખ્લ્યુડોફ બેઠો હતો તે પગથિયા પર પહોંચ્યો અને એના વાળ સાથે રમવા લાગ્યો. પહેલાં એક ટીપું પડ્યું, પછી બીજું, અને પછી વૃક્ષોનાં પાંદડાં

તથા લોઢાનાં પતરાંનાં છાપરાં પર તાંસાંની પેઠે તતડાટી બોલાવતાં વધુ વધુ વરસાદનાં ટીપાં પડવા લાગ્યાં અને આખું વાતાવરણ વીજળીના ઝબકારાથી ભરાઇ ગયું; ને નેખ્લ્યુડૉફ એક બે ને ત્રણ ગણે એ પહેલાં તો માથે આકાશમાં મોટો કડાકો થયો અને અંતરિક્ષમાં ગાજતો સર્વત્ર વ્યાપી ગયો.

નેખ્લ્યુડૉફ ઊભો થઇને અંદર ગયો.

'ખરું, ખરું,' એને વિચાર આવ્યો, 'આપણા જીવનમાં જે કંઈ કાર્ય આપણે શરૂ કરી શકીએ છીએ એ સમસ્ત કાર્ય ને તેનું રહસ્ય આપણાથી સમજાતું નથી અને ન જ સમજાય. ઉદાહરણ તરીકે, મારી ફોઇઓના જીવનનું શું પ્રયોજન હતું? આ હું હજુ જીવતો છું ને નીકોલેન્કા ઈર્ટેન્યેફ કેમ ગુજરી ગયો? કાટુશાનું શું પ્રયોજન હતું? અને તે દિવસે મને એવી ઘેલછા કેમ થઇ આવી? પેલી લડાઈ શા માટે? ને પછીનું મારું નિરંકુશ જીવન શા માટે? આ બધાનો મર્મ સમજવો, માલિકની મરજીનો બધો મર્મ સમજવો એ મારા હાથની વાત નથી; પણ મારા અંતરાત્મામાં અંકાએલા તેના આદેશને અનુસરવું એ મારા હાથની વાત છે અને એ આદેશ શો છે તે હું નિશ્ચિત રૂપમાં સમજી શકું છું. ને જ્યારે એ આદેશ હું પાર પાડું છું ત્યારે મારું મન નિશ્ચિંત ને શાંત રહે છે.'

વરસાદ ધોધમાર પડવા લાગ્યો અને છાપરામાંથી તેનું પાણી ખળખળ અવાજ સાથે નીચેના ટબમાં પડવા લાગ્યું. ઘર ને ફળિયાને અજવાળતા વીજળીના ઝબકારા ઓછા ઓછા થતા ગયા. નેખ્લ્યુડૉફ પોતાના ખંડમાં ગયો, કપડાં કાઢી નાખ્યાં અને સૂતો; પણ દીવાલ પર ચોડેલા મેલા તૂટેલા કાગળ પરથી અહીં માંકડ હશે એવો એને વહેમ આવેલો એટલે સૂતો તે વખતે એને દહેશત પેઠી કે કદાચ આંહીં માંકડ કનડશે.

'હા, આપણે સ્વામી છીએ એમ ન માનવું પણ સેવક છીએ એમ જ માનવું.' એવો એને વિચાર આવ્યો, અને એ વિચારે એને આનંદ થયો.

એની દહેશત ખોટી નહોતી. દીવો બૂઝવ્યો કે તરત માંકડે તેના પર હલ્લો કર્યો અને એને કરડવા લાગ્યા.

'જમીન જતી કરવી અને સાઇબીરિયા જવું—ત્યાં તો ગંદકી હશે, ચાંચડ હશે, માંકડ હશે! હશે, તે શું થઈ ગયું? જો નસીબમાં લખ્યું હશે તો એ ય વેઠી લઈશ.' પણ આ પ્રકારનો એનો ઉત્તમ નિર્ધાર હોવા છતાં આ વિચાર એને અસહ્ય લાગ્યો, એટલે એ ખુલ્લી બારી પાસે બેઠો અને વીખરાતાં વાદળાં ને વાદળાં પાછળથી પુનર્દર્શન કરાવતા ચંદ્રને પ્રશંસાપૂર્વક નિરખી રહ્યો.

## પ્રકરણ નવમું

**નેખ્લ્યુડોફને** સવાર પડી ત્યારે માંડ ઊંઘ આવી, એટલે એ મોડો ઊઠ્યો. બપોરે, કારભારીએ ખેડૂતોમાંથી ચૂંટીને બોલાવેલા સાત માણસો બગીચામાં આવ્યા. બગીચામાં કારભારીએ સફરજનનાં ઝાડ નીચેની જમીનમાં લાકડાના કડકા ખોસીને અને તેના પર પાટિયાં ગોઠવીને ટેબલ ને બાંકડા જેવી રચના કરી હતી. આ ખેડૂતો કેમે કરતાં નેખ્લ્યુડોફના માનમાં ઉતારેલી ટોપીઓ માથે મૂકતા નહોતા તેમ બાંકડા ઉપર બેસતા નહોતા. તેમાંએ પેલો નિવૃત્ત સૈનિક તો આ બાબતમાં ખાસ મક્કમ હતો. એ તો ટટ્ટાર ઊભો રહ્યો, અને પોતાની ટોપી તેણે લશ્કરી નિયમ મુજબ સૈયત વખતે રખાય છે એમ પકડી રાખી. ઘણી વાર સમજાવ્યા

પછી જ બધાએ ટોપી માથે મૂકી, બાંકડા પર બેઠક લીધી. એમાં પહેલ એક આબરૂદાર દેખાવના વિશાળ ખભાવાળા ડોસાએ કરી. માઇકેલ એંજેલોના મોઝીઝની જેમ તેની ભૂખરી દાઢીમાં વાંકડિયા વાળ હતા તેમ એના ભૂખરા કપાળ આગળ ટાલ હતી તેની આસપાસ સફેદ વાળનાં ગૂંછળાં આવી રહ્યાં હતાં. એ માણસે પોતાની મોટી ટોપી માથે મૂકી અને પોતાનો ડગલો શરીર પર નાખી ટેબલની પાછળ જઈ પોતાની બેઠક લીધી એટલે પછી સૌ એને અનુસર્યા. સૌ જ્યારે બેસી ગયા ત્યારે નેખ્લ્યુડોફ તેમની સામે બેઠો, અને પોતાની યોજના ટપકાવી લીધેલી તે કાગળ ટેબલ પર મૂકી ટેબલને અઢેલી એણે પોતાની વાત સમજાવવા માંડી.

ગમે તો આજે આગલા દિવસ કરતાં થોડા માણસો હાજર હતા તેથી કે પછી આજે એ પોતાના પંડના વિચારોમાં નહિ પણ પોતાની સમક્ષ પડેલા કામમાં મશગૂલ બની ગયો હતો તેથી—એ બેમાંથી ગમે તે કારણ હોય પણ—આજે નેખ્લ્યુડોફને જરા પણ ક્ષોભ કે ગૂંચવાડો ન થયો. અમુકને જ સંબોધી વાત કરવી એવા કશા સ્પષ્ટ આશય વિના, વિશાળ ખભા ને ભૂખરી દાઢીમાંના સફેદ વાળનાં ગૂંછળાંવાળા પેલા ડોસાને સંબોધી એણે વાત કરવા માંડી. આમાં એની ખ્વાએશ એ હતી કે, તેને પોતાની યોજનાની સંમતિમાં કે વિરોધમાં કંઈ કહેવું હોય તો તે કહે, પણ નેખ્લ્યુડોફની અટકળ ખોટી નીવડી. કેમકે આ આબરૂદાર દેખાવનો ડોસો એની વાત સાંભળતાં જોકે સંમતિપૂર્વક પોતાનું માથું હલાવતો હતો, અને બીજા ખેડૂતો કંઇક વાંધો કાઢતા હતા ત્યારે તે માથું ધુણાવી ભવાં સંકોચતો હતો, છતાં સ્પષ્ટ દેખાઇ આવતું હતું કે નેખ્લ્યુડોફની વાત સમજતાં તેને ભારે મુશ્કેલી પડતી હતી અને આખરે તેને સમજણ

પડી તે પણ, નેખ્લ્યુડોફની વાત સમજી બીજાએ પોતાની રીતે તે કહી બતાવી એ તેણે સાંભળી ત્યાર પછી જ. તેના કરતાં તો તેની પડખે એક ઢીચકો ડોસો બેઠો હતો તે વધુ સમજતો હતો. આ ડોસાને દાઢી નામની હતી, તેણે થીગડિયો સૂતરાઉ ડગલો અને જૂના જોડા પહેર્યા હતા, ને એક આંખે તે કાણો હતો. નેખ્લ્યુડોફને પાછળથી તપાસ કરતાં માલૂમ પડ્યું કે તે કડિયાકામ કરતો હતો. આ માણસ પોતાનાં પોપચાં વારંવાર ઝપાટાબંધ પટપટાવતો હતો, નેખ્લ્યુડોફની વાતો ધ્યાનપૂર્વક સાંભળતો હતો, ને તે પૂરી થયા પછી તેણે એકદમ પોતાના શબ્દોમાં તે કહી સંભળાવી. બીજો એક મજબૂત બાંધાનો સફેદ દાઢી ને બુદ્ધિની ચમકવાળી આંખોવાળો ડોસો હતો તે પણ આના જેટલી જ ઝડપથી બધી વાત સમજતો હતો, અને વચ્ચેવચ્ચે વ્યંગ્ય વક્રોકિતપૂર્ણ મશ્કરીની જે કોઈ તક મળે તેનો ઉપયોગ કરતો હતો અને આ રીતે પોતાની શાક્તનું સૌને ભાન કરાવવાની તેની સ્પષ્ટ ઇચ્છા દેખાતી હતી. પેલો ભૂતપૂર્વ સૈનિક પણ આ બધી વાતો સમજતો હોય એમ લાગતું હતું, પણ સૈનિકોની પેઠે અર્થ વગરની વાતોની ટેવ પડેલી હોવાથી અંદર બીજી આડી અવળી વાતો સેળભેળ કરીને ગૂંચવાડો ઊભો કરતો હતો. નેખ્લ્યુડોફની વાતોમાં સૌથી સાચો રસ લઈ ગંભીરપણે તે સાંભળનારો તો એક ઊંચો આદમી હતો. તેની દાઢી નાની હતી, નાક લાંબું હતું, સાદ ધેરો હતો, ને તેણે ઘેર કાંતેલા પાણકોરાનાં સાફ કપડાં તથા ઝાડની છાલના ગૂંથેલા જોડા પહેર્યા હતા. આ માણસ બધી વાત સમજતો હતો ને જરૂરજોગું જ બોલતો હતો. બીજા બે ડોસામાં એક તો આગલા દિવસની સભામાં નેખ્લ્યુડોફની એકેએક દરખાસ્તને નકાર ભણનારો પેલો બોખો આદમી હતો, અને બીજો, ચહેરે માયાળુ, વાને ગોરો, ને પગે લંગડો એવો એક ઊંચો બુઢ્ઢો હતો. તેણે પોતાના પાતળા પગની આસપાસ સૂતરાઉ લૂગડાના પટ્ટા સખત

રીતે વીંટાળીને બાંધ્યા હતા. આ બન્ને ડોસા કંઈ બોલતા નહોતા, જો કે બધી વાત તેઓ ધ્યાનપૂર્વક સાંભળતા તો હતા જ.

સૌથી પહેલાં તો નેખ્લ્યુડોફે જમીનના આકારમાં અંગત મિલકત ધરાવવા સંબંધમાં પોતાનો મત રજૂ કર્યો.

'મારા મત પ્રમાણે તો જમીન ખરીદી ન શકાય તેમ વેચી પણ ન શકાય; કેમકે એવી રીતે જો જમીનનું વેચાણ–લેવાણ થાય તો જેની પાસે પુષ્કળ નાણું હોય એ માણસ બધી જમીન વેચાતી લઈ લે, અને પછી જેમની પાસે જમીન ન હોય તેમને જમીન જોઈતી હોય એટલે એ જમીનના બદલામાં તેમની પાસેથી એ ચાહે એવી રકમ કે વસ્તુ જોરજબરાઇથી કઢાવે.'

'સાચું,' લાંબા નાકવાળા આદમીએ ધેરા સાદે કહ્યું.

'બરાબર,' ભૂતપૂર્વ સૈનિક બોલ્યો.

'હા, જુઓને, કોઇ બાઇ પોતાની ગાયને ખવરાવવા થોડું ઘાસ બીડમાંથી લઈ જાય. એટલે એને પકડીને જેલમાં પૂરી દે છે,' ધોળી દાઢીવાળો પેલો આદમી બોલ્યો.

'આ અમારી વાત જ લ્યોને. અમારી જમીન પાંચ વીઘાં છેટે છે, એમાં કશી ગણોતે અપાય એમ નથી. દર એટલો ગજબનો ભારે છે કે એમાં વળતર રહે એવું નથી,' પેલો ચીડિયો દાંત વિનાનો ડોસો બોલ્યો. 'એ તો ભાઈ, જાગીરદારો ભીનાં લૂગડાંની જેમ અમને નીચોવે જ છે. આ કરતાં તો ગુલામગીરી સારી.'

'હું પણ તમારા જ મતનો છું, ને જમીનની માલિકી ધરાવવી એને પાપ ગણું છું. એટલા જ વાસ્તે મારે આ જમીન આપી દેવી છે.' નેખ્લ્યુડોફે કહ્યું.

'હં, તો તો સારી વાત,' દાઢીમાં એંજેલોના મોઝીઝ જેવા વાળનાં ગૂંછળાંવાળો પેલો ડોસો બોલ્યો. તે તો હજુ ય એમ

જ સમજતો હતો કે નેખ્લ્યુડૉફ આ જમીન આપવાની વાત કરે છે. તે સાંથે જ, મફ્ત નહિ.

'મારે હવે જમીન નથી રાખવી એટલા માટે જ હું અહીં આવ્યો છું, એટલે એ જમીનવહેંચણી કરવાનો સારામાં સારો રસ્તો શો તેનો હવે આપણે વિચાર કરવાનો છે.'

'એમાં શું? તો પછી ખેડુલોકને દઈ દીધી, પત્યું,' પેલો ચીડિયો દાંત વિનાનો ડોસો બોલ્યો.

જમીન આપી દેવાની પોતાની સાચી દાનત વિશે આ શબ્દો શંકા દર્શાવતા હોય એમ નેખ્લ્યુડૉફને લાગ્યું, એટલે પળ વાર એ ઝંખવાઈ ગયો; પણ પાછો તરત સ્વસ્થ થઈ ગયો ને એ ડોસાના આ શબ્દોનો લાભ લઇ પોતાના મનની વાત કહી નાખવાનો લાગ સાધ્યો.

'દઈ દેવા તો હું ખુશી છું,' એણે કહ્યું, 'પણ કોને દઈ દેવી? ને કેવી રીતે? ખેડુલોકને દેવી તો કયા ખેડુલોકને? દેવી, તો તમારા જ ગામના પંચને કાં દેવી, ને ડેમીન્સ્ક (પડખેના ગામનું નામ. ત્યાં જમીનની બહુ તાણ હતી)ના પંચને કાં ન દેવી?'

સૌ ચૂપ રહ્યા. આખરે પેલો ભૂતપૂર્વ સૈનિક બોલ્યો, 'બરાબર.'

'હં ત્યારે, બોલો જોઇએ, તમારે આ જમીનની ખેડુલોકમાં વહેંચણી કરવાની હોય, તો તમે કેવી રીતે કરો?' નેખ્લ્યુડૉફે પૂછ્યું.

'જણદીઠ આટલી, એમ અમે તો સૌને સરખે ભાગે તે વહેંચી દઈએ,' ઝપાટાબંધ પાંપણ ઊંચી કરી પાછી નીચી કરી દઇ પેલા કડિયાએ કહ્યું.

'એમ જ થાય ને, બીજો શો રસ્તો? હં, જણદીઠ આટલી એમ જ,' પગે સફેદ પટ્ટા વીંટાળેલો પેલો માયાળુ લંગડો બોલ્યો.

સૌને આ દરખાસ્ત સંતોષજનક લાગી, એટલે સૌએ તેને પુષ્ટિ આપી.

'જણ દીઠ આટલી, એમ ને ? ત્યારે, દરેક ઘરમાં જે નોકરો હોય એમને પણ હિસ્સો મળવાનો ને ?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'ના રે,' બેધડક ને લહેરી ઢબે પેલા ભૂતપૂર્વ સૈનિકે કહ્યું. પણ પેલો ઊંચો સમજદાર આદમી તેની વાતમાં સંમત થયો નહિ.

'ભાગ પાડવા જ હોય, તો તો પછી સૌને ય સરખા જ ભાગ મળવા જોઈએ,' થોડી વાર વિચાર કરી ઊંડા ઘેરા સાદે તે બોલ્યો.

'પણ એ બને એવું નથી,' નેખ્લ્યુડોફે પહેલેથી જવાબ તૈયાર કરી રાખ્યો હતો એટલે એણે કહ્યું. 'જો સૌને એ સરખા ભાગ આપીએ, તો જે લોકો જાતે કામ ન કરતા હોય તે લોકો પોતાના ભાગ તવંગર લોકોને વેચાતા આપી દેશે; એટલે વળી પાછી જમીન તવંગર લોકોના હાથમાં એકઠી થશે. બીજી બાજૂથી ઘરની ખેતી કરી તેના પર નિર્વાહ કરનારા માણસોની સંખ્યા વધતી જવાની; એટલે ફરી પાછી જમીનની તંગી પડશે. આમ વળી પાછા તવંગર લોકો જમીનની જરૂરવાળા લોકો પર સવાર થઈ બેસશે.'

'બરાબર,' નિવૃત્ત સૈનિક બોલી ઊઠ્યો.

'તો પછી, જમીન વેચવાની મનાઇ કરો; જે હાથે ખેડે એ જ રાખે એવું કરો,' ગુસ્સો કરીને પેલો કડિયો વચમાં બોલી ઊઠ્યો.

આના જવાબમાં નેખ્લ્યુડોફે કહ્યું કે કોણ ઘરની ખેતી કરે છે ને કોણ પારકી ખેતી કરે છે, એ જાણવું મુસ્કેલ છે.

પેલા ઊંચા સમજદાર માણસે દરખાસ્ત કરી કે એવી યોજના કરવી કે સૌએ સાથે મળીને બધી જમીનમાં ખેડ કરવી, અને જે

એવી રીતે સાથે મળીને ખેડ કરે તેને જ ઊપજનો ભાગ મળે, ને ન કરે તેને કશુંય ન મળે.

આવી મજમી પદ્ધતિના સંબંધમાં પણ નેખ્લ્યુડૉફ પાસે જવાબ તૈયાર હતો, એટલે એણે કહ્યું કે, આવી ગોઠવણ કરવી હોય તો એવી જરૂર પડે કે સૌની પાસે ઘરનાં સાંતી હોય, ને કોઇ પાછળ ન રહે એટલા માટે સૌનાં ઘોડાં સરખાં હોય. એટલે સાંતી, ઘોડાં, ઝૂડવાના સંચા અને બીજાં બધાં ઓજારો એ બધું મજમી મિલકત તરીકે રાખવું જોઈએ, અને એવી મજમી મિલકતની ગોઠવણ કરવામાં સૌએ ભેગા મળીને એકમત થવું જોઈએ.'

'આપણા લોક આ ભવમાં તો ભેગા મળીને કોઈ કાળે એકમત નહિ થવાના,' ચીડિયો ડોસો બોલ્યો.

'તો તો ખરેખરી લડાઇ જ જામે,' માયાભરી હસતી આંખોવાળા પેલા ડોસાએ કહ્યું.

'ને વળી જમીનમાં જાતફેર હોય એનું શું?' નેખ્લ્યુડૉફ બોલ્યો. 'એક જણને કસદાર જમીન મળે, ને બીજાને ધૂળ ને રેતી આવે, એ કેમ ચાલે?'

'તો પછી એના નાના ભાગ કરી પાનાં પાડી સૌને સરખે ભાગે વહેંચી દેવી,' કડિયાએ કહ્યું.

આના જવાબમાં નેખ્લ્યુડૉફે એમ કહ્યું કે 'આપણે અહીં વિચાર કરીએ છીએ તે એક જ ગામના પંચમાં વહેંચણી કેમ કરવી તેનો નહિ પણ જુદીજુદી રિસાયતોમાં આવેલી જમીનની સામાન્ય વહેંચણી કેવી રીતે કરવી તેનો. જમીન જો ખેડૂતોને મફત આપી દેવાની હોય, તો અમુકને સારી જમીન મળે ને બીજાને ખરાબ મળે એવું શું કામ હોય? સૌ સારી જમીન જ લેવા ચાહે.'

'બરાબર,' નિવૃત્ત સૈનિક બોલ્યો.

બીજા બધા મૂંગા રહ્યા.

'એટલે કામ દેખાય છે એટલું સહેલું નથી,' નેખ્લ્યુડોફે કહ્યું. 'પણ આ બાબત એકલા આપણે જ વિચાર કરીએ છીએ એમ નથી; ઘણા માણસો આમાં શું કરવું તેનો વિચાર કરી રહ્યા છે. હેનરી જ્યોર્જ નામે એક અમેરિકાવાસી છે; તેણે વિચાર કરીને આવો નિર્ણય કર્યો છે, ને હું એમાં સંમત થાઉં છું......'

'પણ આટલી બધી પંચાત શું કામ? તમે ધણી છો, તમારી મરજીમાં આવે એમ આપી દેવા તમે મુખત્યાર છો. તમને એમાં કોણ રોકે એમ છે? સત્તા તમારા હાથમાં છે,' પેલો ચીડિયો ડોસો બોલ્યો.

આ સાંભળી નેખ્લ્યુડોફ મૂંઝાયો, પણ એને જોઈને આનંદ થયો કે આવી રીતે તે ડોસો વચમાં બોલ્યો એટલે પોતાની પેઠે બીજા પણ નારાજ થયા હતા.

'જરા ધીરજ રાખો સાદમન કાકા, એમને વાત તો કરવા દો,' ઘેરા રૂઆબદાર અવાજે પેલો સમજદાર આદમી બોલ્યો.

આથી નેખ્લ્યુડોફને ઉત્તેજન મળ્યું અને હેનરી જ્યોર્જની એકકરપદ્ધતિ એણે સમજાવવા માંડી.

'જમીન કોઈ માણસની નથી, એ તો ભગવાનની છે,' એણે બોલવા માંડ્યું.

'બરાબર, એમ જ છે,' જવાબમાં કેટલાક જણ બોલ્યા.

'જમીન સૌની મજમી મિલકત છે, સૌનો એના ઉપર સરખો હક્ક છે; પણ જમીન પણ પાછી જાતજાતની હોય છે. કેટલીક જમીન સારી હોય છે, તો કેટલીક ખરાબ હોય છે, ને સૌ સારી જ જમીન લેવા ચાહે છે. ત્યારે એની વાજબી વહેંચણી શી રીતે કરવી? એ વહેંચણી આ રીતે કરવીઃ જે સારી જમીન વાપરે તે એ જમીનની

એવી રીતે સાથે મળીને ખેડ કરે તેને જ ઊપજનો ભાગ મળે, ને ન કરે તેને કશુંય ન મળે.

આવી મજમી પદ્ધતિના સંબંધમાં પણ નેખ્લ્યુડોફ પાસે જવાબ તૈયાર હતો, એટલે એણે કહ્યું કે, આવી ગોઠવણ કરવી હોય તો એવી જરૂર પડે કે સૌની પાસે ઘરનાં સાંતી હોય, ને કોઇ પાછળ ન રહે એટલા માટે સૌનાં ઘોડાં સરખાં હોય. એટલે સાંતી, ઘોડાં, ઝૂડવાના સંચા અને બીજાં બધાં ઓજારો એ બધું મજમી મિલકત તરીકે રાખવું જોઈએ, અને એવી મજમી મિલકતની ગોઠવણ કરવામાં સૌએ ભેગા મળીને એકમત થવું જોઈએ.'

'આપણા લોક આ ભવમાં તો ભેગા મળીને કોઈ કાળે એકમત નહિ થવાના,' ચીડિયો ડોસો બોલ્યો.

'તો તો ખરેખરી લડાઇ જ જામે,' માયાભરી હસતી આંખોવાળા પેલા ડોસાએ કહ્યું.

'ને વળી જમીનમાં જાતફેર હોય એનું શું?' નેખ્લ્યુડોફ બોલ્યો. 'એક જણને કસદાર જમીન મળે, ને બીજાને ધૂળ ને રેતી આવે, એ કેમ ચાલે?'

'તો પછી એના નાના ભાગ કરી પાનાં પાડી સૌને સરખે ભાગે વહેંચી દેવી,' કડિયાએ કહ્યું.

આના જવાબમાં નેખ્લ્યુડોફે એમ કહ્યું કે 'આપણે અહીં વિચાર કરીએ છીએ તે એક જ ગામના પંચમાં વહેંચણી કેમ કરવી તેનો નહિ પણ જુદીજુદી રિસાયતોમાં આવેલી જમીનની સામાન્ય વહેંચણી કેવી રીતે કરવી તેનો. જમીન જો ખેડૂતોને મફત આપી દેવાની હોય, તો અમુકને સારી જમીન મળે ને બીજાને ખરાબ મળે એવું શું કામ હોય? સૌ સારી જમીન જ લેવા ચાહે.'

'બરાબર,' નિવૃત્ત સૈનિક બોલ્યો.

બીજા બધા મૂંગા રહ્યા.

'એટલે કામ દેખાય છે એટલું સહેલું નથી,' નેખ્લ્યુડોફે કહ્યું. 'પણ આ બાબત એકલા આપણે જ વિચાર કરીએ છીએ એમ નથી; ઘણા માણસો આમાં શું કરવું તેનો વિચાર કરી રહ્યા છે. હેનરી જ્યોર્જ નામે એક અમેરિકાવાસી છે; તેણે વિચાર કરીને આવો નિર્ણય કર્યો છે, ને હું એમાં સંમત થાઉં છું......'

'પણ આટલી બધી પંચાત શું કામ? તમે ધણી છો, તમારી મરજીમાં આવે એમ આપી દેવા તમે મુખત્યાર છો. તમને એમાં કોણ રોકે એમ છે? સત્તા તમારા હાથમાં છે,' પેલો ચીડિયો ડોસો બોલ્યો.

આ સાંભળી નેખ્લ્યુડોફ મૂંઝાયો, પણ એને જોઇને આનંદ થયો કે આવી રીતે તે ડોસો વચમાં બોલ્યો એટલે પોતાની પેઠે બીજા પણ નારાજ થયા હતા.

'જરા ધીરજ રાખો સાઇમન કાકા, એમને વાત તો કરવા દ્યો,' ઘેરા રૂઆબદાર અવાજે પેલો સમજદાર આદમી બોલ્યો.

આથી નેખ્લ્યુડોફને ઉત્તેજન મળ્યું અને હેનરી જ્યોર્જની એકકરપદ્ધતિ એણે સમજાવવા માંડી.

'જમીન કોઈ માણસની નથી, એ તો ભગવાનની છે,' એણે બોલવા માંડ્યું.

'બરાબર, એમ જ છે,' જવાબમાં કેટલાક જણ બોલ્યા.

'જમીન સૌની મજમી મિલકત છે, સૌનો એના ઉપર સરખો હક્ક છે; પણ જમીન પણ પાછી જાતજાતની હોય છે. કેટલીક જમીન સારી હોય છે, તો કેટલીક ખરાબ હોય છે, ને સૌ સારી જ જમીન લેવા ચાહે છે: ત્યારે એની વાજબી વહેંચણી શી રીતે કરવી? એ વહેંચણી આ રીતે કરવી: જે સારી જમીન વાપરે તે એ જમીનની

કિંમત જેને બિલકુલ જમીન ન હોય તેને આપે,' પોતે પૂછેલા સવાલનો જવાબ પોતે જ આપીને ખ્નેલ્યુડોફે આગળ બોલવા માંડયું. 'હવે, કોણે કોને પૈસા ભરવા એ કહેવું મુશ્કેલ છે, અને વળી બીજી બાજૂએ પંચના કામ માટે પૈસાની જરૂર પડે છે; એટલે એવી યોજના કરવી જોઇએ કે જે સારી જમીન વાપરતો હોય તેણે એ જમીનની કિંમતના પૈસા પંચને તેના ખપ માટે આપવા, એટલે સૌને સરખો ભાગ મળશે. તમારે જો જમીનનો ઉપયોગ કરવાની ઇચ્છા હોય તો એના પૈસા ભરવા—સારી જમીનના વધુ ને ખરાબ જમીનના ઓછા. ને તમારે જો જમીનનો ઉપયોગ કરવાની ઇચ્છા ન હોય તો તમારે કંઇ ન ભરવું. જે લોકો જમીનનો ઉપયોગ કરતા હશે તેઓ તમારા વતી કર ભરશે તેમ પંચનો જે બીજો ખર્ચ થશે તે પણ આપશે.'

'સત્તર આના વાત છે, લ્યો,' પોપચાં પટપટાવતો પેલો કડિયો બોલ્યો. 'સારી જમીન મળે તેણે વધુ પૈસા આપવા.'

'હું, ખરો ભેજાવાળો આદમી હો, આ જિયોર્જ!' પેલો ગૂંછળાંવાળો રૂઆબદાર વડીલ પુરુષ બોલ્યો.

'એમાં વાત ફક્ત એટલી છે કે ગજા પ્રમાણે રકમ ભરવાની આવે તો પોસાય,' પેલો ઊંચો આદમી આ યોજનાનો અર્થ ને સ્વરૂપ સમજ્યો એટલે ધેરા અવાજે બોલ્યો.

'ભરવાની રકમ હદબહાર ભારે પણ ન જોઇએ તેમ હળવી પણ ન જોઈએ. જો હદબહાર ભારે હશે તો કોઇ ભરશે નહિ એટલે ખોટ આવશે; ને છેક હળવી હશે તો જમીનના ભોગવટાહક્કનું વેચાણ–લેવાણ થશે, એટલે પછી જમીનનો વેપાર ચાલશે,' નેખ્લ્યુડોફે જવાબ આપ્યો. 'વારુ ત્યારે, મારે જે યોજના અહીં તમારામાં દાખલ કરવી હતી તે આ,' એ આગળ બોલ્યો.

'વાત વાજબી છે; અદ્દલ વાત છે; હા, ચાલશે સ્તો આ ગોઠવણ,' બરાબર સમજપૂર્વક પ્રોત્સાહક ઢબે ખેડૂતોએ કહ્યું.

'ખરો ભેજાવાળો આદમી હો, એ જિયોર્જ,' વિશાળ ખભા ને વાળનાં ગૂંછળાંવાળો પેલો ડોસો બોલ્યો. 'જોયું, કેવો રસ્તો ગોતી કાઢ્યો!'

'ઠીક ત્યારે, ધારો કે મારે કાંઈક જમીન લેવી હોય તો?' પેલા મલકાતા કારભારીએ પૂછ્યું.

'કોઇ ભાગ ફાજલ રહે તો લેવો ને ખેડી ખાવો,' નેખ્લ્યુડોફે ઉત્તર આપ્યો.

'શું કામ? તમારે તો અત્યારે પણ પૂરતી જમીન છે,' હસતી આંખોવાળો પેલો ડોસો બોલ્યો.

આટલેથી મસલત પૂરી થઈ.

આ રીતે જમીન રાખી લેવાની વાત નેખ્લ્યુડોફે ફરી પાછી એમની આગળ મૂકી અને કહ્યું કે, જમીન રાખવાની બાબત હા-નાનો જવાબ આ ને આ ઘડીએ આપવાની જરૂર નથી, પણ પંચના બાકીના માણસો સાથે એ સંબંધમાં વાતચીત કરી પછી જે પરિણામ આવે તે પોતાને જણાવવું.

ખેડૂતોએ જવાબ આપ્યો કે તેઓ એ સંબંધમાં વાતચીત કરી જોશે અને પછી જવાબ લઇને આવશે અને એમ કહી ભારે આવેશપૂર્ણ દશામાં તેઓ ત્યાંથી નીકળ્યા. રસ્તે ચાલતા જતા હતા એ વખતે તેઓ મોટેથી જે વાતો કરતા હતા તેના હોકારા સાંભળી શકાતા હતા, અને મોડી રાતે પણ નદીને કાંઠેકાંઠે થઇને માણસોના સાદના અવાજ ગામમાંથી આવતા હતા.

બીજે દિવસે ખેડૂતો કામે ન ગયા, પણ બધો વખત જમીન-દારની દરખાસ્તનો વિચાર કરવામાં ગાળ્યો. વિચારને અંતે ખેડૂતોના પંચના બે પક્ષ પડી ગયા—એક પક્ષને આ દરખાસ્તમાં કંઈ

દહેશત કે જોખમ જેવું ન લાગ્યું અને એ લાભદાયક લાગી; તો બીજા પક્ષને એનો ઉદ્દેશ સમજાયો નહિ એટલે એમાં કંઈ દગાનો વહેમ આવ્યો ને તેથી એના સ્વીકારમાં દહેશત જેવું લાગ્યું. પણ ત્રીજે દિવસે આખરે સૌ એકમત થયા, અને આ દરખાસ્તનો સ્વીકાર કરવા સૌ તૈયાર છે એવા ખબર આપવા કેટલાક જણને નેખ્લ્યુડોફ આગળ મોકલ્યા. આ પ્રમાણે નેખ્લ્યુડોફની દરખાસ્ત સ્વીકારવાનો જે નિર્ણય એમણે કર્યો તે એક ડોશીએ એ જાગીરદારના વર્તન સંબંધી કરેલા ખુલાસાને પરિણામે કર્યો. આ ખુલાસો મળ્યા પછી એમને કશા દગાફટકાની દહેશત રહી નહિ. ખુલાસો એ હતો કે 'શેઠ' હવે પોતાના આત્માનો વિચાર કરવા લાગ્યા છે, અને તેથી મોક્ષની ઇચ્છાથી આ પ્રમાણે પોતાની જાગીર આપવા તૈયાર થએલ છે. નેખ્લ્યુડોફે પાનોવોમાં જે મોટી રકમોની ખેરાત કરેલી તેથી આ વાતને પુષ્ટિ મળેલી. આ મોટી રકમોની ખેરાત કરી એનું કારણ એ હતું કે, આજ સુધી નેખ્લ્યુડોફે આવી સાધનહીન દશા અને આવડી જબરી કંગાલિયતનું કદી પ્રત્યક્ષ દર્શન કરેલું નહિ, એટલે હમણાં એ દર્શન કર્યું ત્યારે એને અતિશય ત્રાસ થએલો, તેથી આવી રીતે પૈસા આપવા એમાં કાંઈ અર્થ નથી એમ એ સમજતો હતો છતાં આવી ખેરાત કરવા એને પ્રેરણા થએલી. વળી અત્યારે એની આગળ પૈસા પુષ્કળ હતા, કેમકે આગલે વર્ષે એણે એક જંગલ વેચેલું તેની રકમ એને મળેલી, અને કુસ્મિન્સ્કીનાં ઓજારો, ઘરવખરી ને ઢોર વગેરે વેચી નાખેલું તેની વેચાણકિંમત પેટે બાનાની રકમ તરીકે કેટલાક પૈસા મળેલા; એટલે એણે છૂટથી ખેરાત કરેલી. 'શેઠ' છૂટથી ખેરાત કરવા લાગ્યા છે એની લોકોને ખબર પડી કે તરત માણસોના અને તેમાં ય ખાસ કરીને સ્ત્રીઓનાં ટોળાં તેની આગળ મદદ માગવા માટે ઊમટયાં. હવે આ લોકોને પૈસા કેવી રીતે આપવા—કોને કેટલા આપવા—તેનો એ નિર્ણય

કરી શક્યો નહિ. એને લાગ્યું કે, પોતાની પાસે પુષ્કળ ધન હોવા છતાં ભારે ગરીબીમાં સબડતા લોકો મદદ માગવા આવે તેમને પાછા કાઢવા એ તો અશક્ય છે, અને છતાં બીજી બાજૂથી એને એમ પણ લાગ્યું કે જે કોઇ માણસ આવીને માગણી કરે તેને જેમ આવે એમ પૈસા આપી દેવા એમાં ડહાપણ નથી.

**નેખ્લ્યુડોફે પાનોવોમાં** જે છેલ્લો દહાડો ગાળ્યો તે દહાડે એણે પોતાની ફોઈઓના ઘરમાં કઇકંઈ વસ્તુઓ પડી રહી છે તેની તપાસ કરી. તપાસ કરતાં, વચ્ચે કડીઓવાળા પિત્તળના સિંહમસ્તકોના હાથાવાળા એક લાકડાના કબાટને તળિયે એણે ઘણા પત્રોનો જથ્થો દીઠો ને એ પત્રોના જથ્થામાં એક ફોટો નજરે પડ્યો. આ ફોટામાં આખા ઘરનું સમૂહચિત્ર હતું. તેમાં એની ફોઇ **સોફિયા** ઇવાનોવા ને **મેરી** ઇવાનોવા હતી, તે વખતે વિદ્યાભ્યાસ કરતો એવો પોતે હતો, અને શુદ્ધ સુંદર ને જીવનમોદથી ભરપૂર એવી કાટુશા હતી. સઘળી ઘરવખરીમાં **નેખ્લ્યુડોફે** અહીંથી ફક્ત આ પત્રો ને આ ફોટોગ્રાફ જ લીધો. બાકીનું બધું એણે આટાની મિલવાળાને માટે રહેવા દીધું. એ મિલવાળાએ સતત સ્મિત ઝરતા પેલા કારભારીની ભલામણ ઉપરથી આ આખું ઘર અને તેની અંદરની સઘળી ઘરવખરી ખરી કિંમતના દસમા ભાગની રકમે ખરીદી લીધી હતી. ઘરવખરી બધી એ ગાડામાં ભરીને પોતાને ત્યાં લઇ જવાનો હતો.

કુસ્મિન્સ્કીમાં પોતાની મિલકત જતી રહેવાથી એને ખેદ થયો હતો. પણ અત્યારે એ ખેદની વાત યાદ કરતાં પોતાને એવો ખેદ શી રીતે થયો હશે એની એને નવાઇ લાગી. આ વખતે તો એને છૂટકારાનો અવિરત આનંદ, અને કોઇ ભૂમિશોધક પ્રવાસી નવી ભૂમિ શોધી કાઢે ત્યારે એને જે નવીનતાનો ચમકારો થાય એવો ચમકારો જ ફક્ત થયો.

છે તે પણ અનાયાસે એના જોવામાં આવ્યું. માંસ, મચ્છી ને કાપડ વેચનારાઓની દુકાન આગળ થઈને નીકળ્યો તો એણે જોયું કે, મોટા ભાગના દુકાનદારોનાં શરીર હૃષ્ટપુષ્ટ બનેલાં હતાં અને એમના પહેરવેશ આદિનો દેખાવ પણ સુઘડ હતો. અહીં પણ આ બધું જાણે પહેલી જ વાર જોતો હોય એમ આ જોઈને એ તાજુબ થયો. એને લાગ્યું કે ગામડામાં આવો ખાધેલપીધેલ ને સુઘડ દેખાવનો એક પણ ખેડૂત મળવો મુશ્કેલ છે. આ બધા વેપારીઓનો દેખાવ કહી આપતો હતો કે, તેઓ ખાતરીપૂર્વક માનતા હતા કે પોતે વેચી રહ્યા હતા એ વસ્તુઓ વિશે પૂરી માહિતી ન ધરાવનાર ભોળાં ઘરાકોને હિકમત કરીને છેતરવાની જે પ્રવૃત્તિ પોતે કરી રહ્યા હતા એ કંઈ તુચ્છ કે હીન નહિ પણ મહત્ત્વની પ્રવૃત્તિ હતી. વિશાળ ઢગરા ને બટનની હારની હારવાળા કોચમેનો, ટોપી પર સોનેરી દોરીઓવાળા દરવાનો, ફાંકડી વક્રાકાર ઝૂલવાળો પોશાક પહેરી ફરતી જુવાન નોકરડીઓ, ને ખાસ કરીને તો બોચી આગળ સાફ હજામત કરાવેલા ને પડખે થઈને પસાર થતાં માણસોને તિરસ્કારપૂર્વક દુર્વૃત્તિભરી નજરે જોતાં જોતાં પોતાની બેઠકમાં લાંબા થઈને પડેલા ભોલ બગીવાળાઓ—આ બધાંએ ખાધેલપીધેલ ને હૃષ્ટપુષ્ટ દેખાતાં હતાં. નેખ્લ્યુડોફ સહેજે જોઈ શક્યો કે, આ બધાં માણસોમાં કેટલીક વ્યક્તિઓ તો ગામડાના ખેડૂતવર્ગમાંની જ હતી, અને જમીનની તંગીને લીધે તે ફરજિયાત શહેરમાં ઘસડાઈ આવી હતી. આમાંના કેટલાકને શહેરી જીવન સદી ગયું હતું ને તેમણે શહેરની પરિસ્થિતિમાંથી બને તેટલો લાભ ઉઠાવવાના માર્ગ શોધી કાઢ્યા હતા; એટલે તેઓ પોતાના શેઠિયા લોક જેવા બની ગયા હતા અને પોતાની સ્થિતિમાં મગ્ન હતા; તો બીજા માણસોના હાલ તો પોતાના વતનમાં હતા તેથી પણ નપાવટ થયા હતા અને તેથી તેઓ તો ગામડાના લોકો કરતાં પણ વિશેષ દયાપાત્ર હતા.

નેખ્લ્યુડોફે મકાન નીચેનાં ભંડકોમાં વસતા દેખ્યા તે મોચી લોકો આવા હતા. સાબૂમિશ્રિત વરાળના ગોટેગોટા નીકળતા હતા એવી ખુલ્લી બારી આગળ ઊભી રહી દૂબળા ઉઘાડા હાથે ઇસ્ત્રી કરી રહેલી જથરપથર વેશવાળી ફીકી ધોબણો પણ આવી હતી. નેખ્લ્યુડોફને રસ્તામાં મળ્યા તે બે ઘર રંગનારા આદમી પણ આવા જ હતા. તેમણે મળવસ્ત્ર પહેર્યાં હતાં. તેમના મોજાંવિનાના ખુલ્લા પગ બધા રંગથી છંટાએલા ને ખરડાએલા હતા. તેમના તામ્રવર્ણા હાથ બાવડાં સુધી ખુલ્લા હતા. તેઓ રંગભરેલું કૂંડું લઇ જતા હતા અને પરસ્પર તકરાર કરતા જતા હતા. તેમના ચહેરા ચીમળાઈ ગએલા, અણઘડ ને ચીડિયા લાગતા હતા. ગાડાના ધધડાટ સાથે ઊંચાનીચા થતા ગાડાવાળાઓના તેમ શેરીઓને નાકે ઊભાં ઊભાં ભીખ માગતાં ચીંથરેહાલ સ્ત્રીપુરુષોના ચહેરાનો દેખાવ પણ એવો જ હતો. નેખ્લ્યુડોફના માર્ગની બાજૂમાં આવેલી હોટલોની ખુલ્લી બારીઓમાંથી પણ એવા જ ચહેરા દેખાતા હતા. આ હોટલોમાં ગંદાં ટેબલો પર ચાનાં વાસણો ને શીસા પડયા હતા. ટેબલોની વચ્ચેના ખાલી ભાગમાં સફેદ પહેરણ પહેરેલા નોકરો આમતેમ દોડાદોડ કરી રહ્યા હતા, અને ટેબલ આગળ પરસેવે રેબઝેબ થતા ને લાલચોળ બની ગએલા માણસો અજડ જેવા ચહેરે હોકારા પાડતા કે ગાયન લલકારતા બેઠા હતા. આમાં એક માણસ બારી પાસે બેઠો હતો, અને જાણે કંઇક વાત યાદ કરવાને મથતો હોય એવી રીતે ભવાં ચડાવીને અને આંખો સ્થિર રાખીને હોઠ ફફ-ડાવતો હતો.

‘ને આ બધા અહીં કેમ એકઠા થયા હશે?’ ઠંડી પવન-લહરી પર ઊડી આવેલી ધૂળભેગી ગંધાતા તેલ ને તાજા રંગની વાસ શ્વાસમાં લેતાં લેતાં નેખ્લ્યુડોફે સ્વગત સવાલ કર્યો.

રસ્તામાં એક ઠેકાણે ગાડાંની હારની હાર આવી રહી હતી તે નેખ્લ્યુડૉફે પકડી પાડી. આ ગાડામાં કંઇક લોઢાનો સામાન ભર્યો હતો. અને તે ઊંચાનીચા રસ્તા પર ચાલતાં ગાડાંમાં અથડાવાથી એટલો બધો ખખડાટ કરતો હતો કે એને લીધે કાન ને માથું પાકી જતાં હતાં. આ ગાડાંની હાર ઝટ વટાવી જવા ખાતર એ અત્યાર સુધી ચાલતો હતો તેથી પણ વધુ ઝડપથી ચાલવા લાગ્યો. ત્યાં એકાએક આ ખખડાટને વીંધીને પોતાને બોલાવતા કોઇ માણસનો સાદ એણે સાંભળ્યો; એટલે એ ઊભો રહ્યો ને જોયું તો મીણ ચોપડેલી અણિયાળી મૂછો ને ચળકતા ચહેરાવાળા એક અમલદારને કોઇક જાડિયા કોચમેનની બગીમાં બેસી, પોતાના અતિશય સફેદ દાંત દેખાય એવી રીતે હસતાં હસતાં મિત્રભાવે પોતાનો હાથ હલાવતો એણે દીઠો.

'ઓહો, નેખ્લ્યુડૉફ! તું ક્યાંથી?'

નેખ્લ્યુડૉફને પ્રથમ ભાવ તો પ્રસન્નતાનો થયો.

'ઓહો, શ્રોનબોક!' એ આનંદપૂર્વક બોલી ઊઠ્યો; પણ બીજી જ પળે એને ખ્યાલ આવ્યો કે આમાં આનંદ પામવા જેવું કશું છે નહિ.

આ શ્રોનબોક તે તે દિવસે નેખ્લ્યુડૉફની ફોઇઓને ત્યાં આવેલો તે જ માણસ. પછી તો નેખ્લ્યુડૉફ તેને કદી મળેલો નહિ, પણ એણે વાત સાંભળેલી કે માથે ભારે દેવું હોવા છતાં તજવીજ કરીને તેણે હયદળમાં પોતાની પદવી સાચવી રાખી હતી તેમ આ કે તે ઉપાય લઈને ધનાઢ્યવર્ગમાં પોતાનું સ્થાન પણ તે સાચવી રહ્યો હતો. અત્યારનો તેનો ખુશમિજાજી ને આત્મસંતુષ્ટ ચહેરો પણ એ જ વાતને પુષ્ટિ આપી રહ્યો હતો.

'તું મળી ગયો તે કેવું સારું થયું? શહેરમાં કોઇ છે જ નહિ. એલ્લા દોસ્ત, તું તો હવે મોટો થઇ ગયો,' ગાડીમાંથી ઊતરી પોતાના ખભા વિસ્તારી તે બોલ્યો. 'તારી ચાલ ઉપરથી જ મેં તને વરતી કાઢયો. આમ જો, આજે આપણે સાથે જમવાનું છે. સરસ જમણ આપતા હોય એવી કોઇ જગા અહીં તારા ધ્યાનમાં છે?'

'મને તો ભાગ્યે જ વખત મળશે,' પોતાના આ સોબતીને માઠું લગાડયા વિના તેના લપમાંથી શી રીતે છૂટવું તેનો વિચાર કરતાં **નેખ્લ્યુડોફે** ઉત્તર આપ્યો. 'કેમ આવી ચડયો અહીં?'

'કામ વિના કોઇ આવે છે, ભઇલા? હમણાં હું વાલી નિમાયો છું, ને એ વાલીપણાને કામે આવ્યો છું અહીં. હમણાં **સામાનોફ**ની જાગીર સંભાળું છું—પેલો લખેશરી **સામાનોફ**, તું તો ઓળખે છ ને એને! એનું મગજ નબળું પડી ગયું છે, ને એની આગળ ચોપનહજાર ડેસ્યાટિન જમીન છે.' જાણે આ બધા ડેસ્યાટિન પોતે બનાવ્યા હોય એવી વિશિષ્ટ ગર્વપૂર્વક ઢબે તે બોલ્યોઃ 'ભારે અંધાધૂંધી ચાલતી હતી એની જાગીરમાં. કોઇ ધ્યાન જ આપતું નહોતું પૂરું. જમીન બધી ખેડૂતોને સાંથે આપી દીધી હતી ને ખેડૂતો પાઈ પણ ભરતા નહોતા. વળી એંશી હજાર રૂબલ ઉપર તો દેવું હતું. મેં એક વરસમાં બધું સાફ કરી દીધું, ને આખો વહીવટ ફેરવી નવેસરથી નક્કી કર્યો; એટલે સિત્તેર ટકા વધારે આમદાની થઈ. કેમ, સરસ કામ કર્યું ને?' મગરૂરીથી તેણે પૂછ્યું.

**નેખ્લ્યુડોફ**ને અગાઉ કોઇક સમાચાર આપેલા તે સાંભર્યા કે, **શ્પોન**બોક પોતાની બધી દોલત ઉડાડી મૂકેલી, તે ઉપરાંત ગંજાવર દેવું કરેલું. એટલે પછી ભારે લાગવગથી આ **શ્પોન**બોક એક કરોડપતિ ડોસો પોતાની સંપત્તિનો જેમ આવે તેમ ધુમાડો કરતો

હતો તેનો વાલી નિમાયો હતો. આ રીતે શ્નોનબોક અત્યારે વાલીપણા પર નિર્વાહ ચલાવી રહ્યો હતો. 'આને માઠું લગાડ્યા વિના આના લપમાંથી શી રીતે છૂટવું?' તેની મીણ ચોપડેલી મૂછોવાળા ભરાવદાર ચળકતા ચહેરા ભણી જોતાંજોતાં, અને ઉત્તમ જમણ ક્યાં મળે એ વિશેની તેની ખુશમિજાજી દોસ્તી-દાવાની વાતો તથા વાલી તરીકેનાં પોતે કરેલાં કામો વિશેની તેની બડાશો સાંભળતાં સાંભળતાં નેખ્લ્યુડોફને વિચાર આવ્યો.

'ઠીક ત્યારે, આપણે ક્યાં જમશું?'

'સાચે, મને તો બિલકુલ વખત નથી,' પોતાની ઘડિયાળ પર નજર નાખતાં નેખ્લ્યુડોફે કહ્યું.

'વારુ ત્યારે, આમ જો, આજે રાતે ઘોડદોડની શરત જોવા આવવાનો છે?'

'ના, હું નથી આવવાનો.'

'આવજે ને! મારે પંડનો ઘોડો તો એકે નથી, પણ ગ્રિશાના ઘોડા પર હું શરત માંડું છું. તને સાંભરે છે ને?—એની એક સરસ અશ્વશાળા છે. ત્યારે આવીશ, ખરું ને, તું? પછી આપણે સાથે વાળુ કરીશું.'

'ના, મારાથી તો અવાશે પણ નહિ ને સાથે વાળુ પણ નહિ કરાય,' સ્મિત કરીને નેખ્લ્યુડોફે કહ્યું.

'એ તો બહુ ખોટું કહેવાય. અત્યારે આમ ક્યાં ઊપડે છે? ગાડી એ બાજૂ વાળીને મૂકી જાઉં તને ત્યાં?'

'હું તો એડવોકેટને મળવા જાઉં છું—અહીં પાસે જ છે, પેલા ખૂણા આગળ.'

'હાં સમજ્યો, તું તો હમણાં કંઇક જેલની વાતોમાં પડયો છે—મેં સાંભળ્યું કે તું તો કેદીઓનો વકીલ બન્યો છે,' શ્વોનબોકે હસતાં હસતાં કહ્યું. 'કોર્ચાગિનકુટુંબનું જ કાંઇક કહેતું'તું; એ લોકો તો શહેરમાંથી ક્યારનાં ચાલ્યાં ગયાં લાગે છે. ઠીક, એ બધું શું છે? કહેતો ખરો મને.'

'હા, હા, વાત સાવ સાચી છે,' નેખ્લ્યુડોફે જવાબ આપ્યો. 'પણ એ વાત કંઇ અહીં રસ્તામાં ઊભા ઊભા કહી શકાય નહિ.'

'અલબત્ત, ન જ કહી શકાય. પહેલેથી જ તું ગાંડિયો હતો. ઠીક, પણ તું શરતમાં તો આવીશ જ, ખરું ને?'

'ના, હું નહિ આવી શકું, ને ખરું કહું તો, નથી આવવા માગતો. ખિજાઇશ નહિ હો મારા પર.'

'તારા પર ખિજાઉં? અરે એ શું બોલ્યો? તું ક્યાં રહે છે?' પછી એકાએક તેનો ચહેરો ગંભીર બની ગયો, તેની આંખો સ્થિર થઇ ગઇ, અને તેને કપાળે કરચલિયો પડી. કંઇક વાત યાદ કરવા તે મથતો હોય એવું લાગ્યું, અને નેખ્લ્યુડોફને તેના ચહેરામાં, પેલી હોટેલની બારી આગળ ભવાં ચડાવીને હોઠ ફફડાવતા બેઠેલા પેલા આદમીમાં પોતે જોએલા એવા જ ગમગીની ને શૂન્યતાના ભાવનાં દર્શન થયાં.

'બહુ ટાઢ છે, ખરું?'

'હા, બહુ.'

'પેલાં પડીકાં લીધાં?' ગાડીવાળા ભણી વળીને શ્વોનબોકે પૂછયું. 'અચ્છા ત્યારે, રામ રામ. તું મળી ગયો તે બહુ આનંદ થયો, હો.' પછી ભાવોષ્માથી નેખ્લ્યુડોફનો હાથ દબાવી તે કૂદકો મારી ગાડીમાં ચડી બેઠો, અને હમેશની રીત મુજબ અતિશય સફેદ દાંત દેખાય એમ સ્મિત કરીને પોતાના ચળકતા મોંની આગળ સફેદ મોજાવાળો હાથ તેણે હલાવ્યો.

'હું પણ આના જેવો જ થયો હોત ને?' એડવોકેટના ઘર ભણી ચાલતાં ચાલતાં નેખ્લ્યુડોફને વિચાર આવ્યો...... 'હા, મારી ઇચ્છા તો આના જેવા જ થવાની હતી. જો કે હું બધી બાબતમાં બરાબર એના જેવો જ તો નહોતો. છતાં મેં પણ એ ઢબે જ જીવન ગાળવાનું ધારેલું.'

## પ્રકરણ અગિયારમું

**એ**ડવોકેટે નેખ્લ્યુડોફને એના વારા પહેલાં અંદર બોલાવ્યો. અને એ આવ્યો કે તરત પેલા મેન્શોફના મુકદ્દમા બાબત તે વાત કરવા લાગ્યો. એ મુકદ્દમો વાંચતાં એ માણસ પર મુકાએલા તહોમતની અંદરની વિસંગતતા જોઇ તે ખૂબ ગુસ્સે થઇ ગયો હતો.

'આ આખો મુકદ્દમો તો કમકમાટી ઉપજાવે એવો છે,' તેણે કહ્યું. 'તદ્દન સંભવિત છે કે વીમાની રકમ મેળવવા માટે મકાનમાલિકે પોતે જ મકાનને 'આગ લગાડી હોય, પણ મુદ્દાની વાત તો બીજી છે, ને તે એ કે મેન્શોફનો ગુનો બિલકુલ પુરવાર જ નહોતો થયો. કોઇ જાતનો પુરાવો જ નથી એમાં. સજા થઈ તે તો તપાસ ચલાવનાર માજિસ્ટ્રેટની બેદરકારી તથા સરકારી વકીલની સજા કરવાની ખાસ આતુરતાને લીધે જ થઇ છે. જો આ લોકોનું કામ જિલ્લા અદાલતને બદલે અહીં ચલાવ્યું હોય તો હું સોએ ટકા ખાતરી આપું છું કે આ લોકો છૂટી જાય, ને હું એ કામ ચલાવવા બદલ પાઇની પણ ફી ન લઉં. હં, ને ત્યારે, હવે બીજો મુકદ્દમો લઇએ—થીઓડોસિયા બિરુકોવાનો. એને માટે

શહેનશાહને કરવાની અપીલ મેં ઘડી રાખી છે. તમે જો પીટર્સબર્ગ જવાના હો તો તમે તે સાથે જ લઇ જાઓ અને તમારે પોતાને જ નામે અરજ કરી તમે જાતે તમારે હાથે જ તે અપીલ ત્યાં રજૂ કરો તો ઠીક: નહિ તો એ લોકો ફક્ત થોડી પૂછપરછ જ કરશે ને કશું વિશેષ ફળ એમાંથી નહિ મળે. તમારે તજવીજ કરીને અપીલ-કમિટીના કોઇ લાગવગવાળા સભ્યને પકડવો. બસ, મને લાગે છે મારું કામ પૂરું થયું, કેમ ?'

'ના; આ એક કાગળ લાવ્યો છું—'

'હં, ત્યારે તમે તો નીક બન્યા લાગો છો—જેલની બધી ફરિયાદો વહેવાની પરનાળ જેવા થયા લાગો છો,' એડવોકેટે મોં મરકાવીને કહ્યું. 'આ તો પછી બહુ થાય છે; તમારાથી નહિ પહોંચી શકાય એ બધી બાબતોને.'

'ના, પહોંચી તો નહિ શકાય, પણ આ ચકિત કરે એવો મુકદ્દમો છે,' એમ બોલી નેખ્લ્યુડોફે એ મુકદ્દમાની આછી રૂપરેખા આપવા માંડી. એ મુકદ્દમો એક ગામડાના ખેડૂતનો હતો. તે ખેડૂત ખ્રિસ્તી ધર્મની સુવાર્તાઓ વાંચવા લાગેલો ને પોતાના દોસ્તો સાથે એ વિશે ચર્ચા કરવા લાગેલો. એટલે પાદરીઓએ એની આ પ્રવૃત્તિને દોષિત ઠરાવી અધિકારીઓને એ વિશે ખબર આપેલા. તેથી માજિસ્ટ્રેટે એના પર તપાસ ચલાવી, સરકારી વકીલે તેના વિશે તહોમતનામું કાઢ્યું, અને ન્યાયાધિકારીઓએ એના પર કામ ચલાવ્યું.

'આ તો ભારે ગજબ થાય છે હો,' નેખ્લ્યુડોફ બોલ્યો. 'આવું તે હોતું હશે?'

'કેમ, આમાં તમને નવાઈ જેવું શું લાગે છે?'

'કેમ, બધુંય વળી! કોઈ પોલિસ અમલદાર કશો વિચાર કર્યા વિના આંખો મીંચીને કોઇ હુકમને તાબે થાય, એ વાત હું

સમજી શકું છું; પણ સરકારી વકીલ પોતે આવું તહોમતનામું ઘડી કાઢે? એના જેવો કેળવાએલો માણસ—'

'ત્યાં જ તમારી ભૂલ થાય છે. સરકારી વકીલો ને ન્યાયાધિકારીઓને સાધારણ રીતે અમુક પ્રકારના સંસ્કારી ને ઉદારચિત્ત પુરુષો માની લેવાની આપણને ટેવ પડી છે. ને એક કાળે તેઓ એવા હતા પણ ખરા, પણ અત્યારની સ્થિતિ સાવ જુદી જ છે. અત્યારે તો તેઓ પણ બીજા અમલદારો જેવા અમલદારો જ છે, અને એમને પણ એમના પગારની જ પડી હોય છે. પગાર આવે તે એ લોકો ખીસામાં મૂકે છે ને એથી વધારે પગાર મળે એવી ઝંખના કર્યા કરે છે; એટલે એમના બધા સિદ્ધાંતો આ પગારની વાત આગળ આવીને અટકી જાય છે. તેથી એ પગારની ખાતર એ લોકો ગમે તેના પર તહોમત મૂકવાના, કામ ચલાવવાના, અને સજા કરવાના.'

'ખરું; પણ બીજા જોડે બેસી બાઇબલ વાંચે એટલા જ કારણે માણસને સાઇબીરિયા હડસેલી મૂકે એવો તો કાયદો પણ ન હોઈ શકે ને ખરી રીતે?'

'હા, કાયદો છે એવો, ફક્ત તમે જો એટલું જ પુરવાર કરી શકો કે બાઇબલ વાંચતી વખતે એ માણસે સરકારી ધર્મમંડળની આજ્ઞા મુજબ નહિ પણ એથી જુદી રીતે બીજાઓ આગળ તે સમજાવવાની છૂટ લીધેલી, અને એ રીતે સરકારી ધર્મમંડળે સ્વીકારેલા અર્થનો તિરસ્કાર કરેલો, તો એ કાયદા પ્રમાણે દેશનિકાલની સજા થઈ શકે. આમવર્ગ આગળ પુરાણમતવાદી ગ્રીક ખ્રિસ્તી ધર્મની નિંદા કરવી એટલે ૧૯૬ મી કલમ પ્રમાણે સાઇબીરિયામાં દેશનિકાલ થવું.'

'હોય નહિ!'

'પણ હું તમને ખાતરીપૂર્વક કહું છું ને કે એમ જ છે. એટલે તો હું અમારા નામદાર ન્યાયાધિકારીઓને રોજ કહું છું' એડવોકેટે આગળ બોલવા માંડયું, 'કે હું એમનો સદાનો ઋણી છું; કેમકે અત્યારે હું જેલ બહાર છું, ને તમે અને આપણે બધા જેલ બહાર છીએ, તે કેવળ એમની કૃપાને જ લીધે. બાકી આપણા હક્ક આપણી પાસેથી છીનવી લઈ આપણને સાઈબીરિયાના કોઇ ખૂણે હડસેલી મૂકવા એ એમને માટે તો રમતવાત છે.'

'ઠીક, પણ એમ જ હોય, બધો આધાર ન્યાયાધિકારી ને બીજા અધિકારીઓ પર જ હોય, અને એ લોકો મરજીમાં આવે ત્યારે અમુક કાયદો લાગુ પાડે, ને ન આવે ત્યારે ન પાડે એવી જ જો સ્થિતિ હોય, તો પછી અદાલતની આ બધી ઇનસાફપ્રવૃત્તિનો શો ઉપયોગ?'

એડવોકેટ પેટ પકડીને હસી પડ્યો. 'તમે તો ભાઈ, વિચિત્ર સવાલો પૂછો છો. મહેરબાન, એ બધી ફિલસૂફીની વાતો છે. ફિકર નહિ, આપણે એ પણ ચર્ચી શકીએ એમ છીએ. શનિવારે આવી શકશો? તે દિવસે મારે ત્યાં મોટા મોટા વિજ્ઞાનવિદો, સાહિત્યકારો, ને કલાકારોની મિજલસ થવાની છે, અને આ બધા અમૂર્ત તાર્કિક પ્રશ્નોની ચર્ચા આપણે એ વખતે કરી શકીશું.' 'અમૂર્ત તાર્કિક પ્રશ્નો' એ શબ્દો પર વક્રભાવપૂર્વક ભાર મૂકીને એડવોકેટ બોલ્યો. 'મારાં મિસીઝને તો તમે મળ્યા છો, ખરું ને? ત્યારે જરૂર આવજો.'

'આભાર થયો; બનતાં સુધી આવીશ,' નેખ્લ્યુડોફે કહ્યું અને એને મનમાં થયું કે પોતે આ જે કહે છે તે સાચું કહેતો નથી, પણ જૂઠું જ બોલે છે, કેમકે એ જાણતો હતો કે પોતે બનતાં

સુધી જે કરવાનો તે તો ઍડવોકેટની આ સાહિત્યમિજલસ અને તેમાંના વિજ્ઞાનવિદ, સાહિત્યકાર, ને કલાકારના મંડળથી દૂર રહેવાનું જ.

ન્યાયાધિકારીઓ મરજીમાં આવે ત્યારે કાયદો લાગુ પાડે ને મરજીમાં આવે ત્યારે ન પાડે, એવી જો સ્થિતિ હોય તો પછી આ ઇનસાફપ્રવૃત્તિનો કશો અર્થ નથી એવી પોતે ટીકા કરેલી ત્યારે ઍડવોકેટે એને જે અટ્ટહાસ્યથી નવાજેલો, અને 'ફિલસૂફી' તથા 'અમૂર્ત તાર્કિક પ્રશ્નો' એ શબ્દોનો ઉચ્ચાર તેણે જે ઢબે જે ભાવથી કરેલો તે બન્ને વસ્તુએ નેખ્લ્યુડૉફને સાબિત કરી આપ્યું કે આ બધા લોકવ્યવહાર તરફ પોતે જે દૃષ્ટિથી જોતો હતો તે દૃષ્ટિથી આ ઍડવોકેટની તેમ ઘણું કરીને એના સર્વ મિત્રોની દૃષ્ટિ સાવ જુદી જ હતી, પોતાની ને એ વર્ગની દૃષ્ટિ વચ્ચે જબરો ફરક હતો, અને એને લાગ્યું કે શ્વોનબોક આદિ પોતાના જૂના ગોઠિયા અને પોતાના વચ્ચે અત્યારે જો બહુ મોટું અંતર પ્રવર્તતું હતું તો આ ઍડવોકેટ તથા તેના મિત્રમંડળ અને પોતાના વચ્ચે તો વળી એથી પણ કેટલાએગણું વિશેષ મોટું અંતર પ્રવર્તી રહ્યું હતું.

# પ્રકરણ બારમું

**જેલ** બહુ છેટી હતી અને અસૂરું થવા માંડયું હતું એટલે નેખ્લ્યુડૉફે ગાડી ભાડે કરી. ગાડીવાળો વચેટ ઉંમરનો માણસ હતો ને તેનો ચહેરો સમજદાર ને માયાળુ હતો. ગાડી હાંકતાં હાંકતાં રસ્તા પર એક ગંજાવર ઇમારત બંધાઇ રહી હતી તે આવી એટલે નેખ્લ્યુડૉફ ભણી મોં ફેરવીને તેણે એ ઇમારત એને બતાવી.

'જુઓ તો ખરા, કેવી જબરજસ્ત ઇમારત આ લોકો ચણાવે છે,' જાણે આ ઇમારત ચણાવવામાં પોતાનો હાથ હોય એવી મગરૂરીથી તે બોલ્યો.

ઇમારત ખરેખર અતિશય મોટી હતી અને બાંધણી અટપટી અને કોઇ નવી જ ઢબની હતી. પાઇનવૃક્ષનાં મજબૂત પાટિયાંના માંચડા લોઢાની સાંકળે બાંધેલા મકાનની આસપાસ ચારે બાજૂએ આવી રહેલા હતા, અને મકાનની ને રસ્તાની વચ્ચે પાટિયાંની એક વાડ કરી લીધેલી હતી. માંચડાનાં પાટિયાં પર આખે અંગે ચૂનાથી ખરડાએલા મજૂરો કીડીઓ જેવા લાગતા આમતેમ ફરતા હતા. કેટલાક મજૂરો ઇંટો ગોઠવતા હતા, કેટલાક ઇંટોના ટૂકડા કરતા હતા, કેટલાક વજનદાર તગારાં ને બકડિયાં ઉપર લઇ જતા હતા અને ખાલી કરીને પાછાં નીચે લાવતા હતા. સરસ કપડાં પહેરેલો એક હૃષ્ટપુષ્ટ ગૃહસ્થ–ઘણું કરીને આ ઇમારત બાંધનાર સ્થપતિ

માંચડાની બાજૂમાં ઊભો હતો અને લાડીગીર રિયાસતનો કોઇ ખેડૂત કંટ્રાકટરનું કામ કરતો હતો તેને ઉપર કંઇક બતાવી કંઇક સમજાવી રહ્યો હતો. કંટ્રાકટર તેની વાત માનપૂર્વક ધ્યાન દઇને સાંભળી રહ્યો હતો. સ્થપતિ અને કંટ્રાકટરને પડખે થઈને ભરેલાં ગાડાં દરવાજામાં થઇને અંદર દાખલ થતાં હતાં અને પછી અંદરનો માલ ઠાલવીને પાછાં વળતાં હતાં.

'આ બધાને—વહીતરું કરી રહેલા તેમ કરાવી રહેલા આ બધાને—એમાં જરાએ વાંધા જેવું કંઇ લાગે છે? એમને તો ખાતરી છે કે પોતે જે કરી રહ્યા છે તે બરાબર છે; પછી ઘેર ભારેવગી બૈરીઓ ગજાઉપરવટ કામ કરીને ભલે મરી જતી હોય, ને થીગડિયા ટોપી પહેરીને ઘરડા માણસોના જેવું વિચિત્ર હાસ્ય કરીને ભૂખમરાથી મરણશરણ થવા સર્જાએલાં એમનાં બાળકો ભલેને દોરડી જેવા એમના પગ અમળાવ્યા કરતાં હોય; પણ એમને તો કોઈ નકામા કમઅક્કલ માણસને માટે—પોતાને લૂંટીને ભીખ માગતા બનાવી દેનાર વર્ગના કોઈ માણસને માટે—આ નકામો અર્થહીન મહેલ અહીં ગદ્ધામજૂરી કરીને બાંધ્યે જ છૂટકો,' એ ઇમારત ભણી જોઇ નેખ્લ્યુડોફને વિચાર આવ્યો.

'હા જોયું, નકામું મકાન છે એ,' પોતાના વિચારો વ્યક્ત કરતો એ બોલ્યો.

'નકામું કેમ?' માઠું લાગ્યું હોય એવા અવાજે ગાડીવાળાએ કહ્યું. 'એ ચાલે છે તો બધા માણસોને કામ મળે છે; નકામું નથી કંઇ એ!'

'પણ કામ તો નકામું જ છે.'

'નકામું હોય જ નહિ ને; નહિ તો શું કામ કરાવે એ?' ગાડીવાળાએ કહ્યું. 'એને લીધે તો લોકોને રોટલો મળે છે.'

નેખ્લ્યુડોફ મૂંગો રહ્યો, ને એનુ મુખ્ય કારણ એ હતું કે પૈડાંના ખખડાટમાં વાતચીત કરવી મુશ્કેલ હતી.

જ્યારે તે જેલ નજીક આવ્યા, અને ગાડી ખખડાટ કરે એવા પથ્થરવાળા રસ્તા ઉપરથી લીસી સડક ઉપર ચાલવા લાગી ત્યારે વાતચીત કરવી સુગમ બની એટલે ગાડીવાળો વળી પાછો નેખ્લ્યુડોફ ભણી વળ્યો.

'હમણાં તો ટોળાંબંધ માણસો શહેરમાં આવવા લાગ્યાં છે. ત્રાસ થાય છે એમને જોઇને તો.' પોતાની બેઠકમાં મોં ફેરવીને અને ગામડેથી મજૂરોની એક ટૂકડી ચાલી આવતી હતી તે બતાવીને તેણે કહ્યું. આ મજૂરોએ ઘેટાના ચામડાના ડગલા પહેર્યા હતા, ખભે કરવત ને કુહાડા ધારણ કર્યા હતાં અને ઝોળીઓ લટકાવી દીધી હતી. આવી રીતે આ ટૂકડી એમની ગાડી ભણી આવતી હતી.

'દર સાલ કરતાં વધારે માણસો આવે છે ?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'ક્યાંય વધારે. આ સાલ તો બધી જગાઓ ભરાઇ ગઈ છે; એટલે આ લોકોની દશા ખરેખર વસમી છે. આથી શેઠિયા લોકો તો મજૂરોને તણખલાને તોલે જ ગણે છે ને પળવારમાં એને ઉડાડી મૂકે છે. એક પણ જગા મળે એવું નથી.'

'એમ કેમ ?'

'ખૂબ આવ્યાં છે એટલે. એટલા બધાને માટે જગા નથી.'

'એ તો ખરું, પણ ખૂબ કેમ આવ્યાં? એ લોકો પોતાના ગામમાં જ કેમ નથી રહેતાં ?'

'પોતાના ગામમાં એમને કરવાનું કંઇ કામ નથી. કેમકે જમીનના સાંસા છે.'

આળી જગાએ કોઇ અડકે ને જેવી વેદના થાય એવી વેદના નેખ્લ્યુડોફને થઇ. એવા સંજોગોમાં માણસને એમ થાય છે કે બીજે

ક્યાં ગે નહિ ને મેલા ધવાએલા ભાગમાં જ પોતાને વારે ઘડીએ વાગે છે; પણ એમ લાગવાનું ખરું કારણ તો એ જ હોય છે કે એ ભાગ આળો હોય છે તેથી જ ત્યાં થતા સ્પર્શનું એને ભાન થતું હોય છે.

'બધે ઠેકાણે શું એકની એક વાત બની રહી હશે?' એવો વિચાર એને આવ્યો, અને ગાડીવાળાને તેના ગામમાં કેટલી જમીન છે, તેની પોતાની પાસે કેટલી જમીન હતી, અને પોતે પોતાનું ગામ છોડીને કેમ શહેરમાં આવ્યો, એ બધી વાત પૂછવા લાગ્યો.

'જી, જણદીઠ એક ડેસ્યાટિન જમીન અમને મળે છે; અને અમારા ઘરમાં ત્રણ જણના ભાગ છે,' ગાડીવાળો હોંશેહોંશે બોલવા લાગ્યો. 'મારા બાપ ને મારો એક ભાઈ ઘેર રહ્યા છે ને ખેડ સંભાળે છે, ને એક બીજો ભાઈ છે તે લશ્કરમાં છે. પણ ખેડમાં કાંઇ સંભાળવા જેવું છે જ નહિ, એટલે એ ભાઇ પણ મોસ્કો આવવાનો વિચાર કરી રહ્યો છે.'

'જમીન સાંથે નથી મળતી?'

'આજના જમાનામાં સાંથે શી રીતે લેવી? જમીનદાર લોકોએ તો પોતાની બધી જમીન વેચી ખાધી છે, ને એ બધી જમીન વેપારીઓના હાથમાં આવી છે. હવે, વેપારીઓ પાસેથી કંઇ સાંથે મળે નહિ—એ લોકો તો પંડે ખેડ કરે છે. અમારે ત્યાં એક ફ્રેન્ચ માણસની હકુમત ચાલે છે. અમારા આગલા જાગીરદાર પાસેથી તેણે આખી જાગીર ખરીદી લીધી છે, ને હવે કોઈ ને સાંથે આપતો નથી. આમ એ બાર તો બંધ થઇ ગયાં છે.'

'એ ફ્રેન્ચ કોણ?'

'એનું નામ ડૂફ્ર. આપે તો કદાચ એનું નામ સાંભળ્યું હશે. મોટી નાટકશાળાના નટોને માટે એ માથાની વિગ બનાવવાનો ધંધો કરે છે. ધંધો કસદાર છે, તેથી ખૂબ નાણાં એ કમાયો છે એમાંથી.

એટલે અમારી શેઠાણી પાસેથી એણે આખી જાગીર વેચાતી લઈ લીધી છે, ને હવે અમારા પર કુલ સત્તાથી રાજ્ય કરે છે. મરજીમાં આવે એમ અમારા પર દોર ચલાવે છે એ. એટલું વળી સારું છે ને ભગવાનનો પાડ એટલો કે એ પંડે તો ભલો આદમી છે, પણ એની બૈરી રશિયન છે, અને એ તો એવી વાઘણ જેવી છે કે વાત કરો મા. ભગવાનની મહેરથી જ જીવીએ એવું છે. બાકી એ બાઈ તો લોકોને બસ લૂટે જ છે–ભારે ત્રાસ છે, ભાઇસા'બ! ઠીક લ્યો, આ જેલ આવી. દરવાજા આગળ લઈ જાઉં ગાડી? પણ મને લાગે છે આ લોકો લઈ જવા નહિ દે તો.'

## પ્રકરણ તેરમું

નેખ્લ્યુડોફે આગલે દરવાજે ઘંટડી વગાડી એટલે, આજે પોતાને માસ્લોવા કેવી દશામાં માલૂમ પડશે એ વિચારે તથા તેનામાં તેમ જેલમાં એકઠાં કરેલાં બીજાં માણસોમાં એને જે અગમ્યતા જેવું લાગતું હતું તેના વિચારે એના અંતરમાં ગભરાટ વછૂટયો. ઘંટડી સાંભળી એક જેલર દરવાજો ઉઘાડવા આવ્યો તેને એણે માસ્લોવા ક્યાં છે એમ સવાલ પૂછયો. એટલે જેલરે કેટલીક પૂછપરછ કરીને એને જણાવ્યું કે તે તો ઇસ્પિતાલમાં છે. ત્યાં ગયો તો ઇસ્પિતાલના દરવાન તરીકે એક માયાળુ ડોસો બેઠો હતો તેણે નેખ્લ્યુડોફને તરત અંદર આવવા દીધો અને કોનું કામ છે તે પૂછી એને બચ્ચાઓના વિભાગમાં જવા સૂચવ્યું.

રસ્તામાં, કાર્બોલિક એસિડથી તરબતર બની ગએલો એક જુવાન દાકતર નેખ્લ્યુડોફને મળ્યો અને શું કામ છે એમ એને સખ્તાઈથી પૂછ્યું. આ દાકતર સદાએ કેદીઓનાં દુ:ખનો ભાર હળવો કરતો હતો અને તેથી જેલના અધિકારીવર્ગ સાથે તેમ વડા દાકતર સાથે તે ઘણી વાર અથડામણમાં આવતો હતો. તેને દહેશત લાગેલી કે નેખ્લ્યુડોફ કદાચ કંઈક કાયદાવિરુદ્ધ માગણી કરશે એટલે પોતે કોઇના સંબંધમાં કશો અપવાદ કરે એમ નથી એમ દેખાડી દેવાની તેની ઇચ્છા હતી, અને તેથી અત્યારે તે ચિડાવાનો ડોળ કરતો હતો. 'આંહીં કોઇ બાઇ છે જ નહિ, આ તો બચ્ચાઓનો વિભાગ છે,' તેણે કહ્યું.

'હા, મને ખબર છે; પણ એક બંદીવાન બાઇને અહીં મદદગાર પારચારિકા તરીકે રાખી છે?'

'ખરું, એવી બે બાઈઓ અહીં છે. એમાંથી તમારે કોનું કામ છે?'

'એમાંની માસ્લોવા નામે બાઈ સાથે મારે નિકટનો સંબંધ છે,' નેખ્લ્યુડોફે જવાબ આપ્યો, 'તેની સાથે મારે વાતચીત કરવી છે. તેનો જે કેસ ચાલેલો તેની સેનેટને અપીલ કરવાની છે, અને એ અપીલ દાખલ કરવા હું પીટર્સબર્ગ જવાનો છું; એટલે મારે તેને આ વસ્તુ આપવી છે. બીજું કંઈ નથી, માત્ર ફોટોગ્રાફ જ છે એ.' ખીસામાંથી પરબીડિયું કાઢીને નેખ્લ્યુડોફે કહ્યું.

'ભલે, આપો,' કડકાઇ ઓછી કરીને દાકતરે કહ્યું અને સફેદ પોશાક પહેરીને ઊભેલી એક ડોસી ભણી વળીને તેણે તેને બંદીવાન બાઈ માસ્લોવાને બોલાવવા કહ્યું. 'ક્યાં અહીં બેસશો કે મુલાકાત-ખંડમાં જશો?' તેણે પૂછ્યું.

'આભાર થયો,' નેખ્લ્યુડોફ બોલ્યો, અને પોતાના પ્રત્યેના દાકતરના વલણમાં અનુકૂળ ફેરફાર થએલો દેખી એ તકનો લાભ

લઇ ઇસ્પિતાલમાં માસ્લોવા બરાબર સંતોષ આપે છે કે કેમ એમ તેને પૂછ્યું.

'હં, એમાં કંઇ વાંધો નથી. એની આગલી જિંદગી લક્ષમાં લ્યો તો અત્યારે એ ઠીકઠીક સારું કામ કરે છે એમ કહેવાય. પણ આ આવી એ પોતે જ.'

એક દ્વારમાંથી પેલી બુઢ્ઢી પરિચારિકા આવી, અને તેની પાછળ પાછળ માસ્લોવા આવી. માસ્લોવાએ અત્યારે લહેરિયાંવાળો ભૂરો પોશાક પહેર્યો હતો, સફેદ મળવસ્ત્ર ધારણ કર્યું હતું અને માથે રૂમાલ બાંધ્યો હતો તેમાં વાળ બધા જકડી લીધા હતા. નેખ્લ્યુડોફને દીઠો એટલે તેનો ચહેરો શરમની સુરખીથી છવાઈ ગયો, અને જાણે જવું ન જવું એવા સંકલ્પવિકલ્પમાં પડી હોય એમ ઘડી વાર થંભી ગઈ; પણ તેણે ભવાં સંકોચાવ્યાં ને આંખો નીચી ઢાળી દઇને રસ્તાની વચ્ચે જાજમ પાથરેલી હતી તેની બાજૂમાં થઇને તે ઝડપભેર એના તરફ આવી. નેખ્લ્યુડોફની પાસે આવી પહોંચી ત્યાર પહેલાં તો પોતાનો હાથ એની આગળ ધરવાની તેની ઇચ્છા નહોતી પણ પછી તેણે ધર્યો, અને એમ કરતાં તેનો ચહેરો અગાઉ કરતાં પણ વધુ લાલ બની ગયો.

પોતે બહુ તપી ગએલી એ બદલ તે દહાડે તેણે એની પાસે માફી માગેલી. તે પછી નેખ્લ્યુડોફ તેને મળ્યો નહોતો, એટલે આજે પણ તે એવી જ દશામાં હશે એમ એણે ધાર્યું હતું. પણ આજે તો તે છેક બદલાઈ હતી. તેના ચહેરાના ભાવમાં કંઈક નવી વસ્તુ, સંકોચ ને શરમની કંઇક લાગણી, તેમ પોતાના પ્રત્યેનો કંઈક વિરોધભાવ રહેલ હોય એવું એને લાગ્યું. દાક્તરને કહેલી તે જ વાત એણે તેને પણ કહી—પોતે પીટર્સબર્ગ જવાનો છે એ ખબર તેને આપ્યા—અને પાનોવોમાંથી પોતે આણેલા ફોટોગ્રાફવાળું પરબીડિયું એણે તેના હાથમાં મૂક્યું.

'મને આ પાનોવોમાં જડ્યો—જૂનો ફોટો છે એ. તને કદાચ ગમશે. લે.'

પોતાનાં કાળાં નેણ ઊંચાં કરીને અને 'આ શું કામ?' એમ જાણે પૂછતી હોય એવો આશ્ચર્યભાવ પોતાની ત્રાંસી આંખોમાં આણીને તેણે એની સામે જોયું ને પછી અક્ષર પણ બોલ્યા વિના તે ફોટોગ્રાફ તેણે પોતાના મળવસ્ત્રમાં મૂક્યો.

'ત્યાં તારી ફોઈને હું મળ્યો,' નેખ્લ્યુડોફે કહ્યું.

'હં' ઉદાસીનતાથી તેણે કહ્યું.

'અહીં બરાબર ગોઠી ગયું છે ને?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'હોવે, ગોઠી ગયું છે,' તેણે જવાબ આપ્યો.

'બહુ આકરું નથી લાગતું ને?'

'ના રે, પણ હું અહીંના કામથી હજી ટેવાઈ નથી.'

'મને આનંદ થાય છે, ને તે તારા હિતની દૃષ્ટિએ. ગમે તે રીતે જોઈએ, પણ ત્યાં કરતાં તો અહીં સારું જ છે.'

'ત્યાં કરતાં એટલે ક્યાં કરતાં?' તેણે પૂછ્યું, અને તેનો ચહેરો ફરીથી લાલ બની ગયો.

'ત્યાં કરતાં એટલે જેલ કરતાં,' નેખ્લ્યુડોફે ઉતાવળે જવાબ આપ્યો.

'કેમ સારું?' તેણે પૂછ્યું.

'મને લાગે છે કે અહીં ત્યાંના કરતાં સારાં માણસો હોય છે. ત્યાં અચૂક હોય છે એવાં ખરાબ માણસો અહીં કોઈ નથી.'

'ત્યાંએ ઘણાં સારાં માણસો છે,' તે બોલી.

'પેલા મેનશોફ બાબત હું તજવીજ કરું છું. મને આશા છે કે એ લોકો છૂટી જશે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'ભગવાન કરે ને છૂટી જાય તો સારું. ડોશી લાખ રૂપિયાનું

માણસ છે, હો,' એ ડોશી વિશેનો પોતે જણાવેલો મત ફરી જણાવી ને જરા સ્મિત કરી તે બોલી.

'આજે હું પીટર્સબર્ગ જાઉં છું. તારો કેસ તરત હાથમાં લેવાશે ને મને આશા છે કે સજા રદ થશે.'

'રદ થાય કે ન થાય, હવે બધું સરખું જ છે.' તેણે કહ્યું.

'હવે સરખું કેમ ?'

'કાં ?—' એની આંખો ભણી ત્વરિત પૃચ્છાભરી દૃષ્ટિ નાખી તે બોલી.

આ શબ્દ ને આ દૃષ્ટિ ઉપરથી નેખ્લ્યુડોફ સમજ્યો કે પોતે પોતાના આગલા નિશ્ચયમાં દૃઢ રહ્યો હતો કે કેમ, અથવા તેણે એ વાતની ના પાડી હતી તે પોતે સ્વીકારી લીધી હતી કે કેમ, એ તે જાણવા માગતી હતી.

'તને બધુંય સરખું શાથી લાગે છે એની તો મને ખબર નથી,' એણે કહ્યું, 'પણ મને પોતાને લાગે વળગે છે ત્યાં સુધી તો તને છોડી મૂકે કે ન છોડી મૂકે તો ય મારે માટે તો બધું સરખું જ છે. ગમે તે સંજોગોમાં હું તો મેં તને કહ્યું એમ કરવા તૈયાર છું,' એણે નિશ્ચયપૂર્વક કહ્યું.

તેણે પોતાનું માથું ઊંચું કર્યું, તેની કાળી ત્રાંસી આંખો એના પર તેમ એની પેલી પાર અનિમેષ દૃષ્ટિએ જોઈ રહી અને તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લ બની ગયો, છતાં તે જે શબ્દો બોલી તે તો તેની આંખો કરતાં જુદી જ વાત કહેતા હતા.

'તમે એવું ન બોલો તો સારું,' તેણે કહ્યું.

'હું એટલા માટે એમ બોલું છું કે તને એ વાતની ખબર પડે.'

'એ બાબતમાં તો બધું બોલાઈ ગયું છે, એટલે હવે વધારામાં કશું બોલવા જેવું રહેતું નથી,' મોં મલકાઈ જતું હતું તે મુશ્કેલીથી ખાળી રાખીને તેણે કહ્યું.

ઇસ્પિતાલના દરદીવિભાગમાંથી એકાએક અવાજ આવ્યો અને બાળકના રુદનનો સ્વર સંભળાયો.

'મને બોલાવતા લાગે છે,' તે બોલી અને અકળાઇને આસપાસ નજર નાખી.

'વારું ત્યારે, રામરામ,' એણે કહ્યું.

એણે પોતાનો હાથ આગળ ધર્યો તે જાણે પોતે દેખ્યો જ ન હોય એવો ડોળ તેણે કર્યો ને તે હાથનો સ્વીકાર કર્યા વિના તેણે મોં ફેરવી દીધું અને અંતરમાં જે હર્ષોન્માદ થયો હતો તે છુપાવવાને મથતી પેલી જાજમની બાજૂમાં થઇને તે ઝડપભેર ચાલી ગઇ.

'આના અંતરમાં તે શું ચાલી રહ્યું હશે? શા વિચારો કરતી હશે એ? શા ભાવો અનુભવતી હશે એ? મારી કસોટી કરવા માગતી હશે, કે પછી ખરેખર એ મને માફી નહિ આપી શકતી હોય? શું એ પોતાના વિચાર ને લાગણીઓ ખરેખર નહિ જણાવી શકતી હોય, કે પછી જાણી જોઇને નહિ જણાવતી હોય? આ તે પહેલાં કરતાં નરમ બની કે નઠોર?' આવા આવા પ્રશ્નો એના અંતરમાં ઊભા થયા, પણ એકેનો ઉત્તર જડયો નહિ. એને જે ચોક્કસ ભાન થયું તે તો એટલું જ કે તેનામાં ફેરફાર થયો છે અને એક મહત્ત્વનું પરિવર્તન તેના આત્મામાં હજુ ચાલી રહ્યું છે. એને લાગ્યું કે, આ પરિવર્તન પોતાને કેવળ તેની જ સાથે નહિ પણ જે પરમાત્માને નામે–જેના પ્રભાવથી અને જેની પ્રીત્યર્થે—આ પરિવર્તન ચાલી રહ્યું છે તે પરમાત્મા સાથે પણ ઐક્યાનુભવ કરાવતું હતું. ને આ ઐક્યાનુભવે એના અંતરના તાર ઝણઝણાવ્યા [illegible] આનંદ-પુલકિત બનાવ્યો.

માસ્લોવાના વિભાગમાં આઠ નાનાનાના ખાટલા ઢાળેલા હતા. ત્યાં તે પાછી ફરી એટલે પરિચારિકાના કહેવા મુજબ એક ખાટલામાંની પથારી તે સરખી કરવા લાગી. આ પથારીની ચાદર પાથરવા તે ખૂબ નીચી નમી એટલે તેનો પગ લપસ્યો અને તે પડતાં પડતાં માંડ બચી.

ડોકે પાટા બાંધેલો ને મંદવાડમાંથી સાજોસમો ઊઠેલો એક નાનકડો છોકરો તેને જોઇ રહ્યો હતો તે આ દેખી હસી પડ્યો, એટલે માસ્લોવા અત્યાર સુધી પોતાનું હસવું દાબી રહી હતી તે હવે દાબી શકી નહિ તેથી તે પણ મોટેથી ખડખડ હસી પડી. તેનું આ હાસ્ય એવું ચેપી નીવડ્યું કે બીજાં કેટલાંક છોકરાં પણ ખડખડ હસી પડ્યાં. આથી ત્યાંની પરિચારિકાએ ગુસ્સે થઇને તેને ઠપકો આપ્યો.

'શું છે તે ખીખી કરે છે? આ તે કંઇ તારું અસલનું ઠેકાણું જાણ્યું? જા, જઈને ખાવાનું લઇ આવ.'

એટલે માસ્લોવા ચૂપ થઇ ગઈ અને વાસણ લઈને ચીંધેલે ઠેકાણે ખાવાનું લેવા ગઈ: પણ, પોતાની પેઠે પેલા પાટા બાંધેલા છોકરાને હસવાની મનાઇ કરેલી તેની સાથે પોતાની નજરોનજર મળતાં ફરીથી તેને હસવું આવ્યું એ તેણે જોરથી દબાવી દીધું.

તે દિવસે માસ્લોવા જ્યારેજ્યારે એકલી પડતી ત્યારેત્યારે પરબીડિયામાંથી તે પેલો ફોટોગ્રાફ જરાક બહાર કાઢતી અને પ્રશંસાપૂર્વક તેને જોઈ રહેતી. પછી સાંજે તેની કામગરીનો સમય પૂરો થયો ને પેલી પરિચારિકા સાથે પોતે સૂતી તે ઓરડીમાં તે ગઇ ત્યારે જ તેણે એ ફોટોગ્રાફ આખો તે પરબીડિયામાંથી બહાર કાઢ્યો, અને સૌના ચહેરા ને પોશાક તથા પોતાના, નેખ્લ્યુડોફના, અને તેની ફોઇઓના ચહેરા પાછળ પશ્ચાદ્દભૂમિનું કામ કરતાં ઓટલાનાં

પગથિયાં ને ફૂલઝાડ એ બધું તે સ્તબ્ધ દશામાં ઊભી રહી પોતાની આંખોથી લાડ લડાવતી જોઈ રહી. આવી રીતે આ ફીકા પીળા બની ગએલા ફોટોગ્રાફને તેણે ઝાઝી ઘડી સુધી એકીટશે જોયા કર્યું અને પોતાનું જુવાનીથી ઝગઝગતું સુંદર મુખ ને કપાળની આસ-પાસ ફગફગતા વાંકડિયા વાળ દેખીને તેના ચિત્તમાં પ્રશંસાની લાગણી અનિવાર્ય રીતે ઉત્પન્ન થઇ. આ ફોટોગ્રાફ જોવામાં તે એવી મશગૂલ બની ગઇ હતી કે પોતાની જોડીદાર આયા ઓરડામાં આવી તેનું પણ તેને ભાન રહ્યું નહિ.

'તને એણે આ શું આપ્યું?' એ ભલી જાડી આયા ફોટોગ્રાફ આગળ નમીને બોલી: 'આ કોણ?—તું?'

'બીજું કોણ ત્યારે?' સસ્મિત મુખે તેના મોં સામે જોઇને માસ્લોવાએ કહ્યું.

'ને આ એ પોતે?—અને આ, એની મા?'

'ના, એની ફોઈ. આમાંથી તું મને વરતી શકી હોત કે નહિ?'

'ના રે, કદી નહિ. આખો ચહેરો બદલાઇ ગયો છે. કાં, આ તો દસ વરસ ઉપરની વાત હશે.'

'દસ વરસ શું, આખી જિંદગી વીતી ગઇ એની ને અત્યારની વચ્ચે તો,' માસ્લોવાએ કહ્યું, અને આ શબ્દોની સાથે તેનો ઉત્સાહ ઊડી ગયો, તેનો ચહેરો ગમગીન બની ગયો, અને તેનાં બન્ને ભવાં વચ્ચે એક ઊંડી રેખા દેખાઇ.

'એમ કેમ? એ જિંદગીમાં પણ તારે તો લહેર હશે.'

'હા, હોતી હશે લહેર,' આંખો મીંચીને તથા માથું ધુણાવીને માસ્લોવાએ કહ્યું. 'એ જિંદગી તો નરકથીએ નપાવટ હતી.'

'કેમ, શાથી એવી?'

'શાથી એવી! રાતના આઠથી તે સવારના ચાર સુધી એનું એ, ને એકે રાત ખાલી નહિ!'

'ત્યારે એ બધી બૈરીઓ કેમ એવો ધંધો છોડી દેતી નહિ હોય?'

'છોડવો હોય તોય છોડી શકે એમ નથી; પણ એ બધી વાતો કર્યે શું વળવાનું છે?' ફૂદકો મારીને તથા ફોટોગ્રાફ ટેબલના ખાનામાં હડસેલીને માસ્લોવાએ ચીસ પાડી. પછી ક્રોધનાં જે આંસુ આવેલાં તે મુશ્કેલીએ ખાળી રાખી પોતાના ઓરડાનાં બારણાં જોરથી ભટકાવીને બંધ કરી ચાલમાં દોડી ગઇ.

એ ફોટોગ્રાફમાંની મંડળીને જોઇ રહી હતી ત્યારે પોતે એ દિવસોમાં જેવી હતી તેવી જ જાણે અત્યારે પણ છે એમ પોતાની કલ્પનામાં તેણે ધારી લીધું હતું અને એ દિવસે નેખ્લ્યુડોફની સાથે પોતે જે સુખ માણતી હતી અને હવે પછી પણ માણે એવો સંભવ હતો તેનું સમણું જોઇ રહી હતી. પણ પોતાની સાથે વસનારી બાઇના બોલે પોતે એક વાર કેવી હતી અને અત્યારે કેવી છે એ વાત તેને યાદ કરાવી અને પોતે જે પેલું જીવન ગુજારેલું તેનાં સઘળાં ત્રાસદાયક કષ્ટો તેના ચિત્તમાં તાજાં કર્યાં. એ જીવનની બધી યાતનાઓનું તેને એ વખતે આછું આછું જ ભાન થએલું, કેમકે એ બધી યાતનાઓ ચિત્તમાં પૂરેપૂરી પ્રત્યક્ષ કરવાની તેનામાં કદી હિંમત નહોતી આવી.



એ બધી યાતનાપૂર્ણ રાત્રિઓનાં સંસ્મરણો તાદશરૂપમાં અત્યારે તેના દિલમાં તાજાં થયાં. એ બધી રાત્રિઓમાં પણ, કાર્નિવલના તહેવારના દિવસો દરમિયાન, પોતાને ખરીદી લેવાનું વચન આપનાર એક વિદ્યાર્થીની વાટ જોતી પોતે બેઠી હતી તે રાત તેને અત્યારે ખાસ યાદ આવી. તેને સાંભર્યું કે, તે રાતે પોતે

શરાબથી ખરડાએલું નીચા કાંઠલાવાળુ રેશમી વસ્ત્ર પહેર્યું હતું ને વીંખાઇ ગએલા અસુઘડ વાળમાં લાલ ધનુષાકાર આભરણ ખોસ્યું હતું. આ વખતે પોતાના સઘળા ઘરાકોને તેણે રવાના કર્યા હતા અને તે થાકથી અશકત બની ગઇ હતી તથા શરાબની અસરને લીધે કંઇક કેફમાં પણ હતી. આવી દશામાં રાતના બે વાગ્યે એક નાચના ગાળા દરમિયાન, વાયોલિનના સાથમાં પિયાનો વગાડનાર એક દૂબળી ચાઠાંવાળા મોઢાની બાઇની પડખે પિયાનો પાસે તે બેઠી હતી અને પોતાની દુઃખપૂર્ણ દશા વિશે કકળાટ કરવા લાગી હતી. એટલે પિયાનો વગાડનારી બાઇએ પણ તેની વાતમાં સાથ પુરાવેલો ને જણાવેલું કે, પોતાને પણ પોતાની દશા બહુ આકરી લાગે છે એટલે બીજો કોઇ ધંધો સ્વીકારી પોતાને પણ તેવો ફેરફાર કરવાની ઇચ્છા છે. આમ એ બન્ને વાતો કરતાં હતાં ત્યાં એકાએક બર્થા આવી ચડેલી, એટલે તેમણે ત્રણેએ મળીને એ ધંધો છોડી પોતાનું જીવન પલટાવી નાખવાનો નિશ્ચય કરેલો. એ વખતે એમને લાગેલું કે, હવે તો રાત પૂરી થઇ ગઇ છે, એટલે તે ચાલ્યા જવાની તૈયારીમાં હતી ત્યાં અગ્રખંડમાં નશો કરેલા માણસોનો અવાજ થતો એકાએક તેમણે સાંભળ્યો એટલે વાયોલિન-વાદકે સૂર મેળવ્યો અને પિયાનોવાદકે એક અતિ વિનોદી રશિયન ગીત સાથે સૂર મેળવીને નૃત્યગીત બજાવવા માંડયું. એવામાં સફેદ ટાઇ ને ટૂંકો કોટ પહેરેલો, શરાબની વાસ પસરાવતો ને પરસેવે નીતરતો એક ઢીંચકો આદમી હેડકી ખાતોખાતો તેની નજીક આવેલો, અને તેને પકડેલી. એ જ રીતે દાઢીવાળા એક બીજા જાડા માણસે આવી (એ બન્ને જણ એક નૃત્યસમારંભમાંથી સીધા અહીં આવેલા) બર્થાને પકડેલી, અને પછી એ બન્ને જણાએ ઝાઝી વાર સુધી નાચ કરેલો, ચીસો પાડેલી, દારૂ ઢીંચેલો ને......આ આખો પ્રસંગ અત્યારે તેની આંખ આગળ ખડો થઇ

ગયો. આમ આગળ એક વરસ ચાલ્યું, વળી બીજું વરસ ચાલ્યું, ને પાછું ત્રીજું વરસ પણ ચાલ્યું. એટલે પછી પોતે સાવ બદલાઇ જાય એમાં નવાઇ શી? અને આ બધામાં કારણરૂપ ત્યારે એ હતો!

એટલે, એની સામે જે કડવાશ ને વિરોધની લાગણી તેનામાં આગળ હતી તે બધી પાછી અત્યારે જાગ્રત થઈ, અને એને ગાળો ભાંડી ધધડાવવાનું તેને મન થઈ આવ્યું. તેણે અગાઉ એને કહેલું કે પોતે એને બરાબર ઓળખે છે, અને એક વાર એણે પોતાની દેહવાસનાની તૃપ્તિ અર્થે ઉપયોગ કરેલો તેમ હવે કંઇ પોતે એને એની આધ્યાત્મિક શ્રેયપ્રાપ્તિની વાસનાતૃપ્તિ અર્થે ઉપયોગ કરવા દે એમ નથી—આમ જે કહેલું, તે ફરીથી કહી સંભળાવવાની તક આજે પોતાને મળેલી તે જવા દીધી એ બદલ તેને ખેદ થયો. એટલે પોતાને માટે તેના ચિત્તમાં જે દયાની લાગણી ઉત્પન્ન થઈ તથા એને ઠપકો આપવાની જે અફળ લાગણી ઉત્પન્ન થઇ તેને ગૂંગળાવી મારવા સારુ દારૂ પીવાની તેને અત્યારે તલપ થઈ આવી. ને અત્યારે જો તે જેલમાં જ હોત તો દારૂ નહિ પીવાનું તેણે વચન આપ્યું હતું તેનો તેણે ભંગ પણ કર્યો હોત. પણ અહીં તો મદદનીશ દાક્તરની પાસે માગણી કર્યા વગર તેને દારૂ બિલકુલ મળી શકે એમ હતું નહિ, અને તે દાક્તરથી તો તે ડરતી હતી. કેમકે એ તેની આગળ લટપટ કરતો હતો, પણ પુરુષો સાથે એ જાતનો નિકટ સંબંધ બાંધવો હવે તેને અકારો થઇ પડ્યો હતો. એટલે ચાલમાં પડેલા બાંકડા પર થોડી વાર તે બેઠી ને પછી પોતાની નાનકડી ઓરડીમાં પાછી ફરી. અહીં તેની સાથે રહેનારી આયાએ તેને બોલાવી, પણ તેની વાત પર જરાએ લક્ષ ન આપતાં પોતાની ધૂળધાણી ને પાયમાલ બની ગએલી જિંદગીનો વિચાર કરી તે ઘણી વાર સુધી રડી.

# પ્રકરણ ચૌદમું

નેખ્લ્યુડોફને પીટર્સબર્ગમાં ચાર કામ કરવાનાં હતાં: એક તો સેનેટમાં માસ્લોવાની અરજી આપવાની હતી; બીજું, થીયોડોસિયા બિરુકોવાનો મુકદ્દમો અરજસમિતિમાં ચલાવવાનો હતો; અને વેરા દુખોવાની વિનંતિ ઉપરથી બે કામ કરવાનાં હતાં—એક તો તેની બહેનપણી શુસ્ટોવાને જેલમાંથી છોડાવી મૂકવાની તજવીજ કરવાની હતી, અને બીજું, પોલીસખાતાની ઑફિસમાં જઈ એક બાઇ જેલમાં પોતાના દીકરાને મળવા માગતી હતી તેને માટે એ રીતે મળવાની પરવાનગી મેળવવાની હતી. વેરા દુખોવાએ પત્રમાં વિનંતિ કરીને સૂચવેલાં આ બે કામને નેખ્લ્યુડોફ એક જ જેવાં ગણતો હતો.

જે ચોથું કામ એ કરવા ધારતો હતો તે, સુવાર્તા વાંચી તેની ચર્ચા કર્યા બદલ કુટુંબથી વિખૂટા પાડી કૉકેસસમાં દેશનિકાલ કરેલા પેલા માણસોના મુકદ્દમાને લગતું હતું. એ મુકદ્દમાનો નિકાલ લાવવા પોતાથી બને તેટલું કરવાનું એણે કંઇ એ સજા પામેલા માણસોને ખાસ વચન આપ્યું નહોતું, પણ પોતાના અંતરમાં તો એણે એ પ્રકારનો નિશ્ચય અવશ્ય કર્યો હતો.

માસ્લેનિકોફને છેલ્લી વાર મળ્યા પછી, અને ગામડાંમાં જઈ આવ્યા પછી; પોતે તે વખત સુધી જે સમાજમાં રહેતો હતો તે

સમાજ સાથે ત્યારથી બિલકુલ સંબંધ નહિ રાખવાનો સ્પષ્ટ નિશ્ચય તો એણે હજુ નહોતો કર્યો, પણ તે સમાજ પ્રત્યે એના અંગેઅંગમાંથી ધિક્કારવૃત્તિ વછૂટતી એ અનુભવી રહ્યો હતો. કેમકે એક નાનકડા ભાગનાં સુખસગવડ સુરક્ષિત રાખવા ખાતર લાખો માણસો પુષ્કળ દુઃખો વેઠી રહ્યાં છે અને તે દુઃખો આ સમાજ એવી સંભાળપૂર્વક સફાઇબંધ રીતે સંતાડી રાખે છે કે તેની અંગભૂત વ્યક્તિઓ પોતાને ખાતર રહેંસાઈ મરતા આમ-વર્ગનાં દુઃખો જોઈ શકતી નથી તેમ પોતાના જીવનમાં કેટલી નિર્દયતા અને દુષ્ટતા રહેલી છે તે પણ જોઈ શકતી નથી અને જોઈ શકે એવું નથી. એટલે હવેથી આવા સમાજમાં વિચરતી વખતે **નેખ્લ્યુડોફ**ને અકળામણ ને આત્મતિરસ્કારની વૃત્તિ થયા વિના રહેતી નહિ. અને છતાં એનાં સઘળાં સગાં તેમ મિત્ર આ સમાજનાં જ હતાં એટલે તેમની સાથેના સ્નેહસંબંધો તેમ એની પોતાની ટેવો એને આ સમાજ પ્રત્યે ફરી વાર દોરી રહ્યાં હતાં. વળી, અત્યારે એને જીવનમાં જો કોઇ વાતમાં રસ પડતો હોય તો એક જ વાતમાં, અને તે એ કે **માસ્લોવા** અને તેના જેવાં બીજાં પીડિત મનુષ્યોને મદદ કરવી, અને એમને મદદ કરવાની પોતાની ઇચ્છા બર લાવવા માટે પણ આ સમાજના પુરુષોની—જેમને માટે એને તલભાર પણ માનવૃત્તિ નહોતી એટલું જ નહિ પણ જેમના પ્રત્યે એને નીતિમૂલક રોષ અને તિરસ્કારની વૃત્તિ હતી એવા પુરુષોની—સહાય અને સેવાની માગણી કરવાની એને જરૂર પડતી હતી.

એ **પીટર્સબર્ગ** આવીને પોતાની માશી કાઉન્ટેસ **ચાર્સ્કોયા**—ભૂતપૂર્વ પ્રધાનની પત્ની—ને ત્યાં ઊતર્યો એટલે હમણાં હમણાંથી પોતાને મન જુદી દુનિયા જેવા બની ગએલા અમીરવર્ગની બરાબર મધ્યમાં જ પોતે એકાએક આવી પડ્યો છે, એમ

નેખ્લ્યુડોફને માલૂમ પડયું. આ વસ્તુ એને અતિશય અળખામણી લાગી, પણ એમાંથી કોઇ રીતે છુટાય એવું નહોતું; કેમકે પોતાની માશીને ત્યાં ન ઊતરતાં કોઈ વીશીમાં ઊતરે તો માશીને માઠું લાગે એમ હતું, અને આ માશીની ઘણા સાથે જબરી લાગવગ હતી અને પોતે જે કામે આવેલો તે પાર પાડવામાં તે બહુ ઉપયોગી થઇ પડે એમ હતી.

'આ તે શી વાતો તારા વિશે થઇ રહી છે? લોકો તો તારા સંબંધમાં ભાતભાતની નવાઇભરી વાતો કરે છે,' એ આવ્યો કે તરત એને કોફી આપતાં આપતાં કાઉન્ટેસ કેથેરાઇન ઈવાનોવા ચાસ્કીયાએ કહ્યું. 'તું તો હાવર્ડ[1] થઇને ફરે છે, ને એની જેમ ગુનેગારોને મદદ કરે છે, જેલોમાં ફરી તપાસ કરે છે અને અન્યાય પામેલાંને ન્યાય અપાવે છે.'

'ના રે માશી, એવું કંઈ નથી.'

'હોય તો એમાં વાંધો શો? સારું કામ છે એ, પણ એની પાછળ કંઇક કૌતુકભરેલી વાત લાગે છે. શું છે એ, કહે જોઈએ મને બધું.'

એટલે નેખ્લ્યુડોફે માસ્લોવા સાથેના પોતાના સંબંધની બધી સાચી વાત તેને કહી સંભળાવી.

'હા, હા, સાંભર્યું. તારી બા બીચારી એક વાર મારી આગળ એ વિશે વાત કરતી'તી. એ તો તું પેલી ડોકરીઓ ભેગો રહેતો'તો ત્યારની વાત. એ ડોકરીઓની તો પોતાની એ આશ્રિત છોકરી સાથે તને પરણાવી દેવાની જ દાનત હશે. (કાઉન્ટેસ કેથેરાઈન

૧. જોન હાવર્ડ–જેલસુધારણા અર્થે જીવન ગાળનાર એક જાણીતો અંગ્રેજ લોકસેવક.

ઈવાનોવા નેખ્લ્યુડોફની ફોઈઓને સદા ધિક્કારતી હતી.) હું, ત્યારે એ. તે, હજી રૂપાળી છે એ ?'

કૅથેરાઈન ઈવાનોવા સાઠ વરસની મજબૂત, તેજસ્વી, ઉત્સાહી ને વાતોડી બાઇ હતી. શરીરે તે કદાવર ને લઠ્ઠ હતી, અને તેના મોં પર સ્પષ્ટ દેખાઇ આવે એવી કાળી મૂછ હતી. નેખ્લ્યુડોફને તેના પર હેત હતું, ને નાનપણથી તેના ઉત્સાહી ને આનંદી સ્વભાવની એના પર છાપ પડી હતી.

'ના, એ વાત ગઇ હવે. અત્યારે હું તેને મદદ કરવા માગું છું તે તો એને વગર વાંકે સજા કરી છે એટલા જ કારણસર. એમાં દોષ મારો છે, ને એ એવી દુર્દશામાં આવી પડી તે પણ મારે લીધે. એટલે એને માટે બને તેટલું બધું કરવું એ મને મારી ફરજ લાગે છે.'

'પણ કહે છે, તું તો એને પરણવાનો વિચાર કરે છે, એ શું ?'

'હા, મારો તો વિચાર હતો, પણ એની મરજી નથી.'

ભવાં ચડાવી તથા આંખો ઢાળી કૅથેરાઇન ઈવાનોવા પોતાના ભાણેજને આશ્ચર્યચકિત થઇને મૂંગી મૂંગી જોઇ રહી. પણ એકાએક તેનો ચહેરો બદલાયો, અને પ્રસન્ન મુખમુદ્રા કરીને તે બોલી:—

'ઠીક, એટલી એ તારા કરતાં ડાહી. પણ એલા, તું તો મૂરખો જ રહ્યો; નહિ તો તું એને પરણત, કેમ ?'

'ચોક્કસ, એમાં જરાએ શક નહિ.'

'વચ્ચે આવો ધંધો કરી આવી છે તો ય ?'

'એટલે તો ખાસ, કેમકે મારા પાપે એને એ ધંધો કરવો પડેલો.'

'ઠીક. તું તો મૂરખો છે,' ઉપહાસનું સ્મિત સ્ફુરતું હતું તે ખાળી રાખી એની માશીએ કહ્યું: 'પહેલા નંબરનો મૂરખો. પણ આવો પહેલા નંબરનો મૂરખો છે એ જ કારણે મને તારા પર

હેત આવે છે, ' પોતાના ભાણેજની નૈતિક સ્થિતિનો આ શબ્દ પોતાને યથાર્થ ખ્યાલ આપે છે એમ તેને લાગ્યું, એટલે આ શબ્દ ફરી વાર બોલીને કહ્યું: ' તને ખબર છે? — કેવો સરસ જોગાનજોગ થઇ ગયો છે! –એલાઇને એક અદ્‌ભુત આશ્રમ સ્થાપ્યો છે–મૅગ્ડેલીનઆશ્રમ. એક વાર હું ત્યાં ગઇ'તી. બાઇઓ તો બધી ભારે ચીતરી ચડે એવી. તે પછી તો મેં કેટલીએ વાર સાફસૂફ કર્યું; પણ એલાઇન તો તનમનથી એની સેવા કરે છે, એટલે આપણે એને ત્યાં મૂકીશું—તારી બાઇને, સમજ્યો ને ?'

'પણ એને તો સાઇબીરિયાની સજા થઈ છે. એટલા માટે ખાસ અપીલ કરવા જ હું અહીં આવ્યો છું. મારે જે થોડીક વિનંતિ તમને કરવાની છે તેમાંની એક એ વિશે છે.'

'તે ભલા, આ કેસની અપીલ તું કોને કરવાનો?'

' સેનેટને.'

' એમ, સેનેટને! હં. મારો પ્રિય પિતરાઈ ભાઈ લિયો સેનેટમાં છે, પણ એ તો વંશાવળીવિભાગમાં છે, ને બીજા ત્યાંના ખરા સભ્યોને તો કોઇને હું ઓળખતી નથી. બધા કોક જર્મનો ભેગા થાયા છે, ગે, ફે, ડે, એવા એવા –નહિ તો ઈવાનોફ, સિમોનોફ ને નિકિટાઇન એવા એવા હોય છે; ને નહિ તો કંઇ વિવિધતા જોઇતી હોય તો ઈવાનેન્કો સિમોનેન્કો, નિકિટેન્કો, ને એવા એવા હોય છે, બધા જાણે પરલોકના જ માણસો હોય નહિ એવા છે. વારું, પણ છતાં તારા માસાને હું વાત કરીશ, તે એ બધાને ઓળખે છે. તે બધા વર્ગના માણસોને ઓળખે છે. એટલે હું એમને કહીશ–પણ તારી વાત એમને તારે સમજાવવી પડશે—હું કહું એમાં એમને કદી સમજણ જ પડતી નથી. ગમે તે વાત કહું ને, તો ય કહેશે પોતાને સમજણ જ પડતી નથી. એ તો જાણે નક્કી જ

સમજી લેવું કે મારી વાત એમને નહિ સમજાવાની. આખી દુનિયાને સમજાય, પણ એમને નહિ.'

આ પળે એક પટ્ટાવાળાએ અંદર આવી રૂપાની રકાબીમાં મૂકેલી એક ચિઠ્ઠી રજૂ કરી.

'લે, ખુદ એલાઇનની જ છે. આજે તને કીઝવેટરનું પ્રવચન સાંભળવાની તક મળશે.'

'કીઝવેટર કોણ?'

'કીઝવેટર? આજે સાંજે આવજે ને, એટલે એ કોણ એ તને માલૂમ પડશે. તે એવું પ્રવચન કરે છે કે નઠોરમાં નઠોર ગુનેગારો પણ ઘૂંટણભર થઈને રડતાં રડતાં પોતાનાં પાપનો પસ્તાવો કરે છે.'

વાત ભલેને વિચિત્ર લાગે ને તેનાં અન્ય ચારિત્ર્યલક્ષણો સાથે સુસંગત ન લાગે, પણ હકીકત એ હતી કે કાઉન્ટેસ કૅથેરાઇન ઇવાનોવા મોક્ષ વિશેની શ્રદ્ધા એ જ ખ્રિસ્તી ધર્મનું સારતત્ત્વ છે એમ પ્રતિપાદન કરનાર પંથની હરેડ અનુયાયી હતી. આવો મત એ વખતે પ્રતિષ્ઠિત ગણાતો હતો ને સર્વત્ર પ્રચલિત હતો, એટલે આવા મતનો ઉપદેશ અપાતો હોય એવી સભાઓમાં તે હાજરી આપતી અને શ્રદ્ધાળુઓને પોતાને ત્યાં એકઠાં કરતી. આ પંથ જો કે બધા વિધિઓ, દેવમૂર્તિઓ તેમ ચિત્રો, અને સંસ્કારો એ સઘળાંનો તિરસ્કાર કરતો હતો તોપણ કૅથેરાઇન ઇવાનોવા તો ઘરના એકેએક ખંડમાં મૂર્તિઓ રાખતી હતી, એક મૂર્તિ તો તેણે પોતાના પલંગની ઉપર જ ભીંતે લટકાવી હતી, અને ધર્મમંડળે ફરમાવેલાં સઘળાં કામો તે કરતી હતી. આ રીતે પોતાના આચારવિચાર વચ્ચે જે વિસંગતિ રહેલી હતી એના તરફ તેનું બિલકુલ લક્ષ ગયું નહોતું.

'લે, તારી મેગ્ડેલીન જો એક વાર એનું પ્રવચન સાંભળે તો તે બદલાઇ જ જાય,' કાઉન્ટેસે કહ્યું: 'એટલે આજે રાતના તો જરૂર ઘેર રહેજે. ઘેર રહીશ તો તેનું પ્રવચન તું સાંભળી શકીશ. અદ્ભુત પુરુષ છે એ.'

'મને એમાં કશી મજા પડતી નથી.'

'પણ હું કહું છું ને કે એ પ્રવચન બહુ રસપ્રદ હોય છે, એટલે તારે એ વખતે આવી પહોંચવું. હવે તું તારે જા. બીજું શું કામ તારે મારી પાસે કરાવવાનું છે? ચાલ, મનમાં હોય એ બધું બોલી નાખ.'

'બીજું એક કામ કિલ્લામાં છે.'

'કિલ્લામાં? એને માટે તો હું બેરન ક્રીગ્ઝમૂથ ઉપર તને ચિઠ્ઠી લખી આપું. બહુ સારો માણસ છે એ. અરે, પણ તું ક્યાં એને નથી ઓળખતો? તારો બાપ ને એ નોકરીમાં સાથે હતા. અત્યારે તો એ પ્રેતવિદ્યાનો શોખી બન્યો છે, પણ આપણે એ બાબત સાથે કંઇ નિસ્બત નથી. મુદ્દે વાત એટલી કે એ ભલો માણસ છે. ત્યાં તારે શું કામ છે?'

'ત્યાં એક માણસને કેદ કર્યો છે. તેની મા એને મળવા માગે છે. તે એ રીતે મળવાની પરવાનગી મારે તેને માટે મેળવવી છે. પણ મને કોઇક કહ્યું કે આ વાત ક્રીગ્ઝમૂથના હાથની નહિ પણ ચેર્વ્યાન્સ્કીના હાથની છે.'

'ચેર્વ્યાન્સ્કી તો મને ગમતો નથી, પણ એ તો મેરિયેટનો ધણી. એટલે આપણે મેરિયેટને કહીએ. મારે ખાતર તે એટલું કરી આપશે. છોકરી બહુ સારી છે.'

'એક બાઇને બીચારીને કારણની કશી ખબર નથી ને કેદ કરી છે, એટલે એના વતી પણ મારે અરજી કરવાની છે.'

'વાંધો નહિ, એને બધી ખબર છે. એ ટૂંકડા વાળવાળાં બધાંને બધી ખબર હોય છે, પણ આમ ઢોંગ કરવાથી એમનું કામ સરે છે, એટલે ઢોંગ કરે છે.'

'એમનું કામ સરે છે કે નહિ તે તો કોણ જાણે, પણ એ લોકોને ભારે દુઃખ સહન કરવું પડે છે એટલું નક્કી. તમે તો ખ્રિસ્તી છો અને સુવાર્તાના બોધમાં માનો છો છતાં તમે આટલા બધાં નિર્દય છો.'

'એને ને આને કંઇ સંબંધ નથી. સુવાર્તા એ સુવાર્તા, પણ એને લીધે કંઈ અળખામણી ચીજ અળખામણી થોડી જ મટી જાય છે? આમ બોલું છું એ તને ખરાબ લાગતું હશે; પણ એ નિહિલિસ્ટો[1] અને તેમાંયે ટૂંકડા વાળવાળી નિહિલિસ્ટ બૈરીઓ મને ન ગમતી હોય છતાં ગમે છે એવો ખોટો ઢોંગ કરું તો એ તો વળી એથી પણ ખરાબ કહેવાય.'

'તમને કેમ એ અળખામણાં લાગે છે?'

'પહેલી માર્ચના બનાવ પછી પણ હજુ તું "કેમ" એમ સવાલ પૂછે છે?'

'પહેલી માર્ચના બનાવમાં કંઈ એ બધાંએ ભાગ નહોતો લીધો.'

'કંઈ નહિ; જેમાં પોતાને કંઈ લેવાદેવા ન હોય એવી વાતમાં એ લોકોએ માથું ન મારવું જોઇએ. બૈરાંઓનું એ કામ નહિ.'

'છતાં તમને લાગે છે કે મેરિયેટ આ કામમાં હાથ ઘાલે.'

'મેરિયેટ? મેરિયેટમાં ને આ લોકોમાં લાખ ગાડાંનો ફેર.

૧. રશિયન ક્રાંતિકારીઓ. ઘણાંખરાં કાવતરાં ને ખૂનોમાં એમનો હાથ હતો,

મેરિયેટ તો મેરિયેટ, ને આ લોકો તો ભગવાન જાણે કેવાં ય છે. જાણે આખી આલમને પઢાવવા નીકળ્યાં!'

'પઢાવવા નથી નીકળ્યાં, બીચારાં લોકોની સેવા કરવા નીકળ્યાં છે.'

'એ લોકો વગર પણ કોની સેવા કરવી ને કોની ન કરવી એની સૌને સમજ પડે છે.'

'પણ ખેડૂતોને તો એમના જેવાની બહુ જરૂર છે. હમણાં જ ગામડાંમાંથી હું ચાલ્યો આવું છું. આપણે બધાં અહીં સાહેબીમાં પડ્યાં પડ્યાં લહેર ઉડાવીએ, અને એ લોકો જાન કાઢી નાખીને તનતોડ મહેનત કરે તો ય પૂરું ખાવા ન પામે, એવું તે કંઈ હોતું હશે?' નેખ્લ્યુડોફે કહ્યું. પોતાની માશીના સૌજન્યને લીધે ઈચ્છા નહોતી છતાં પોતાના મનમાં રમતો વિચાર એનાથી કહેવાઇ ગયો.

'ત્યારે, તારા મત પ્રમાણે શું કરવું જોઈએ? કહે. તું શું એમ કહેવા માગે છે કે એમની જેમ મારે ય મહેનત કરવી ને કંઈ ખાવું નહિ?'

'ના, તમારે ખાવું નહિ એમ કંઈ હું કહેતો નથી,' નેખ્લ્યુ-ડોફ બોલ્યો, અને અનાયાસે એના મુખ પર સ્મિત સ્ફુરી આવ્યું. 'મારી વાત તો એટલી જ છે કે આપણે સૌએ મહેનત કરવી ને સૌએ ખાવું.'

ફરી વળી ભવાં ચડાવી ને આંખો ઢાળી એની માશી એના તરફ કૌતુકપૂર્વક જોઇ રહી.

'તારી વાતોમાં કંઇ સારાવાટ જોતી નથી, હો,' તે બોલી.

'પણ કેમ?'

બરાબર એ જ વખતે કાઉન્ટેસ ચાર્સ્કાયાનો પતિ, એટલે ભૂતપૂર્વ પ્રધાન ને અત્યારનો સેનાપતિ ખંડમાં દાખલ થયો. તે ઊંચો વિશાળ ખભાવાળો માણસ હતો.

'ઓહો, દ્મિત્રી, કેમ છો?' પોતાનો તાજી હજામત કરાવેલો ગાલ નેખ્લ્યુડૉફ આગળ ચૂમવા માટે ધરી તેણે કહ્યું. 'ક્યારે આવ્યા?' આમ બોલી તેણે પોતાની પત્નીને કપાળે ચૂપચાપ ચૂમી ભરી.

'અરે, એની તો કંઇ વાત થાય એમ નથી,' પોતાના ધણી ભણી વળીને કાઉન્ટેસે કહ્યું: 'એ તો કહે છે કે મારે જઇને હાથે લૂગડાં ધોવાં ને એકલાં બટાટાં ખાઇને પેટ ભરવું. પહેલા નંબરનો મૂરખો છે એ, પણ તેમ છતાં તમને કહે તે કામ એને કરી આપજો. સાવ મૂરખો,' તે બોલી. 'તમે વાત સાંભળી?–કહે છે કે કામેન્સ્કીની મા એટલી બધી હતાશ થઇ ગઇ છે કે બધાંને ધાસ્તી લાગે છે કે આ આઘાતનો માર્યો એનો પ્રાણ કદાચ ચાલ્યો જાય,' તેણે પોતાના પતિને કહ્યું. 'ત્યાં જઇને ખરખરો કરી આશ્વાસન આપો એને.'

'હા, ગજબ થયો છે,' તેના પતિએ કહ્યું.

'ઠીક, હવે જા એમની સાથે, ને વાત કર બધી. મારે થોડા કાગળ લખવા છે.'

દીવાનખાનાની પડખેના ખંડમાં નેખ્લ્યુડૉફે માંડ પગ મૂક્યો ત્યાં તો તેણે એને પાછો બોલાવ્યો.

'ત્યારે, મૅરિયેટને લખું હું?'

'હા. માશી.'

'કાગળમાં થોડી જગા હું તારે માટે કોરી રાખીશ, એમાં પેલા ટૂંકડા વાળવાળી બાઇને માટે તારે જે લખવું હોય તે

લખજે, એટલે તે પોતાના ધણીને એ સંબંધમાં શું કરવું તે કહેશે ને પેલો તે પ્રમાણે કરશે. હું નઠોર છું એમ કંઇ માનીશ નહિ. તારાં લાડકવાયાં એ બધાં લોકો બહુ અળખામણાં ને ત્રાસદાયક છે, પણ હું કંઇ એમનું ભૂરું વાંછતી નથી. મારે શું? એ જાણે ને એનું કામ જાણે. વારું, હવે જા, પણ કીઝવેટરનું પ્રવચન સાંભળવા આજે જરૂર ઘેર રહેજે, હો. એ વખતે પ્રાર્થના પણ થશે. ને તું જો છેક વિમુખ થઇને નહિ બેસે તો એથી તને બહુ લાભ થશે. હું જાણું છું કે તારી મા બીચારી આ બાબતમાં સાવ પછાત હતી ને તમો બધાં પણ આ બાબતમાં બહુ પાછળ છો. ઠીક ત્યારે, જા.'

## પ્રકરણ પંદરમું

કાઉન્ટ ઇવાન મિખાઇલિચ અગાઉ મંત્રી હતો, અને તે મક્કમ વિચારનો માણસ હતો. તેના આ મક્કમ વિચારોમાં એક તો એ હતો કે પક્ષીને માટે કીડા ખાવા અને પીંછાં તથા રૂંવાટીમાં સજ્જ થઇ હવામાં ઊડવું એ જેમ સ્વાભાવિક વસ્તુ છે, તેમ મોટા પગાર આપી રાખેલા રસોઇયાએ તૈયાર કરેલી અતિ મોંઘી ને ઉત્તમોત્તમ વાનીઓ ખાવી, અતિ મોંઘાં ને સગવડભર્યાં કપડાં પહેરી અતિવેગવાન ઉત્તમોત્તમ ઘોડા જોડેલી ગાડીમાં બેસી ફરવું, એ પોતાને માટે પણ સ્વાભાવિક વસ્તુ છે; એટલે આ બધી સામગ્રી પોતાને માટે સદા તૈયાર જ હોવી જોઇએ, એવી એની દૃઢ માન્યતા હતી. આ સિવાય કાઉન્ટ ઇવાન મિખાઇલિચની બીજી એક માન્યતા એ હતી કે ગમે તે ઉપાયે સારામાઠા ગમે

તે સાધને સરકારી તોષાખાનામાંથી જેટલા વધુ પૈસા ઊસરડાય તેટલું સારું, રત્નજડિત ચાંદો પર્યંતના જેટલા ઇલ્કાબો કે માન-અકરામો પોતાને મળે તેટલું સારું, અને ઊંચી પાયરીના જેટલાં સ્ત્રીપુરુષો સાથે પોતે વાતો કરે તેટલું સારું.

આ સિદ્ધાંતોની સરખામણીમાં બીજી બધી વાતો કાઉન્ટ ઈવાન મિખાઇલિચ તુચ્છ ને રસહીન ગણતો હતો. બીજી બધી બાબતો અત્યારે જેમ છે એમ ને એમ રહે તો ય વાંધો નહિ, અથવા પલટાઇને અત્યાર કરતાં છેક ઊલટી બની જાય તો ય વાંધો નહિ. ચાળીસ વરસ સુધી કાઉન્ટ ઈવાન મિખાઇલિચે આ ઝળહળતા સિદ્ધાંતોને અનુસરીને પોતાનું જીવન ગાળ્યું હતું, અને એ ચાળીસ વરસને અંતે તે રાજ્યમંત્રીની પદવી પામ્યો હતો.

ત્રણ મુખ્ય ગુણોને બળે તે આ પદવી પામી શક્યો હતો. તેમાં પહેલો ગુણ એ હતો કે તે ખતપત્રો ને કાયદાઓનો અર્થ સમજી શકતો હતો, ને સરકારી ખરીતા કઢંગી રીતે છતાં અર્થ સમજી શકાય એવા રૂપમાં ઘડીને શુદ્ધ જોડણીમાં લખી શકતો હતો; બીજો ગુણ એ હતો કે તેનો દેખાવ ખૂબ દબદબાભરેલો હતો તેથી જરૂર પડચે તે અતિશય ગર્વિષ્ઠ સ્વરૂપ ધારણ કરી શકતો હતો, એટલું જ નહિ પણ કોઇ પોતાની પાસે આવવાની હિંમત જ ન કરી શકે એવું પ્રતાપી સ્વરૂપ પણ ધારણ કરી શકતો હતો, તેમ વળી બીજી બાજૂથી જરૂર પડચે તે એકદમ જીલબ્બે કરવા જેટલી અધમતાભરી ગુલામીનું સ્વરૂપ પણ ધારણ કરી શકતો હતો; અને ત્રીજો ગુણ એ હતો કે એના વ્યક્તિગત કે વહીવટી એકે પ્રકારના જીવનમાં સામાન્ય નીતિસિદ્ધાંતો કે નીતિનિયમો જેવું કશું તેણે રાખ્યું નહોતું, એટલે પ્રસંગની જરૂરિયાત પ્રમાણે કોઈ પણ માણસ સાથે સંમત થવામાં કે અસંમત થવામાં તેને કશો વાંધો આવે

એવું નહોતું. કોઇની સાથે આવી રીતે સંમત કે અસંમત થતી વખતે તે ફક્ત એટલી સંભાળ રાખતો કે પોતાનાં એ વખતનાં વર્તનમાં ખાનદાન ગૃહસ્થને ન છાજે એવી અસભ્યતા કે ખુલ્લી રીતે દેખાઇ આવે એવી વિસંગતિ ન આવી જાય. આટલું થાય તો પછી પોતાનાં કાર્યો જાતે પ્રમાણિક હોય કે અપ્રમાણિક, નીતિ-યુક્ત હોય કે નીતિવિહીન, અને એ કાર્યોને પરિણામે આખા રશિયન સામ્રાજ્યનું, અથવા આખા જગતનું પરમ હિત સધાવાનું હોય કે પરમ આનષ્ટ થવાનું હોય, તેની તેને કશી પરવા રહેતી નહિ.

જ્યારે તે મંત્રી બન્યો ત્યારે કેવળ તેના આશ્રિતો (આવા આશ્રિતો તેને પાર વિનાના હતા) કે સંબંધીઓ જ નહિ, પણ અનેક તટસ્થ મનુષ્યો તેમ તે પોતે ખાતરીપૂર્વક એમ માનવા લાગેલ કે પોતે ભારે કુશળ રાજ્યમંત્રી છે. પણ પછી કેટલોક વખત પસાર થઈ ગયો અને આ વખત દરમિયાન તે કશું ગણના-પાત્ર કાર્ય સિદ્ધ કરી શક્યો નહિ તેમ સરકારી કામકાજમાં કશી નવી સરળતા કે ચોખવટ દાખલ કરી શક્યો નહિ. એટલે તેની માફક ખતપત્રો સમજતાં તથા ઘડતાં શીખી ગએલા અને તેના જેવા જ દમામદાર ને સિદ્ધાંતશૂન્ય નીતિવિહીન અધિકારીઓએ જીવનકલહના નિયમાનુસાર તેને પદભ્રષ્ટ કર્યો. અને આવી રીતે જ્યારે તે પદભ્રષ્ટ થયો ત્યારે સૌને સ્પષ્ટ ભાન થયું, કે તે જરાએ કુશળ રાજ્યમંત્રી તો હતો જ નહિ, પણ વસ્તુતઃ તે છીછરો, મિથ્યાભિમાની, આત્મસંતુષ્ટ માણસ હતો, ખાનદાની કેળવે એવી ચોગ્ય કેળવણી પણ તેને મળી નહોતી, અને તેના વિચારો સંરક્ષક વિચારનાં વર્તમાનપત્રોના અગ્રલેખની કક્ષાએ પણ પહોંચી ન શકે તેટલા બધા પછાત હતા. એટલે સૌને ખાતરી થઈ કે, તેને પદભ્રષ્ટ કરનાર પેલા બીજા નાદાન ને મિથ્યાભિમાની અધિકારીઓ કરતાં તેનામાં

કશી વિશિષ્ટતા નહોતી—અર્થાત્ તે પણ એમના જેવો જ નાદાન ને મિથ્યાભિમાની હતો, અને તે પોતે પણ આ વસ્તુ જોઇ શક્યો. પણ એથી કંઇ, દરસાલ સરકારી તોષાખાનામાંથી પોતાને મોટી રકમ મળવી જોઇએ, તથા પોશાકને શોભાવવા નવાંનવાં લટકણિયાંનો શણગારસાજ પણ પોતાને મળવો જોઈએ, એ જે તેની મક્કમ માન્યતા હતી તે કંઈ ચલાયમાન ન થઈ. આ માન્યતા તો તેના ચિત્તમાં એટલી બધી અવિચળ હતી કે આ પૈસા ને આ માન-અકરામ તેને આપવાની ના પાડવાની કોઈની હિંમત ચાલતી નહોતી, એટલે દર સાલ, કંઈક પેન્શન તરીકે તો કંઇક એક સરકારી સંસ્થાના સભ્ય તરીકે તેમ અનેક સમિતિઓ ને મંત્રણામંડળોના પ્રમુખ તરીકે, તે હજારો રૂબલોની રકમ ઊસરડતો હતો. આ પૈસા ઉપરાંત પોતાના ખભા પર તેમ સુરવાલ પર ભાતભાતની માનઅકરામની દોરીઓ લટકાવવાનો અને ડગલા પર રિબનો ને ચાંદો લટકાવવાનો હક્ક—તેને સદાએ બહુ કિંમતી લાગતો એવો હક્ક—તો તેણે પોતાને માટે અલગ જ રાખ્યો હતો, ને એમાં તો તે કોઇને હાથ ઘાલવા કે ખલેલ પહોંચાડવા દેતો જ ન હતો. આથી કાઉન્ટ ઇવાન મિખાઈલિચ ઘણા મોટા માણસો સાથે લાગવગ ધરાવતો હતો.

કાઉન્ટ ઇવાન મિખાઇલિચે નેખ્લ્યુડોફની વાત, પોતાના કોઇ ખાતાનો કાયમી મંત્રી કોઇક અહેવાલ રજૂ કરતો તે જે ઢબે સાંભળતો એવી ઢબે કાન દઇને સાંભળી, અને સાંભળી રહ્યા પછી જવાબ આપ્યો કે 'હું તમને બે ચિઠ્ઠી લખી આપું છું. એમાં એક ચિઠ્ઠી અપીલખાતાના સેનેટર વુલ્ફ પર લખી આપું છું.

'એના વિશે જાતજાતની વાતો સંભળાય છે, પણ એ જે હોય તે ખરું, છતાં આટલી વાત નક્કી છે કે આડે અંગે એ

ખાનદાન માણસ છે,' તેણે કહ્યું. 'એ આપણો ઓશિંગણ છે, એટલે એનાથી બનતું બધું એ કરશે.'

કાઉન્ટ ઈવાન મિખાઇલિચે નેખ્લ્યુડૉફને જે બીજી ચિઠ્ઠી આપી તે અરજીસમિતિના એક વગદાર સભ્ય પર. નેખ્લ્યુડૉફે થિયોડોસિયા બિરૂકોવાની જે વાત તેને કહી સંભળાવી તેમાં તેને ખૂબ રસ પડ્યો. આ વિશે તો શહેનશાહબાનૂને લખી જણાવવાનો પોતાનો વિચાર છે એમ જ્યારે નેખ્લ્યુડૉફે કહ્યું ત્યારે કાઉન્ટે જવાબ આપ્યો કે, એ બાઇની વાત ખરેખર હૃદયદ્રાવક છે, અને યોગ્ય તક મળે તો શહેનશાહબાનૂને કહેવા જેવી પણ છે, પણ એ સંબંધમાં કશું ચોક્કસ વચન પોતે આપી શકે નહિ, એટલે તેણે સલાહ આપી કે ધોરણસર અરજી જ કરવી. પછી જો તક મળશે, અને અરજીસમિતિ જો ગુરુવારે મળશે, તો પોતે એ વાત શહેનશાહબાનૂને કરશે, એમ તેણે જણાવ્યું. નેખ્લ્યુડૉફને આ બે ચિઠ્ઠી, તેમ પોતાની માશી પાસેથી મૅરિયેટ પરની ચિઠ્ઠી મળી કે તરત જ એ ચિઠ્ઠીઓનાં જુદાં જુદાં સરનામાંના સ્થળે પહોંચવા એ ચાલી નીકળ્યો.

પહેલાં એ મૅરિયેટને ત્યાં ગયો. તે મુગ્ધ કુમારિકા હતી તે દિવસોમાં એ તેના પરિચયમાં આવ્યો હતો. મૅરિયેટ જન્મે ઉમરાવજાદી હતી, પણ તેનું કુટુંબ ધનાઢ્ય ન હતું. પાછળથી નેખ્લ્યુડૉફે સાંભળેલું કે તેનાં લગ્ન થઇ ગએલાં. તેના પતિ વિરુદ્ધ લોકોમાં અનેક અનિષ્ટ વાતો ચાલી રહી હતી, પણ બીજી રીતે તે સારી પાયરી પર ચડી નામાંકિત બનવાની તૈયારીમાં હતો, એટલે તે એને પરણેલી. એટલે, પોતાને જેને માટે જરાએ માન ન હતું તેવા પુરુષ પાસે કૃપાયાચના કરવાનું કામ નેખ્લ્યુડૉફને હમેશની માફક આજે પણ આકરું લાગ્યું. આવા સર્વ પ્રસંગોએ એના ચિત્તમાં સદાએ આંતરયુદ્ધ અને અસંતોષનો અનુભવ થતો,

અને કૃપાયાચના કરવી કે કેમ એ બાબતમાં એને સંકલ્પવિકલ્પ થયા કરતા. પણ આવા સર્વ પ્રસંગોએ આખરે એ કૃપાયાચના કરવાના જ ઠરાવ પર આવતો. નેખ્લ્યુડોફને પોતાની સ્થિતિ અત્યારે બહુ કઢંગી લાગતી હતી. કેમકે અત્યારે એ જે મંડળમાં આવી ચડ્યો હતો તેની સાથે પોતાને હવે કશી નિસબત નથી એમ એ માનતો હતો, પણ ખુદ તે મંડળની વ્યક્તિઓ તો હજુ એને પોતાના વર્ગનો જ ને પોતાના જેવો જ ગણતી હતી. એટલે અહીંનાં માણસો સાથેના એના વ્યવહારમાં એક પ્રકારની વિચિત્રતાનો એને અનુભવ થતો હતો. ઉપરાંત એને અહીં લાગવા માંડ્યું કે પોતે પાછો પોતાના જૂના જીવનને ચીલે ચડી ગયો છે, અને પોતાની જાતને વારી રાખવાના પ્રયત્ન છતાં આ મંડળમાં પ્રવર્તતા અવિચારી ને નીતિશૂન્ય ખ્યાલો ને વલણોને પોતે અધીન થઇ જાય છે. પોતાની માશીને ત્યાં આવ્યો એ વખતે જ એને આવો અનુભવ થયો, અને પરમ ગંભીર બાબતો વિશે તેની સાથે વાતો કરતાં એ પોતે પણ ઉપહાસને ચાળે ચડી ગયો હતો એ વસ્તુ એ જોઇ શક્યો.

ઘણાં વરસથી એ પીટર્સબર્ગ આવ્યો નહોતો, એટલે અહીંનાં નિવાસની એકંદર અસર એના શરીરને સતેજ ને પ્રફુલ્લ બનાવે એવી, પણ એના ચિત્તને–એના નીતિશરીરને–નિસ્તેજ ને મંદ બનાવે એવી નીવડી.

અહીંની એકેએક ચીજ એવી સફાઇદાર, સોઇદાર, ને સુવ્યવસ્થિત હતી, અને નીતિવિષયમાં અહીંનાં લોકો એવાં શિથિલ હતાં કે અહીંનું જીવન ખૂબ સરળ ને સુખમય લાગતું હતું.

એ જે ગાડીમાં બેસીને મેરિયટને ત્યાં ગયો તેનો કોચમેન ફાંકડો, સફાઇદાર ને સભ્ય હતો, ગાડી ચાલતાં રસ્તામાં બાજૂ પર

ઊભેલા પોલીસો ફાંકડા, સફાઈદાર ને સભ્ય હતા, જે રસ્તા પર થઈને ગાડી ચાલી તે પણ ફાંકડા, સફાઈદાર, ને પાણીના છંટકાવથી સરસ એવા હતા, અને એ રસ્તા પર આવી રહેલાં મકાનો પણ ફાંકડાં ને સફાઈદાર હતાં.

મેરિયેટના નિવાસના મોખરાને દરવાજે ઇંગ્લિશ સામાનથી જોડેલા ઈંગ્લિશ ઘોડાની જોડી ઊભી હતી, અને આ ઘોડાને હાંકનાર કોચમેન પણ ઈંગ્લિશ લાગતો હતો. તેણે સરકારી પોશાક પહેર્યો હતો, અડધા ગાલ સુધી આવી રહે એવાં કાનશિયાં રાખ્યાં હતાં, અને મગરૂરીથી હાથમાં ચાબુક ઝાલીને ગાડીની આગળ બેઠકમાં બેઠો હતો.

એ ગયો એટલે ચકિત થઈ જવાય એવો સફાઈદાર સરકારી પોશાક પહેરેલા દરવાને દ્વાર ઉઘાડી એને અંદરના ખંડમાં દાખલ કર્યો. આ ખંડમાં દરવાન કરતાં પણ વધુ સફાઈદાર ને સોનેરી દોરીઓવાળો સરકારી પોશાક પહેરેલો અને સરસ રીતે ઓળેલાં ફાંકડાં થોભિયાંવાળો એક પટ્ટાવાળો અને નવાં કડકડતાં કપડાં પહેરેલો એક સિપાઈ એમ બે જણ ઊભા હતા.

‘સેનાપતિજી અત્યારે કોઈને મળી શકે એમ નથી, તેમ બાઇસાહેબ પણ કોઇને મળી શકે એમ નથી. બાઇસાહેબ તો અબઘડી જ ગાડીમાં બેસીને બહાર જાય છે.’

એટલે નેખ્લ્યુડોફે કેથેરાઇન ઇવાનોવાનો કાગળ કાઢયો, અને ઉપર મળવા આવનારનાં નામ નોંધવાની ચોપડી પડેલી એવા ટેબલ આગળ જઈ લખવા લાગ્યો કે, એમાંથી કોઇને પોતે અત્યારે મળી શકે એમ નથી, એ જાણી પોતાને ખેદ થાય છે. પછી પેલો પટ્ટાવાળો દાદર ઉપર દોડ્યો, દરવાને બહાર હડી કાઢી કોચમેનને હાંક મારી, અને પેલો સિપાઈ, એક ઠીંગણી, પાતળી બાનૂ,

પોતાની મહત્તાને ન છાજે એવાં ઉતાવળાં પગલાં ભરતી દાદર ઊતરતી હતી તેની પાછળ પાછળ પોતાની નજર ચોંટાડી રાખી, પોતાના બન્ને હાથ પડખે રાખીને અક્કડ થઇને ખડો રહ્યો.

મેરિયેટે પીંછાંવાળી મોટી હેટ માથે મૂકી હતી, કાળો પોશાક પહેર્યો હતો, અને હાથે નવાં કાળાં મોજાં ધારણ કર્યાં હતાં. મોઢા આડે તેણે બુરખો નાખી દીધો હતો. નેખ્લ્યુડોફને દેખી તેણે બુરખો ઊંચો કર્યો એટલે ચમકદાર આંખોવાળું તેનું અતિસુંદર મુખ છતું થયું અને તેની તેજસ્વી આંખો એને પૃચ્છાભાવપૂર્વક જોઈ રહી.

'ઓહો, પ્રિન્સ દ્મિટ્રી ઇવાનિચ નેખ્લ્યુડોફ,' મધુર કોમળ સ્વરે તે બોલી. 'મને તો થયું—'

'શું! તમને મારું નામ પણ યાદ છે?'

'હા, એવું લાગે છે ખરું. કેમ, હું ને મારી બહેનો તો તમારા પર પ્રેમાસક્ત પણ બનેલી,' તે ફ્રેન્ચમાં બોલી: 'પણ અરે, તમે કેટલા બધા બદલાઈ ગયા છો......હા, કેવા ખેદની વાત છે કે બરાબર અત્યારે મારે બહાર જવાનું છે. ચાલો આપણે પાછાં ઉપર જઈએ,' તેણે કહ્યું અને જવું કે ન જવું તેનો નિર્ણય ન થતાં સંકલ્પવિકલ્પ કરતી અનિશ્ચિત દશામાં ઊભી રહી. પછી તેણે ઘડિયાળમાં જોયું. 'ના, નહિ આવી શકું. અત્યારે હું કામેન્સ્કીને ત્યાં જાઉં છું. ત્યાં મૃતજનના કલ્યાણ અર્થે પ્રાર્થના થાય ત્યાં હાજર રહેવાનું છે. માતા બીચારીને અસહ્ય આઘાત થયો છે ને એનું દુઃખ વર્ણવ્યું જાય એવું નથી.'

'કામેન્સ્કી કોણ?'

'તમે વાત નથી સાંભળી? દીકરો દ્વંદ્વયુદ્ધમાં માર્યો ગયો. પોઝન સાથે તે લડેલો, સાત ખોટનો દીકરો હતો. ગજબ થયો છે! માનું દુઃખ વર્ણવ્યું જાય એવું નથી.'

'હા, મેં કંઇક વાત સાંભળી ખરી.'

'ના, હું તો જાણું જ, ને તમારે આજે રાતે કાં કાલે ફરી વાર આવવાનું,' એમ બોલી તે હળવાં ત્વરિત પગલે દરવાજે પહોંચી.

'આજે રાતે તો હું આવી શકું એમ નથી,' તેની પાછળ પાછળ જતાં તે બોલ્યો; 'પણ તમને મારે એક વિનંતિ કરવાની છે,' આમ બોલતાં બોલતાં આગલા દરવાજા નજીક ગાડી ખેંચી લાવતા કયાડા ઘોડાની જોડીને એ જોઈ રહ્યો.

'શી?'

'મારી માશીએ આ કાગળ તમને લખી મોકલ્યો છે,' મોટા શણગારચિત્રવાળું એક સાંકડું પરબીડિયું તેના હાથમાં મૂકી નેખ્લ્યુડોફે કહ્યું. 'બધી વાતની તમને એમાંથી ખબર પડશે.'

'મને ખબર છે, કાઉન્ટેસ કૅથેરાઈન ઈવાનોવા એમ ધારે છે કે મારા પતિના કામકાજમાં હું કંઇક લાગવગ ધરાવું છું, પણ એમાં એમની ભૂલ થાય છે. હું કશું કરી શકતી નથી, અને એમના કામકાજમાં હાથ ઘાલવાનું મને ગમતું પણ નથી. પણ બેશક, કાઉન્ટેસ અને તમારે ખાતર મારો નિયમ તોડવા હું તૈયાર છું. શાને લગતું છે આ કામ?' કાળું મોજું પહેરેલા હાથે પોતાનું ગજવું શોધવાનાં ફાંફાં મારતી તે બોલી.

'એક છોકરીને કિલ્લામાં કેદ કરી છે, તે બીચારી નિર્દોષ છે ને અત્યારે તો વળી માંદી છે.'

'શું એનું નામ?'

'શુસ્ટોવા—લીડિયા શુસ્ટોવા. ચિઠ્ઠીમાં લખ્યું છે તે.'

'ભલે; મારાથી બને એ યત્ન કરીશ,' તે બોલી, અને પોતાની નાની, પોચાં ગાદી તાકયાવાળી ને તડકામાં ચળકતા રંગીન પંખાવાળી ખુલ્લી ગાડીમાં ધીરે રહીને ચડી બેઠી અને પોતાની

નાજુક છત્રી તેણે ઉઘાડી. પટ્ટાવાળો ગાડીમાં ચડી બેઠો અને ગાડી હાંકવાની કોચમેનને તેણે ઇશારત કરી, એટલે ગાડી ચાલવા લાગી; પણ ત્યાં તેણે પોતાની છત્રી કોચમેનને અડકાડી, એટલે એ પાતળા પગવાળી સુંદર ક્યાડી ઘોડીઓ ચાલતી અટકી ગઈ અને ખેંચી રાખેલી લગામને લીધે પોતાની ફાંકડી ગરદનની કમાન વાળી પગ પછાડવા લાગી.

'પણ જરૂર આવવાનું, હો; એમાં શરત ફક્ત એટલી કે કશું કામ કરાવવાની સ્વાર્થી દાનત વિના આવવાનું,' આટલું બોલી નેખ્લ્યુડોફ ભણી જોઈ તેણે સ્મિત કર્યું અને પોતાના આ સ્મિતનો પ્રભાવ તે બરાબર જાણતી હતી. પછી, જાણે વેશ પૂરો થયો હોય—ખેલ ખલાસ થયો હોય—ને પોતે પડદો પાડતી હોય એવી રીતે તેણે ઊંચો કરેલો બુરખો પાછો નીચે પાડી મુખ ઢાંકી દીધું. 'ઠીક ત્યારે' એમ કહી તેણે કોચમેનને વળી પાછી છત્રી અડકાડી.

નેખ્લ્યુડોફે પોતાની હેટ ઊંચી કરી, અને પછી એ જાતવાન ક્યાડાં ઘોડાં જરાક ફૂંફાટો મારીને પાછાં દોડવા લાગ્યાં, એમના ડાબલા પથ્થર સાથે અથડાવા લાગ્યા, અને નવા રબ્બરના ટાયર જડેલી એ ગાડી રસ્તામાં કંઇ ઊંચો નીચો ભાગ આવે ત્યારે જ અવારનવાર આંચકો ખાતી અકુંઠિત રીતે ઝપાટાબંધ સરસરાટ દોડવા લાગી.

# પ્રકરણ સોળમું

**પોતાની** અને મૅરિયેટની વચ્ચે થએલો સ્મિતવિનિમય જ્યારે નેખ્લ્યુડૉફને યાદ આવ્યો ત્યારે એણે પોતાનું માથું ધુણાવ્યું.

'મોં ફેરવીને હજુ માંડ બીજી દિશામાં વળવા માંડ્યું હોય ત્યાં તો પાછા આ અસલ જીવનમાં ખેંચાઈ ગયા,' જેમને માટે પોતાને માન ન હોય એવાં માણસોની કૃપા સંપાદન કરવાનું માથે આવી પડતાં એના ચિત્તમાં જે આંતરયુદ્ધ થતું અને જે સંશયો ઊભરાતા તેનો અત્યારે અનુભવ થતાં એને વિચાર આવ્યો.

બેવડું ચાલવું ન પડે એવી રીતે અહીંથી કયે સ્થળે જવું તેનો વિચાર કરી એ સેનેટમાં જવા નીકળ્યો. ત્યાં ગયો એટલે એને ઑફિસમાં લઈ ગયા. આ ઑફિસમાં એક ભવ્ય ખંડની અંદર એણે અતિશય સભ્ય ને અતિશય સફાઇદાર એવા અનેક અધિકારીઓને બેઠેલા દીઠા. આ અધિકારીઓએ નેખ્લ્યુડૉફને જણાવ્યું કે, 'માસ્લોવાની અરજી મળી ગઈ છે અને એ સંબંધમાં વિચાર કરી નિવેદન રજૂ કરવા માટે, તે અરજી, એના માસાએ જેના પર કાગળ નેખ્લ્યુડૉફને લખી આપ્યો હતો તે જ સેનેટસભ્ય વુલ્ફ તરફ રવાના કરી દીધી છે.'

'સેનેટની સભા આ અઠવાડિયે થશે,' અધિકારીઓમાંથી એક જણે નેખ્લ્યુડૉફને કહ્યું, 'પણ ખાસ વિનંતિ સિવાય

મારલોવાનો કેસ એ સભા સમક્ષ ભાગ્યે જ રજૂ થશે. ખાસ વિનંતિ થઈ હશે તો કદાચ તે બુધવારે હાથ પર લેવાશે.'

આ કેસ વિશે તપાસ ચાલતી હતી એટલો વખત નેખ્લ્યુડૉફ ઑફિસમાં રોકાયો તો એણે જોયું કે, આ સેનેટઑફિસમાંયે એ વખતે પેલા દ્વંદ્વયુદ્ધ વિશે જ વાતચીત ચાલી રહી હતી. પેલા જુવાન કામેન્સ્કીની કેવી રીતે હત્યા થએલી તેનો વીગતવાર વૃત્તાંત એને અહીં જ મળ્યો. આખા પીટર્સબર્ગમાં જ્યાં જુઓ ત્યાં લોકોને મોંએ આ બનાવ જ ચર્ચાતો હતો, ને તેની સંપૂર્ણ હકીકત પહેલવહેલી એણે અહીં જ સાંભળી. બિના આમ બનેલી: કેટલાક લશ્કરી અમલદારો બેઠાબેઠા મચ્છી ખાતા હતા, અને રોજના રિવાજ મુજબ પુષ્કળ દારૂ ચડાવતા હતા; તેવામાં એમનામાંથી કોઈકે કામેન્સ્કી જેમાં હતો તે ટૂકડી વિશે કાંઈક બૂરી વાત કરી એટલે કામેન્સ્કીએ એ માણસને જૂઠો કહ્યો. આ સાંભળી પેલાએ કામેન્સ્કીને થપ્પડ લગાવી દીધી. બીજે દિવસે તેઓ દ્વંદ્વયુદ્ધ ખેલ્યા. એમાં કામેન્સ્કીના કાળજામાં ગોળી વાગી એટલે બે કલાક બાદ તે મરી ગયો. આ ખૂન કરનાર તેમ બન્ને પક્ષના સાગ્રીતોને પકડવામાં આવેલા, પણ લોકો કહેતાં હતાં કે અત્યારે એમને ચોકીમાં કેદ કર્યા છે, છતાં બે અઠવાડિયાંમાં તેઓ છૂટી જશે.

સેનેટમાંથી નેખ્લ્યુડૉફ અરજીસમિતિના એક વગદાર સભ્ય બૅરન વોરોબેફને ત્યાં વાહનમાં બેસીને ગયો. બૅરન વોરોબેફ એક સરસ શાહી મહેલમાં રહેતો હતો. ત્યાં ગયો એટલે દરવાને નેખ્લ્યુડૉફને કડક ઢબે જણાવ્યું કે 'બૅરનને તો તેમણે મુકરર કરેલા મુલાકાતના દિવસે જ મળી શકાય છે, આજે તો બૅરન નામદાર શહેનશાહની સાથે ગએલ છે; અને આવતી કાલે તેમને વળી પાછો પોતાનો અહેવાલ રજૂ કરવાનો છે.' એટલે નેખ્લ્યુડૉફ પોતાના માસાનો કાગળ દરવાનને આપી સેનેટસભ્ય વુલ્ફને મળવા આગળ ચાલ્યો.

નેખ્લ્યુડોફ દાખલ થયો તે વખતે વુલ્ફ થોડી વાર પર જ નાસ્તો લઇને બેઠો હતો, અને રોજની ટેવ પ્રમાણે સિગાર પીતાં પીતાં ખંડના એક છેડાથી બીજા છેડા સુધી આંટા મારતો મારતો તે પાચનક્રિયાને મદદ કરી રહ્યો હતો. વ્લાડીમીર વાસિલિચ વુલ્ફ ખરેખર ગૃહસ્થ હતો. આ ગુણને તે બહુ મૂલ્યવાન લેખતો હતો, અને એ ઊંચાઈએથી જ અન્ય સર્વને તે જોતો હતો. અને પોતાના આ ગુણને તે બહુ મૂલ્યવાન લેખે એમાં નવાઈ જેવું પણ નહોતું. કેમકે આ ગુણને પ્રતાપે જ પોતાને જોઈતી હતી તેવી યશસ્વી કારકિર્દી પોતાને માટે તે રચી શક્યો હતો—આ યશસ્વી કારકિર્દી એવી કે તેને બાર મહીને અઢાર હજાર રૂબલની આવક આવે એટલી સંપત્તિ તેણે લગ્નદ્વારા મેળવી હતી અને સેનેટસભ્યની પદવી તેણે આપબળે મેળવી હતી. તે પોતાની જાતને કેવળ ગૃહસ્થ જ નહોતો ગણતો, પણ વીરોચિત પ્રતિષ્ઠાન્વિત પુરુષ પણ ગણતો હતો. પ્રતિષ્ઠાનો અર્થ તે એવો કરતો હતો કે ખાનગી વ્યક્તિઓ પાસેથી ગુપ્ત લાંચ ન લેવી, પણ સરકાર પાસેથી ભાતભાતનાં ભથ્થાં ગાડી-ભાડાં કે પ્રવાસખરચો પડાવવામાં કે આ બધી રકમોના બદલામાં જે કંઇ કામ સરકાર પોતાની પાસે કરાવે તે કરવામાં તેને અપ્રમાણિકતા કે અપ્રતિષ્ઠા જેવું કશું લાગતું નહોતું. સેંકડો નિર્દોષ માણસોને પાયમાલ કરી મૂકવાં, ને પોતાના જ દેશબાંધવો અને પોતાના બાપદાદાના ધર્મ પર પ્રેમ રાખવા ખાતર એમને જેલમાં પૂરવાં કે દેશનિકાલ કરવાં—આવાંઆવાં કામ પોલાન્ડના એક પ્રાંતની સૂબાગીરી દરમિયાન તેણે કર્યાં હતાં, અને આવાં કામ કરવામાં તેને જરાએ ગેરઆબરૂ કે શરમ જેવું લાગતું નહોતું; પણ આવાં કામોને તો તે ઉમદા, મર્દાનગીભર્યાં, ને દેશાભિમાન-પૂર્ણ ગણતો હતો. અને પોતાના પર પ્રેમાસક્ત બનેલી પોતાની

પત્ની અને પોતાની સાળીની એકેએક વસ્તુ ઉચાપત કરવામાં પણ તેને અપ્રમાણિકતા જેવું કશું લાગતું નહોતું. તેને તો ઊલટો પોતાનો ઘરસંસાર ચલાવવાનો આ બહુ ડહાપણભર્યો માર્ગ લાગતો હતો. તેના ઘરસંસારની વ્યક્તિઓમાં એક તો તેની બૈરી હતી. તે કશીયે વિશિષ્ટતા વિનાની છેક સામાન્ય બાઈ હતી. બીજી તેની સાળી હતી. આ સાળીની જાગીર તેણે વેચી નાખી હતી અને તેના જે પૈસા આવેલા તે તેણે પોતાના ખાતામાં જમા કરાવ્યા હતા. આ રીતે તેની મિલકત તે ઉચાપત કરી ગયો હતો. ત્રીજી તેની સાલસ, સાદી, ડરપોક દીકરી હતી. અત્યાર સુધી તે એકાંતમાં રસશૂન્ય જીવન ગાળતી હતી, પણ હમણાં થોડા વખતથી આ એકલજીવનની રસશૂન્યતામાંથી છૂટવા તેણે ઇવેન્જેલિસિઝમની ઓથ લેવા માંડી હતી. એટલે તે એલાઇનને ત્યાં તેમ કાઉન્ટેસ ઇવાનોવાને ત્યાં ભરાતી સભાઓમાં હાજરી આપતી હતી. ફુલ્કને એક દીકરો હતો તે લહેરી આદમી હતો. પંદર વરસની ઉંમરે તેણે દાઢી રાખવા માંડી હતી, શરાબ પીવો શરૂ કર્યો હતો, અને સ્વચ્છંદી જીવન આદરી દીધું હતું. વીસ વરસનો થયો ત્યાં સુધી તેનું આવું વર્તન ચાલુ રહ્યું. પણ પછી તે અભ્યાસ પૂરો કરી શક્યો નહિ એટલે તેના બાપે તેને કાઢી મૂક્યો હતો. તે ખરાબ સોબતમાં ફરતો હતો અને દેવાં કરીને એના બાપના નામને બટ્ટો લગાડતો હતો. તેના બાપે એક વાર તેના વતી બસોત્રીસ રૂબલનું દેવું ચૂકવ્યું હતું, અને બીજી વાર છસો રૂબલનું બીજું દેવું ચૂકવ્યું હતું. આ બીજી વારનું દેવું ચૂકવતી વખતે તેણે પોતાના દીકરાને ચેતવણી આપી દીધી હતી કે, આ હવે પોતે છેલ્લી વારનું જ દેવું ચૂકવે છે, ભવિષ્યમાં કોઈ વાર પોતે તેના વતી હવે દેવું ચૂકવનાર નથી, ને હજુ જો તે નહિ સુધરે તો પછી તેને ઘરમાંથી હાંકી કાઢવામાં આવશે અને તેને પોતાના ઘર સાથે કોઈ પણ

જાતનો સંબંધ પછી રહી શકશે નહિ. પણ દીકરો કંઈ સુધર્યો નહિ. તેણે તો વળી હજાર રૂબલનું નવું દેવું કર્યું અને વિશેષમાં વળી છૂટ લઈને પોતાના બાપને સંભળાવી દીધું કે 'તમારી ભેગા એક જ ઘરમાં રહેતાં તો મને ત્રાસ થાય છે.' એટલે વુલ્ફે પોતાના પુત્રને જણાવી દીધું કે 'તારે જ્યાં જવું હોય ત્યાં જવાની તને છૂટ છે, કેમકે તું હવે મારો દીકરો નથી.' તે દિવસથી વુલ્ફ પોતાના દીકરાનું સ્નાન કરીને જ બેઠો હતો, ને ઘરમાં કોઈ તેની આગળ તેના દીકરાનું નામ ઉચ્ચારવાની પણ હામ ભીડી શકતું નહિ. લાડીમીર વાસિલિચ વુલ્ફે પોતાના ઘરસંસારની આવી ગોઠવણ કરી હતી અને પોતે કરેલી આ ગોઠવણ સર્વોત્તમ છે, એમ તેને સોએ સો ટકા ખાતરી હતી.

નેખ્લ્યુડોફને જ્યારે અંદર લઈ ગયા ત્યારે વુલ્ફ પોતાના પ્રવૃત્તિખંડમાં એક છેડાથી બીજા છેડા સુધી આંટા મારતો હતો તે એને દેખી અટકી ગયો, અને ઊભા રહી તેણે મૈત્રીભર્યા છતાં કંઈક કટાક્ષસૂચક સ્મિતથી એને આવકાર આપ્યો. આવું સ્મિત પોતે કેવો ગૃહસ્થ છે તથા મોટા ભાગના માણસો કરતાં કેવો ચડિયાતો છે એ બતાવવાને કશાએ પૂર્વવિચાર વગર અનાયાસે જ તેને હોઠે સ્ફુરી આવતું. નેખ્લ્યુડોફે તેને ચિઠ્ઠી આપી તે તેણે વાંચી.

'જરા બેસોને, માફ કરજો હો, તમને વાંધો ન હોય તો હું જરા આમતેમ આંટા મારું,' એમ કહી તેણે પોતાના હાથ પોતાના કોટના ખીસામાં નાખ્યા, અને પોતાના વિશાળ પ્રવૃત્તિખંડમાં ધીમે હળવે પગલે તેણે ફરી પાછું ચાલવા માંડયું. આ પ્રવૃત્તિખંડનું રાચરચીલું છેલ્લામાં છેલ્લી ઢબનું અને જરા પણ ખોડખાંપણ વગરનું હતું.

તમારા પરિચયમાં આવીને મને બહુ આનંદ થયો, અને કાઉન્ટ ઇવાન મિખાયલિચે ઇચ્છેલું કોઇ પણ કામ કરતાં પણ મને બહુ આનંદ થશે,' મોંમાંથી ખુશબોદાર ધુમાડાના ગોટા કાઢીને તથા રાખ ખરે નહિ એવી રીતે મોંમાંથી સિગારેટ બહાર કાઢીને તેણે કહ્યું.

'મારે તો આપને ફક્ત એટલી જ વિનંતિ કરવાની છે, કે આ કામ જલદી હાથ ધરાય તો સારું, એટલે આ બંદીવાન બાઇને જો સાઇબીરિયા જવાનું જ હોય તો પછી તે વેળાસર ચાલી નીકળે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'ખરું, ખરું, નિઝનીથી નીકળતી પહેલી સ્ટીમરમાં જ નીકળી શકે તો. હું સમજું છું એ વાત,' સામો માણસ પોતાને શું કહેવા માગે છે તે સદાએ એના કહ્યા પહેલાં જ કળી જવાની વુલ્ફની ટેવ હતી, એટલે તે ટેવ મુજબ, મુરબ્બીને છાજે એવું સ્મિત કરી તેણે કહ્યું. 'એ બંદીવાન બાઈનું નામ શું ?'

'માસ્લોવા.'

વુલ્ફ ટેબલ નજીક ગયો, અને એક ફાઇલ પર કેટલાંક કામનાં કાગળિયાં પડ્યાં હતાં તેમાંના એક કાગળ પર નજર કરી.

'હા, બરાબર, માસ્લોવા. ભલે ત્યારે, હું બીજા બધાને વાત કરીશ. બુધવારે એ કામ અમે હાથ ધરીશું.'

'ત્યારે, હું એ પ્રમાણેનો તાર એડવોકેટને કરી દઉં ને ?'

'એડવોકેટને ! એવી શી જરૂર છે ? છતાં, તમારી ઇચ્છા જ હોય તો, વાંધો એ શો છે ?'

'અપીલનાં કારણો કદાચ પૂરતાં નહિ હોય,' નેખ્લ્યુડોફે કહ્યું, 'પણ એ મુકદ્દમામાંથી તરત માલૂમ પડશે કે એક ગેરસમજણને લીધે જ સજા કરવામાં આવેલી.'

'ખરું, ખરું, પણ સેનેટ કંઇ એ મુકદ્દમા વિશે એના ગુણદોષનો વિચાર કરીને નિર્ણય ન કરી શકે,' પોતાની સિગારની રાખ પર દૃષ્ટિ કરીને તેણે સખતાઇથી કહ્યું. 'સેનેટ તો ફક્ત કાયદા-કાનૂનનો સાચો અર્થ કર્યો છે કે કેમ તથા તે બરાબર યોગ્ય રીતે લાગુ પાડવામાં આવેલ છે કે નહિ, એટલી જ વાતનો વિચાર કરે છે.'

'પણ મને લાગે છે કે આ મુકદ્દમો અસાધારણ છે.'

'જાણું છું, જાણું છું, એ તો હું. બધા મુકદ્દમા અસાધારણ જ હોય છે. અમે અમારી ફરજ બજાવશું. બીજું કંઈ અમે જાણીએ નહિ,' પેલી રાખ હજુ વળગી રહી હતી, પણ હવે તેમાં વચ્ચે તડ પડી હતી, એટલે ક્યાંક ખરી પડશે એવી બીક લાગતી હતી.

'પીટર્સબર્ગમાં વારંવાર આવો છો?' રાખ ખરી પડે નહિ એવી રીતે સિગાર પકડી રાખી વુલ્ફે પૂછ્યું. પણ રાખ હવે હલવા લાગી, એટલે વુલ્ફ તે સિગાર સંભાળપૂર્વક રાખ ખેરવવાના વાસણ આગળ લઈ ગયો, ને રાખ તે વાસણમાં પડી.

'ગજબ થયો છે હો આ કામેન્સ્કીપ્રકરણમાં તો,' તે બોલ્યો. 'સુંદર જુવાન હતો એ. ને પાછો એકનો એક દીકરો—ખાસ કરીને એની માની બીચારીની સ્થિતિ બહુ દયાજનક થઈ,' કામેન્સ્કી વિશે પીટર્સબર્ગમાં એ વખતે હરકોઈ માણસ ઉચ્ચારી રહ્યું હતું તેના તે જ શબ્દો લગભગ પોપટની પેઠે પઢી જઇ વુલ્ફ બોલ્યો. પછી વુલ્ફે કાઉન્ટેસ થેરાઇન ઇવાનોવા અને નવા ધર્મબોધ વિશે થોડી વાત કરી. આ નવા ધર્મબોધ પ્રત્યે તેણે પોતાની રુચિ અરુચિ કશું ન દર્શાવ્યું, પણ એટલું સ્પષ્ટ દેખાઇ આવતું હતું કે પોતાના જેવા ગૃહસ્થને માટે એ ધર્મબોધ બિનજરૂરી છે એમ એ માનતો હતો. આટલી વાત પછી તેણે ઘંટડી વગાડી.

નેખ્લ્યુડૉફે તેને નમન કર્યું.

'અનુકૂળ હોય તો બુધવારે આવજો ને જમવાનું અહીં રાખજો. એટલે હું તમને સ્પષ્ટ ચોક્કસ જવાબ આપીશ,' પોતાનો હાથ લંબાવીને ડ્યુકે કહ્યું.

મોડું થઈ ગયું હતું, એટલે નેખ્લ્યુડૉફ પોતાની માશીને ત્યાં જ પાછો ફર્યો.

## પ્રકરણ સત્તરમું

**કાઉન્ટેસ** કૅથેરાઇન ઈવાનોવાનો ભોજનસમય સાડાસાત વાગ્યાનો હતો. એ ભોજન પીરસવાની રીત પણ નેખ્લ્યુડૉફને તદ્દન નવી લાગી. ટેબલ પર ભાણાં પીરસીને નોકરો બધા એ ખંડમાંથી ચાલ્યા જતા, એટલે જમનારાંઓ ભોજન શરૂ કરતાં. પુરુષવર્ગ સ્ત્રીવર્ગને જરા પણ તકલીફ પડવા દેતો નહોતો, પણ પોતાની બલવત્તર જાતિને છાજે તેમ, સ્ત્રીઓને તેમ પુરુષોને જે કંઇ ભક્ષ્ય કે પેય જોઈએ તે પૂરું પાડવાનો બોજો મર્દાનગીભરી રીતે તેમણે ઉપાડી લીધો હતો. આ રીતે જ્યારે પહેલું પીરસણ પૂરું થયું ત્યારે કાઉન્ટેસે ટેબલ પર લગાડેલી વીજળીની ઘંટડીની ચાંપ દાબી એટલે જરાએ અવાજ કર્યા વિના નોકરો આવી પહોંચ્યા, ખાલી ભાણાં તેઓ લઇ ગયા, અને ફરી પીરસી નવી થાળીઓ તેઓ લઇ આવ્યા. કાઉન્ટેસને ત્યાંની ભોજનસામગ્રી ઉત્તમોત્તમ પ્રકારની હતી, અને આસવ પણ અતિ મૂલ્યવાન હતો. વિશાળ ને સુપ્રકાશિત રસોડામાં એક ફ્રેંચ રસોઇયો સફેદ પોશાકમાં

સજ્જ થએલા બે મદદનીશોની સાથે રસોઈનું કામ કરી રહ્યો હતો. ભોજન લેવા છ જણ બેઠા હતાઃ કાઉન્ટ ને કાઉન્ટેસ, તેમનો પુત્ર (તે રક્ષકસેનાનો અધિકારી હતો, સ્વભાવે અસભ્ય ને ઉદ્ધત હતો, ને અત્યારે ટેબલ પર કોણીઓ રાખીને બેઠો હતો.) નેખ્લ્યુડોફ, એક ફ્રેંચ શિક્ષકમિત્ર, ને ગ્રામપ્રદેશમાંથી આવેલો કાઉન્ટનો મુખ્ય કારભારી—આ છ જણ બેઠા હતા. આ મંડળીમાં પણ પેલા દ્વંદ્વયુદ્ધ વિશે જ વાતો ચાલી, અને એ સંબંધમાં શહેનશાહનું દૃષ્ટિબિંદુ શું છે એ વિશે સૌ પોતપોતાનો અભિપ્રાય દર્શાવવા લાગ્યા. સૌ જાણતું હતું કે મરનારની મા માટે શહેનશાહને ભારે ખેદ થતો હતો, અને એ ખેદ તો સૌને થતો હતો. પણ સાથે સાથે સૌ એ પણ જાણતું હતું કે ખૂન કરનાર અમલદારે પોતાની લશ્કરી નોકરી અને પોતાના સૈનકપદની પ્રતિષ્ઠાને ખાતર આ ખૂન કરેલું, એટલે શહેનશાહ એના તરફ બહુ સખતાઈ કરવા નથી ઇચ્છતા, એટલે પોતાના સૈનિકપદની પ્રતિષ્ઠાના રક્ષણ ખાતર ખૂન કરનાર આ માણસ તરફ બીજા બધાં પણ ક્ષમાદષ્ટિએ જોતા હતા. આમાં અપવાદરૂપ કેવળ કાઉન્ટેસ કેથેરાઈન ઇવાનોવા હતી. બહુ ઊંડો વિચાર કરવા બેસવાનો એનો સ્વભાવ જ નહોતો એટલે પોતાની આવી બેધડક મુક્ત વિચાર-શૂન્યતાથી એણે તો આ સંબંધમાં પોતાની અરુચિ જ દર્શાવી.

'દારૂ ઢીંચીને એ લોકો તો છાકટા બને છે, અને પછી મરતાને મેર ન કહે એવા બાપડા નિર્દોષ જુવાનિયાઓને તેઓ દારૂના નશામાં ઝબે કરી નાખે છે. એટલે એવા આદમીઓને હું તો હરગીજ માફી ન આપું,' તે બોલી.

'તમે તે આવું કેમ બોલતા હશો એ જ મને તો સમજણ પડતી નથી.'

'હું જે વાત કરું એમાં તમને કદી સમજણ પડે જ નહિ એ હું જાણું જ છું,' કાઉન્ટેસે બોલવા માંડયું, ને નેખ્લ્યુડોફ ભણી વળીને તેણે કહ્યું, 'આખી દુનિયા મારી વાત સમજવાની, પણ એમને એમાં નહિ સમજણ પડે. હું તો એમ કહું છું કે મરનારની માની મને બહુ દયા આવે છે. એટલે એના દીકરાને એ આદમી મારી નાખે ને પછી પાછું એની સાથે સમાધાન થાય એ વાત મને પસંદ નથી.'

કાઉન્ટેસનો પુત્ર અત્યાર સુધી મૂંગો બેસી રહ્યો હતો, તેણે હવે આ ખૂનીનો પક્ષ લીધો ને પોતાની મા પર તે અસભ્ય રીતે તૂટી પડ્યો. તેની દલીલ એ હતી કે કોઈ પણ લશ્કરી અમલદાર આવા સંજોગોમાં આ અધિકારી કરતાં જુદું વર્તન રાખી શકે જ નહિ, કેમકે જો જુદું વર્તન રાખે તો તેના જોડીદાર અમલદારો તેનો તિરસ્કાર કરીને તેનો એકડો જ કાઢી નાખે અને લશ્કરમાંથી તેને પાણીચું જ આપી દે. નેખ્લ્યુડોફ આ વાતચીતમાં ભળ્યો નહિ, પણ ધ્યાનપૂર્વક તે સાંભળી રહ્યો. એ પોતે એક દહાડો લશ્કરી અમલદાર હતો, એટલે જુવાન ચાર્લ્સીની દલીલો એ બરાબર સમજી શક્યો, જોકે એ દલીલોમાં એ સંમત થયો નહિ. પણ આ દલીલો સાંભળીને પોતે જેલમાં જોએલો એક ખૂબસુરત જુવાન એને યાદ આવ્યો. આ જુવાનને એક માણસ સાથે ઝગડો થતાં તેને એણે મારી નાખેલો, અને તે ગુના બદલ એને ખાણોમાં મજૂરી કરવાની સજા થએલી; એટલે પેલા ખૂની અમલદાર પ્રત્યેના અને આવી સજા પામેલા જુવાન પ્રત્યેના વર્તન વચ્ચે કેવો જબરો ભેદ રહેલો છે એ વાત અનિવાર્ય રીતે એના ચિત્તમાં ખડી થઈ. બન્ને જણે દારૂ પીધેલો તેના કેફના પરિણામે ખૂન કર્યું હતું. આમાંથી એક જણને,—અર્થાત્ પેલા ખેડૂત જુવાનને— આવેશની પળે ખૂન કરવા બદલ તેની બૈરી અને તેનાં છૈયાં-

છોકરાંથી વિખૂટો પાડી, પગમાં બેડીઓ પહેરાવી, માથે મૂંડો કરાવી સાઇબીરિયામાં સખત મજૂરી કરવા જવાનું હતું; ત્યારે આ અમલદાર તો રક્ષકસેનાના એક અફલાતૂન ખંડમાં બેસી, અચ્છું ભોજન આરોગી રહ્યો છે, ઉત્તમ પ્રકારનો શરાબ ગટગટાવી રહ્યો છે, પુસ્તકો વાંચી રહ્યો છે, અને એક બે દહાડામાં છૂટો થશે એટલે વળી પાછો પહેલાંના જેવી જ જિંદગી શરૂ કરી દેવાનો છે, અને આ ખૂનને કારણે એના જીવન પર જો કંઈએ અસર થવાની તો તે એટલી જ કે એ બાબતને લીધે એ લોકોમાં નામાંકિત બનવાનો અને લોકો એની વાતમાં પહેલાં કરતાં વધુ રસ લેતાં થવાનાં.

પોતાને આવા બધા વિચારો આવ્યા તે નેખ્લ્યુડોફે સર્વની આગળ જણાવ્યા, એટલે તેની માશી કેથેરાઇન ઇવાનોવાએ શરૂઆતમાં તો એમાં સંમતિ દર્શાવી હોય એમ લાગ્યું, પણ પાછળથી તે પણ અન્ય સૌની પેઠે ચૂપ બની ગઈ, ને નેખ્લ્યુડોફને લાગ્યું કે પોતે કંઇક અનુચિત શિષ્ટાચારવિરોધી કાર્ય કરી બેઠેલ છે.

સાંજે, ભોજન સમાપ્ત થયા પછી, વિશાળ નૃત્યખંડમાં વિદેશી કીઝવેટરનું પ્રવચન સાંભળવાને માટે લોકોની ઠઠ જામવા લાગી. આ નૃત્યખંડમાં ઊંચી પીઠવાળી કોતરેલી ખુરશીઓ સભાગૃહમાં ગોઠવાય છે તેમ ગોઠવી દીધી હતી, અને વક્તાને માટે રાખેલા જલપાત્રવાળા એક નાનકડા ટેબલ આગળ એક આરામ-ખુરશી મૂકી હતી.

આગલા દરવાજા આગળ સુંદર વાહનો આવીને ખડાં થયાં. એક ઓરડો સરસ ફર્નિચરથી સજ્જ કરેલો હતો તેમાં લેઇસ મૂકેલાં રેશમનાં તેમ મખમલનાં વસ્ત્ર પહેરીને તથા કૃત્રિમ વાળ ધારણ કરીને આવેલી બાનૂઓ બેઠી. તેમના સાથમાં સાયંપોશાક

તથા લશ્કરી યુનિફોર્મમાં સજ્જ થએલા કેટલાક ઉચ્ચ વર્ગના પુરુષો આવેલા હતા અને અડધોક ડઝન આમવર્ગના માણસો હતા. આમાં બે નોકરો હતા, એક દુકાનદાર હતો, એક પટ્ટાવાળો હતો, અને એક ગાડીવાન હતો.

કીઝવેટરનું શરીર ભરાવદાર હતું ને વાન ભૂખરો હતો. તે અંગ્રેજીમાં બોલતો હતો, અને સ્પ્રિંગવાળા ચશ્મા પહેરેલી એક દૂબળી જુવાન છોકરી તેના શબ્દોનું રશિયન ભાષામાં ઝપાટાબંધ સુંદર રીતે ભાષાંતર કરી સંભળાવતી હતી.

કીઝવેટરે કહ્યું કે આપણે એવાં ઘોર પાપ કર્યાં છે, એ પાપોની શિક્ષા એવી સખત થવાની છે, અને એ શિક્ષા એટલી અપરિહાર્ય છે, કે આપણે માટે નિર્માએલું ભવિષ્ય આવું છે,—આવી કપરી સજા આપણે સહન કરવાની છે—એવું જાણ્યા પછી આપણાથી નિરાંતે જીવન ગાળી શકાય એમ જ નથી.

'પ્રિય ભાઇઓ અને બહેનો, આપણે અત્યારે કેવું વર્તન ચલાવી રહ્યાં છીએ—જનવત્સલ ભગવાનની સામે આપણે કેવા ઘોર અપરાધો કરી રહ્યાં છીએ, જિસસ ક્રાઇસ્ટને આપણે ખાતર આપણે કેટલું કષ્ટ ભોગવાવી રહ્યાં છીએ, અને આ રીતે કેવા પ્રકારનું જીવન આપણે ગાળી રહ્યાં છીએ—તેનો જો ફક્ત પળવાર જ વિચાર કરી જોઇએ તો આપણને તરત સમજાઇ જાય કે આપણને ક્ષમા મળવાનો સંભવ જ નથી, આપણે માટે કોઇ નાડાબારી છે નહિ, ને આપણે માટે મોક્ષ પણ છે નહિ: એટલે આપણ સૌનો વિનાશ નિશ્ચિત છે. આપણે માટે ભયંકર ભાવિ નિર્માઈ ચૂક્યું છે—અનંત યાતના આપણે કપાળે ચોંટી ચૂકી છે,' કંપતા ગળગળા અવાજે તેણે કહ્યું. 'અરે, આમાંથી તે આપણો શી રીતે ઉદ્ધાર થાય, ભાઇઓ? છાંટી છંટાય નહિ એવી આ ભયંકર આગમાંથી આપણે શી રીતે

ઊગરીએ ? આખું ઘર ભડભડ બળી રહ્યું છે ને નાઠાબારી એકે છે નહિ.'

ઘડીભર તે ચૂપ રહ્યો અને સાચૂકલાં આંસુ તેના ગાલ પરથી ગરવા લાગ્યાં. આજ આઠેક વરસથી, ભાષણ કરતાં કરતાં આ ભાગ સુધી આવી પહોંચતો કે તરત દર વખતે તેનું ગળું ગળગળું થઇ જતું, તેના નાકમાં સળવળાટ થતો, અને તેની આંખમાં આંસુ આવી જતાં. અને આ પ્રમાણે આંસુ આવતાં એટલે વળી તે વિશેષ લાગણીવશ બની જતો ને એમ તેના આવેશમાં ઉમેરો થતો. આ રીતે તેના ભાષણનો આ ભાગ તેને બહુ ગમતો હતો.

ખંડમાં ડુસકાંનો અવાજ સંભળાયો. કાઉન્ટેસ કેથેરાઇન ઇવાનોવા એક જડાવકામ કરેલા ટેબલ પર કોણીઓ રાખીને બેઠી હતી. તેણે પોતાનું માથું બન્ને હાથ પર ટેકવી રાખ્યું હતું અને તેના સ્થૂલ ખભા કંપતા હતા. ગાડીવાન પેલા જર્મન ભણી ભીતિ અને આશ્ચર્યથી જોઇ રહ્યો—જાણે પોતાની ગાડીની ઊધ એને ગગડાવી પાડવાની અણી પર હોય, ને એ પરદેશી પોતાના માર્ગમાંથી કેમે કરીને ખસતો ન હોય એવી મનોદશામાં થાય તેવાં ભીતિ ને આશ્ચર્યથી તેને જોઈ રહ્યો. ખંડની અંદર સૌ કેથેરાઇન ઇવાનોવાનાં જેવી મનોવૃત્તિ ને દેખાવ ધારણ કરીને બેઠાં હતાં. પછી પોતાના પિતાની પેઠે ભભકાદાર પોશાક પહેરીને આવી વુલ્ફની દૂબળી દીકરી હાથમાં મોં રાખીને ઘૂંટણીએ પડી.

વક્તાએ એકાએક પોતાનું મુખ ખુલ્લું કર્યું, અને ખરેખર સાચું અકૃત્રિમ લાગે એવું, નાટકના નટ આનંદ પ્રદર્શિત કરવાને માટે કરે છે તેવું, સ્મિત કરીને, ધીમા મધુર અવાજે ફરી બોલવા માંડ્યું :—

'છતાં ઊગરવાનો એક ઉપાય છે ખરો. આ રહ્યો એ ઉપાય—સરળ ને સુખપૂર્ણ. આપણે ખાતર જાત પર યાતનાઓ વહોરી લેનાર એકના એક ઈશ્વરપુત્રે આપણે ખાતર જે લોહી રેડયું છે તેમાં જ આપણો આ તરણોપાય રહેલો છે. એણે સહન કરેલાં કષ્ટો, એણે રેડેલું લોહી એ જ આપણને ઉગારશે. ભાઈઓ ને બહેનો,' વળી પાછા ગળગળા અવાજે તેણે કહ્યું, 'આ પ્રમાણે જગતના ઉદ્ધાર અર્થે પોતાના એકના એક પુત્રને મોકલનાર ઈશ્વરની ચાલો આપણે સ્તુતિ કરીએ. એનું પવિત્ર શોણિત—'

નેખ્લ્યુડોફને આથી એટલો બધો કંટાળો આવ્યો કે એ ગુપચૂપ ઊભો થયો, અને ભવાં સંકોચતો સંકોચતો તથા શરમનો નિઃશ્વાસ દાબી રાખતો અવાજ કર્યા વગર એ આ ખંડમાંથી બહાર આવ્યો અને પોતાના ખંડમાં ગયો.

## પ્રકરણ અઢારમું

**બીજે** દિવસે નેખ્લ્યુડોફ કપડાં પહેરી રહ્યો ને નીચે જવાની તૈયારી કરતો હતો એટલામાં નોકર એની પાસે મોસ્કોના પેલા એડવોકેટનું કાર્ડ લઈને આવ્યો. આ એડવોકેટ પોતાને જ કામે પીટર્સબર્ગ આવ્યો હતો, અને માસ્લોવાનો મુકદ્દમો જો તરત હાથ પર લેવાનો હોય તો સેનેટ તેનો વિચાર કરે તે વખતે હાજર રહેવા ધારતો હતો. નેખ્લ્યુડોફે તાર કરેલો તે વખતે તે મોસ્કોથી નીકળી ગએલો, એટલે તેને એ મળેલો નહિ. મુકદ્દમાની સુનાવણી ક્યારે થવાની છે તથા એ સુનાવણી વખતે કયા કયા સેનેટસભ્યો હાજર

રહેવાના છે એ વિશેના સમાચાર નેખ્લ્યુડોફ પાસેથી મળ્યા એટલે તેણે સ્મિત કર્યું.

'બરાબર, જુદા જુદા ત્રણે વર્ગના સભ્યો આવી ગયા,' તેણે કહ્યું. 'વુલ્ફ એ પીટર્સબર્ગના અધિકારીવર્ગનો સભ્ય છે; સ્કોવોરોડ્નિકોફ એ સિદ્ધાંતનિષ્ઠ કાયદાશાસ્ત્રી છે; અને બે એ વ્યવહારનિષ્ઠ કાયદાશાસ્ત્રી છે–અને તેથી એ ત્રણેમાં સૌથી વિશેષ જીવંત ને સમજદાર તે જ છે,' એડવોકેટે કહ્યું. 'સૌથી વધુ આશા એની પાસેથી રખાય. વારુ, ને અરજસમિતિના શા સમાચાર છે?'

'અરે, બૅરન વોરોબેફ આગળ તો હું આજે જવાનો છું. કાલે ગએલો, પણ એ મળી શકેલો નહિ.'

'એ "બૅરન" વોરોબેફ શાથી બન્યા એ ખબર છે?' એની અટકનું નામ ચોખ્ખું રશિયન હતું છતાં આવો વિદેશી ઇલકાબ એને શાથી મળ્યો હશે એમ સૂચવતો વક્રતાપૂર્ણ ભાર નેખ્લ્યુડોફે એના નામોચ્ચાર વખતે મૂકેલો એ જોઇ એડવોકેટે પૂછ્યું. 'વાત એમ છે કે એનો દાદો કોઈ દરબારી કચેરીનો પટાવાળો હતો, અને શહેનશાહ પોલે ફિદા થઇને તેને આ ઇલકાબથી નવાજેલો. તજવીજ કરીને કોઇક રીતે તેણે શહેનશાહની મરજી સંપાદન કરેલી, એટલે શહેનશાહે તેને બૅરન બનાવેલો. 'બસ, મારી મરજી એવી છે, એટલે કોઇએ એમાં ના ન પાડવી!' એમ જાણે કે એ શહેનશાહે કહેલું. એ રીતે આ ભાઇસાહેબ "બૅરન" વોરોબેફ બન્યા છે, અને પોતાના આ ઇલકાબનું એમને ભારે અભિમાન છે પાછું. ડોસો મહાભયંકર ધુતારો છે.'

'વારું, ત્યારે, એને મળવા નીકળું છું,' નેખ્લ્યુડોફે કહ્યું.

'ઠીક છે; આપણે સાથે જઇ શકીશું. મારા વાહનમાં હું તમને લઈ જઈશ.'

તે બન્ને નીકળતા હતા એવામાં અગ્રખંડમાં એક નોકર નેખ્લ્યુડોફને મળ્યો. તેણે એને મેરિયેટની ચિઠ્ઠી આપી:—

'તમને રાજી રાખવા ખાતર, મારા સઘળા સિદ્ધાંતો ને નિયમોને નેવે મૂકી તમારી કૃપાપાત્ર વ્યકિતની બાબતમાં મારા પતિ આગળ મેં વકીલાત કરી છે. પરિણામે માલૂમ પડે છે કે એને તો વગરવિલંબે છોડી મુકાય એમ છે. એટલે મારા પતિએ સેનાપતિને એ પ્રમાણે લખી પણ નાખ્યું છે. ત્યારે, હવે કશું કામ કઢાવી લેવાની સ્વાર્થી દાનત વિના નિષ્કામભાવે મળવા આવજો. હું તમારી રાહ જોઉં છું.—મે.'

'જુઓ તો ખરા!' નેખ્લ્યુડોફે એડવોકેટને કહ્યું, 'ભયંકર વાત નથી લાગતી આ? એક બાઇને આ લોકોએ સાત માસ સુધી એકાંત કારાવાસમાં પૂરી રાખેલી, તે હવે સાવ નિર્દોષ માલૂમ પડે છે, અને એને છોડી મૂકવામાં ફક્ત એક વેણની જ જરૂર હતી.'

'એ તો હમેશાં એમ જ હોય. વારું, ગમે તેમ પણ, તમારે જોઈતું'તું એ તમને મળી ગયું ને તમારા પ્રયાસમાં તમને સફળતા પ્રાપ્ત થઈ.'

'હા, પણ આ સફળતાથી મને દુઃખ થાય છે. જરાક વિચારો તો ખરા કે આવા તંત્રમાં બધું કેવું ચાલી રહ્યું હશે. ત્યારે એ લોકોએ અત્યાર સુધી એ બાઇને રોકી કેમ રાખી?'

'અરે, એવી બાબતમાં બહુ ઊંડા ઊતરવામાં કંઈ સાર નહિ. ઠીક ત્યારે, મારી ગાડીમાં બેસો છો ને?' ઘરમાંથી નીકળ્યા એટલે એડવોકેટે ભાડે રાખેલી એક ફાંકડી ગાડી દ્વાર આગળ આવી પહોંચી ને એડવોકેટે તેને પૂછ્યું: 'બેરન વોરોબેફને જ મળવા તમારે જવું છે ને?'

એડવોકેટે ગાડીવાનને ક્યાં જવાનું છે એ જણાવ્યું એટલે એ ફાંકડી અશ્વજોડીએ નેખ્લ્યુડોફને બૅરન રહેતો હતો એ મકાને પહોંચાડી દીધો. બૅરન ઘેર જ હતો. મકાનના પ્રથમ ખંડમાં એક જુવાન લશ્કરી પોશાકમાં સજ્જ થઇને બે બાનૂઓના સાથમાં ઊભો હતો. આ જુવાનની ડોક લાંબી ને પાતળી હતી, તેનો હૈડિયો ખૂબ આગળ પડતો હતો, અને તેની ગતિ અતિ ચપળ હતી.

'જી, આપનું નામ ?' બાનૂઓ પાસેથી ખસી અતિશય લલિત ને ત્વરિત ગતિએ આગળ આવી આ જુવાને નેખ્લ્યુડોફને પૂછ્યું.

નેખ્લ્યુડોફે પોતાનું નામ જણાવ્યું.

બૅરન સાહેબે આપની વાત કરી છે. એક ઘડી વાર ઊભા રહેજો જરા,' એમ બોલી આ જુવાન માણસ અંદરને બારણેથી બહાર ગયો. આ જુવાન માણસ બૅરનનો કારભારી હતો. થોડી વારમાં તે સોગામું પહેરેલી એક રડતી બાનૂને સાથે લઇ પાછો આવ્યો. પોતાનાં આંસુ છુપાવવા માટે આ બાનૂ પોતાનો ગૂંચવાઇ ગએલો બુરખો પોતાની પાતળી આંગળીઓ વડે ખેંચી મોં પર ઢાંકી દેવા મથતી હતી.

'પધારો,' પ્રવૃત્તિખંડના દ્વાર પાસે ચપળતાથી જઇ તથા તે દ્વાર પકડીને ખુલ્લું રાખી આ જુવાને નેખ્લ્યુડોફને કહ્યું. નેખ્લ્યુડોફ અંદર દાખલ થયો એટલે એણે પોતાની સામે એક લઠ્ઠ પુરુષને પ્રસન્ન મુખમુદ્રા ધારણ કરી બેઠેલો દીઠો. તેનું કદ મધ્યમ હતું, વાળ ટૂંકા હતા, અને ટેબલ સામેની આરામખુરસીમાં તે ફ્રોકકોટ પહેરીને બેઠો હતો.

દાઢી, મૂછ, ને માથાના ધોળા વાળથી તેનો લાલઘૂમ ગુલાબી ચહેરો એકદમ જુદો તરી આવી જોનારનું લક્ષ ખેંચતો હતો.

નેખ્લ્યુડોફ આવ્યો એટલે તેનો આ માયાળુ ચહેરો સ્નેહસૂચક સ્મિત કરી એના ભણી વળ્યો.

'તમને જોઇને બહુ આનંદ થયો, તમારાં માતુશ્રી સાથે તો મારે જૂની પિછાન ને મૈત્રી હતી. તમે બાળક હતા તે વખતે મેં તમને દીઠેલા, ને પછી પાછા લશ્કરી અમલદાર તરીકે પણ દીઠેલા. બેસો, ને મારે તમારું શું કામ કરવાનું છે એ જણાવો....હા, બરાબર,' નેખ્લ્યુડોફ થીઓડોસિયાની વાત કહેવા લાગ્યો એટલે પોતાનું વાળ કપાવેલું સફેદ માથું હલાવતાં હલાવતાં તેણે કહ્યું, 'ચલાવો, ચલાવો આગળ તમારી વાત. બરાબર સમજું છું હું. ખરેખર, એ હૃદયદ્રાવક વાત છે. હં, ને તમે અરજી આપી દીધી?'

'મેં અરજી તૈયાર રાખી છે,' ગજવામાંથી અરજી કાઢતાં કાઢતાં નેખ્લ્યુડોફે કહ્યું, 'પણ પહેલાં આપને વાત કરી હોય તો આ કેસમાં ખાસ લક્ષ અપાય એમ ધારી હજુ મેં આપી નથી.'

'તમે યોગ્ય જ કર્યું છે. જરૂર, હું પોતેજ તે રજૂ કરીશ.' પોતાના ખુશમિજાજી મુખ પર દયાનો દેખાવ ધારણ કરવાનો અફળ યત્ન કરતાં બૅરને કહ્યું. 'ભારે હૃદયદ્રાવક! ચોખ્ખી વાત છે કે એ વખતે તે સાવ અણસમજણી બાળકી હતી; એટલે તેના ધણીએ તેના તરફ સખ્તાઇ કરી તેથી તેને એના તરફ અણગમો ઊપજેલો; પણ પછી વખત જતાં તેઓ બન્ને પરસ્પર પ્રેમમાં પડેલાં. જરૂર, હું આ કેસ રજૂ કરીશ.'

'કાઉન્ટ ઇવાન મિખેયાલચ પણ એ વિશે બોલવાના છે.'

આ બોલ નેખ્લ્યુડોફના મોંમાંથી નીકળ્યા કે તરત બૅરનનો ચહેરો બદલાઈ ગયો.

'એ કરતાં તો અરજી તમે ઑફિસમાં આપો એ જ એકંદરે વધારે સારું લાગે છે; હું મારાથી બનતું કરીશ,' તેણે કહ્યું.

આ પળે પેલો જુવાન કારભારી પોતાની લલિત ચાલ દેખાડતો ફરી અંદર આવ્યો.

'થોડા વધુ બોલ કહેવાની પોતાને પરવાનગી મળી શકશે કે કેમ, એમ એ બાનૂ પૂછે છે.'

'ઠીક, એને અંદર બોલાવો...અરે પ્રિય મિત્ર, અમારે કેટલાં બધાં આંસુ પડતાં જોવાં પડે છે! એ બધાં અમે સૂકવી શકીએ તો તો કેવું સારું! સૂકવવા બનતું બધું કરવું; બીજું શું થાય?'

એ બાનૂ અંદર આવી.

'હું આપને કહેવું ભૂલી ગઈ કે એની દીકરીને તજી દેવાની તો એને પરવાનગી ન જ આપવી; કેમકે એ તો...'

'મેં તમને પહેલેથી જ કહ્યું નહિ કે મારાથી બનતું બધું હું કરીશ?'

'બૅરન સાહેબ! ભગવાનને ખાતર આટલું કરજો! તો તમે એક માતાનો જીવ ઉગારશો.'

બાઈએ તેનો હાથ પકડી ચૂમવા માંડ્યો.

'બનતું બધું થશે.'

એ બાઈ બહાર ગઈ એટલે નેખ્લ્યુડૉફે પણ રજા લેવા માંડી.

'અમારાથી બનતું કરીશું. ન્યાયખાતાના મંત્રીમંડળ આગળ એ વિશે હું વાત કરીશ, અને એમના તરફથી ઉત્તર મળશે એટલે અમારાથી બનતું કરીશું.'

નેખ્લ્યુડૉફ આ પ્રવૃત્તિખંડમાંથી નીકળી ફરી પાછો ઑફિસમાં ગયો. સેનેટની ઑફિસ પેઠે અહીં પણ એક સુંદર ખંડમાં એણે અનેક સુઘડ ફાંકડા અમલદારોને બેઠેલા દીઠા—આ સઘળા અમલદારો સ્વચ્છ, સભ્ય, ને રજ પણ ખોડખાંપણ વિનાના દેખાવવાળા હતા અને એમના વેશ તથા વાણીની વિશિષ્ટતાથી તેઓ એકદમ જુદા તરી આવતા હતા.

'અહીં આવા કેટલા બધા માણસો ભરાયા છે; સંખ્યાએ કેવડી મોટી ને વળી સૌ કેવા ખાધેલપીધેલ ને હૃષ્ટપુષ્ટ! એ સૌના હાથ કેવા સાફ છે, એમનાં કપડાં કેવાં સ્વચ્છ છે. ને એમના બધાના બૂટ પણ પૉલિશ કરીને કેવા સરસ ચકચકતા કરેલા છે! આ બધું કામ એમને કોણ કરી આપે છે? કેદીઓની જ નહિ પણ ખેડૂતોની પણ સાથે સરખાવીએ તો આ સઘળા કેવા સુખચેનમાં સમય ગાળી રહ્યા છે!' આવા વિચારો ફરી વળી નેખ્લ્યુડોફના ચિત્તમાં અનાયાસે આપોઆપ ઊભરાવા લાગ્યા.

## પ્રકરણ ઓગણીસમું

**પીટર્સબર્ગના** કેદીઓનું દુર્ભાગ્ય કંઇક કમી કરી એમને કંઇક રાહત આપવાનો આધાર એક નામાંકિત સરદાર પર રહેલો હતો. તે સરદાર જર્મન જાતિનો એક બેરન હતો, અને લોકોના કહેવા મુજબ 'સાઠી બુદ્ધિ નાઠી' એ કહેવત એના સંબંધમાં ક્યારની સાચી પડવા માંડી હતી. તેને પારવિનાના માનચાંદ મળ્યા હતા, પણ એ બધામાંથી તે ફક્ત 'ઑર્ડર ઑફ ધ વ્હાઇટ ક્રૉસ'જ ધારણ કરતો હતો. આ ઑર્ડર તેને કૉકેસસમાં કરેલી નોકરી દરમિયાન, માથાના વાળ કપાવી, લશ્કરી પોશાક પહેરી ને બંદૂક તથા સંગીનથી સજ્જ થઇને રશિયન ખેડૂતોની એક જબરી ફોજે તેના હુકમને આધીન થઇ પોતાનું સ્વાતંત્ર્ય, પોતાનાં ઘરબાર, ને પોતાના કુટુંબકબીલાનું રક્ષણ કરવા માટે ઝૂઝતા હજાર કરતાં વધુ માણસોની કતલ કરી નાખેલી એ બદલ મળ્યો હતો. તે પછી તેણે પોલાન્ડમાં નોકરી

આ પળે પેલો જુવાન કારભારી પોતાની લલિત ચાલ દેખાડતો ફરી અંદર આવ્યો.

'થોડા વધુ બોલ કહેવાની પોતાને પરવાનગી મળી શકશે કે કેમ, એમ એ બાનૂ પૂછે છે.'

'ઠીક, એને અંદર બોલાવો...અરે પ્રિય મિત્ર, અમારે કેટલાં બધાં આંસુ પડતાં જોવાં પડે છે! એ બધાં અમે સૂકવી શકીએ તો તો કેવું સારું! સૂકવવા બનતું બધું કરવું; બીજું શું થાય?'

એ બાનૂ અંદર આવી.

'હું આપને કહેવું ભૂલી ગઈ કે એની દીકરીને તજી દેવાની તો એને પરવાનગી ન જ આપવી; કેમકે એ તો...'

'મેં તમને પહેલેથી જ કહ્યું નહિ કે મારાથી બનતું બધું હું કરીશ?'

'બેરન સાહેબ! ભગવાનને ખાતર આટલું કરજો! તો તમે એક માતાનો જીવ ઉગારશો.'

બાઈએ તેનો હાથ પકડી ચૂમવા માંડ્યો.

'બનતું બધું થશે.'

એ બાઈ બહાર ગઇ એટલે નેખ્લ્યુડોફે પણ રજા લેવા માંડી.

'અમારાથી બનતું કરીશું. ન્યાયખાતાના મંત્રીમંડળ આગળ એ વિશે હું વાત કરીશ, અને એમના તરફથી ઉત્તર મળશે એટલે અમારાથી બનતું કરીશું.'

નેખ્લ્યુડોફ આ પ્રવૃત્તિખંડમાંથી નીકળી ફરી પાછો ઑફિસમાં ગયો. સેનેટની ઑફિસ પેઠે અહીં પણ એક સુંદર ખંડમાં એણે અનેક સુઘડ ફાંકડા અમલદારોને બેઠેલા દીઠા—આ સઘળા અમલદારો સ્વચ્છ, સભ્ય, ને રજ પણ ખોડખાંપણ વિનાના દેખાવવાળા હતા અને એમના વેશ તથા વાણીની વિશિષ્ટતાથી તેઓ એકદમ જુદા તરી આવતા હતા.

'અહીં આવા કેટલા બધા માણસો ભરાયા છે; સંખ્યાએ કેવડી મોટી ને વળી સૌ કેવા ખાધેલપીધેલ ને હૃષ્ટપુષ્ટ! એ સૌના હાથ કેવા સાફ છે, એમનાં કપડાં કેવાં સ્વચ્છ છે ને એમના બધાના બૂટ પણ પૉલિશ કરીને કેવા સરસ ચકચકતા કરેલા છે! આ બધું કામ એમને કોણ કરી આપે છે? કેદીઓની જ નહિ પણ ખેડૂતોની પણ સાથે સરખાવીએ તો આ સઘળા કેવા સુખચેનમાં સમય ગાળી રહ્યા છે!' આવા વિચારો ફરી વળી નેખ્લ્યુડૉફના ચિત્તમાં અનાયાસે આપોઆપ ઊભરાવા લાગ્યા.

## પ્રકરણ ઓગણીસમું

**પીટર્સબર્ગના** કેદીઓનું દુર્ભાગ્ય કંઇક કમી કરી એમને કંઇક રાહત આપવાનો આધાર એક નામાંકિત સરદાર પર રહેલો હતો. તે સરદાર જર્મન જાતિનો એક બૅરન હતો, અને લોકોના કહેવા મુજબ 'સાઠીં બુદ્ધિ નાઠી' એ કહેવત એના સંબંધમાં ક્યારની સાચી પડવા માંડી હતી. તેને પારવિનાના માનચાંદ મળ્યા હતા, પણ એ બધામાંથી તે ફક્ત 'ઑર્ડર ઑફ ધ વ્હાઇટ ક્રૉસ'જ ધારણ કરતો હતો. આ ઑર્ડર તેને કૉકેસસમાં કરેલી નોકરી દરમિયાન, માથાના વાળ કપાવી, લશ્કરી પોશાક પહેરી ને બંદૂક તથા સંગીનથી સજ્જ થઇને રશિયન ખેડૂતોની એક જબરી ફોજે તેના હુકમને આધીન થઇ પોતાનું સ્વાતંત્ર્ય, પોતાનાં ઘરબાર, ને પોતાના કુટુંબકબીલાનું રક્ષણ કરવા માટે ઝૂઝતા હજાર કરતાં વધુ માણસોની કતલ કરી નાખેલી એ બદલ મળ્યો હતો. તે પછી તેણે પોલાન્ડમાં નોકરી

કરેલી, અને ત્યાં પણ રશિયન ખેડૂતો પાસે તેણે ઘણાં ઘોર કૃત્યો કરાવેલાં, અને એ દ્વારા વિશેષ વિશેષ ઇલકાબો તેણે મેળવેલા. પછી તેણે બીજે ક્યાંક નોકરી કરેલી, અને હવે બુઝર્ગ બનવાથી તેનામાં તાકાત રહેલી નહિ હોવાથી અત્યારે તે આ સ્થાન સાચવી રહ્યો હતો, અને આ સ્થાનને લીધે તેને સરસ નિવાસસ્થાન, સારી કમાણી, તથા માનમરતબો મળતાં હતાં. 'ઉપરથી' લખાઈ આવતા સઘળા નિયમોને તે કાળજીપૂર્વક અક્ષરશઃ વળગી રહેતો હતો, અને એ નિયમોનો બરાબર અમલ કરવા તે અતીવ આતુર રહેતો; કેમકે તે માનતો હતો કે દુનિયામાં બીજી બધી બાબતોમાં ફેરફાર થઈ શકે પણ 'ઉપરથી' લખાઇ આવેલા નિયમોમાં તો કદી કશો ફેરફાર થઈ જ ન શકે, અને આવી માન્યતાને કારણે આ બધા નિયમોને તે અત્યંત મહત્ત્વના ગણતો હતો. રાજદ્વારી કેદીઓ—સ્ત્રી તેમ પુરુષ ઉભય વર્ગના કેદીઓ—ને એકાન્ત કારાવાસમાં ગોંધી રાખવાં, અને તે એવી રીતે ગોંધી રાખવાં કે એમાંથી કેટલાકનું કાળજું ખસી જાય તેથી, કેટલાક ક્ષયરોગથી મરી જાય તેથી, તો કેટલાક વળી ભૂખમરો વેઠીને, કે કાચના કકડાથી પોતાની નસો કાપી નાખીને, કે ગળે ફાંસો ખાઇને, કે સળગી જઈ આપઘાત કરે તેથી દસ વરસના ગાળામાં અડધો અડધ સંખ્યા સ્વધામ પહોંચી જાય એવી રીતે એમને ગોંધી રાખવા એ તેનું કામ હતું.

આ વૃદ્ધ સરદાર આ વાતથી કંઈ અજાણ્યો નહોતો, કેમકે આવા મૃત્યુપ્રસંગો બધા તેની પોતાની નજર આગળ બનતા; પણ વીજળી પડવાથી કે રેલ આવવાથી કે એવા કોઈ અકસ્માતોથી થએલાં મોતની પેઠે આવાં મોતની વાત પણ હવે તેના અંતરમાં જરાએ અરેરાટી ઉત્પન્ન કરી શકતી નહોતી. કેમકે આ બધી

વસ્તુઓ તો શાહી પ્રધાનમંડળે 'ઉપરથી' ફરમાવેલા નિયમોનો અમલ કરવાને પરિણામે નીપજતી હતી. અને આ નિયમો પાળ્યા વિના તો કોઈ રીતે છૂટકો જ નહોતો, એટલે એ નિયમોના અમલનાં પરિણામોનો વિચાર કરવામાં કંઈ અર્થ રહેલો નહોતો. અને આ વૃદ્ધ સરદાર તો આવી બાબતોનો વિચાર સરખો પોતાના ચિત્તમાં આવવા દેતો નહોતો; કેમકે પોતાને અત્યંત મહત્ત્વની લાગતી હતી એવી ફરજોના પાલનમાં એવા વિચારને લીધે પોતાનામાં કંઈક નિર્બળતા કે ઢીલાશ આવી જાય એવી તેને દહેશત હતી અને તેથી એવી વાતનો વિચાર જ ન કરવો એ તેને સૈનિક તરીકે પણ પોતાનું દેશાભિમાનપ્રેરિત કર્તવ્ય લાગતું હતું. આ વૃદ્ધ સરદાર અઠવાડિયે એક વાર કારાવાસનાં ભોંયરાંની મુલાકાતે નીકળતો–તેના હોદ્દાની રૂએ જ તેને આ ફરજ બજાવવાની હતી—અને તે વખતે કંઈ વિનંતિ કે માગણી કરવાની હોય તો કરવા તે કેદીઓને કહેતો. હવે, કેદીઓને તો હજાર જાતની માગણીઓ કરવાની નીકળતી. આ બધી માગણીઓ તે અભેદ્ય મૌન જાળવીને શાન્તિથી સાંભળતો, પણ એમાંની એક પણ માગણી કદી પણ તે પૂરી પાડતો નહિ, કેમકે એ બધી માગણીઓ નિયમ વિરુદ્ધ હતી.

**નેખ્લ્યુડોફ**ની ગાડી આ વૃદ્ધ સરદારના મકાન આગળ આવી પહોંચી તે જ વખતે બરાબર ટાવરની ઘડિયાળમાં 'પ્રભુમહિમા શો અપાર' એ ગીતના રણકારા વાગ્યા અને પછી એના ટકોરા થયા. આ રણકારા સાંભળીને, જન્મટીપ પામેલા કેદીઓના હૃદયમાં દર કલાકે કલાકે બજાવાતું આ મધુર સંગીત કેવા પ્રતિધ્વનિ જગાવે છે તેની વાત પોતે ડિસેમ્બ્રિસ્ટલોકોની * આપવીતીમાં વાંચેલી તે **નેખ્લ્યુડોફ**ને અત્યારે યાદ આવી.

* ૧૮૨૫ના ડિસેમ્બર માસમાં ઝાર નિકોલસ પહેલાના રાજ્યારોહણ પ્રસંગે લશ્કરી બંડ જગાવી રશિયામાંથી જુલમી એક-

આ વખતે આ વૃદ્ધ સરદાર બારીબારણાં બંધ કરી અંધકારમય બનાવી દીધેલા પોતાના દીવાનખાનામાં એક જડિત ટેબલ પાસે બેઠો હતો, અને એક જુવાન કલાકારની મદદથી કાગળના કકડા પર રકાબી ચલાવી રહ્યો હતો. આ જુવાન કલાકાર પોતાના હાથ નીચેના એક નોકરનો ભાઈ થતો હતો. આ કલાકારની પાતળી, ભીની, નિર્બળ આંગળીઓ વૃદ્ધ સરદારની કરચલી વળેલી અને અક્કડ સાંધાવાળી આંગળીઓ સાથે દબાએલી હતી, ને આ રીતે એકત્ર થએલા એ બન્ને જણાના હાથ, આખી બારાખડીના બધા અક્ષરો લખેલા એક કાગળ પર રકાબી સાથે ફરતા હતા. મરણ બાદ આત્માઓ એકબીજાને કેવી રીતે ઓળખી શકશે, એ બાબત સરદારે પ્રશ્ન પૂછેલા તેનો ઉત્તર આ રકાબી આપી રહી હતી.

નેખ્લ્યુડોફે પટાવાળા મારફત પોતાનું કાર્ડ મોકલ્યું એ વખતે આ રકાબી દ્વારા **જોન ઑફ આર્ક**નો આત્મા બોલી રહ્યો હતો. **જોન ઑફ આર્ક**ના આત્માએ એક પછી એક અક્ષર બતાવીને અત્યારસુધીમાં ' તેઓ એકબીજાને ઓળખવાના તે— ' એટલા શબ્દો ઉચ્ચાર્યા હતા અને એટલા શબ્દો લખી લેવામાં આવ્યા હતા. પટાવાળો જ્યારે કાર્ડ લઈને અંદર આવ્યો ત્યારે રકાબી 'ના' અને 'તે' એ અક્ષર આગળ થોભી હતી અને પછી આમતેમ ખેંચાવા લાગી હતી. આવી ખેંચતાણ થવાનું કારણ એ હતું કે સરદારનો મત એવો હતો કે હવે પછીનો અક્ષર ' વિ ' આવશે– તેનો મત એવો હતો કે **જોન ઑફ આર્ક**નો આત્મા એમ કહેવાનો કે આત્માઓ એકબીજાને ઓળખવાના તે 'વિશુદ્ધિ દ્વારા'–સંસારનો સઘળો મળ સાફ થઈ જાય ત્યાર પછી, કે એવું કંઇક કહેવાનો એમ તેની માન્યતા હતી; પણ આ માન્યતા પેલા કલાકારની

હસ્થુ સત્તા નાબૂદ કરવા પ્રયત્ન કરનારા ક્રાન્તિકારી લોકોનો સમુદાય 'ડિસેમ્બ્રિસ્ટ' નામે ઓળખાતો હતો.

માન્યતા કરતાં જુદી હતી, અને તેથી એ બન્નેની માન્યતા વચ્ચે વિરોધ ને અથડામણીનો પ્રસંગ ઊભો થયો હતો; કેમકે એ કલાકાર તો એમ માનતો હતો કે હવે પછીનો અક્ષર 'પ્ર' આવશે– એટલે કે આત્માઓ એકબીજાને ઓળખવાના તે એમના સૂક્ષ્મ શરીરમાંથી નીકળતા પ્રકાશ દ્વારા—એવી એની માન્યતા હતી. સરદાર પોતાનાં ધોળાં ભૂખરાં ભવાં ગંભીર રીતે સંકોચાવીને અને રકાબી પરના હાથને એકીટશે જોઇ રહીને બેઠો હતો, અને રકાબી પોતાની મેળે જ ચાલે છે એમ માનતો માનતો તેને તે 'વિ' અક્ષર ભણી ખેંચી રહ્યો હતો; ત્યારે ફીકા ચહેરા-વાળો પેલો જુવાન કલાકાર, પોતાના પારવા વાળને પાછલી બાજૂએ ઓળી કાનની પાછળ લઇ જઇ બેઠો હતો, અને પોતાની નિશ્ચેતન આસમાની આંખો વડે દીવાનખાનાના એક અંધારા ખૂણામાં નજર નાખી રહ્યો હતો, આવેશમાં પોતાના હોઠ હલાવી રહ્યો હતો, અને રકાબીને 'પ્ર' અક્ષર ભણી ખેંચી રહ્યો હતો.

પટાવાળાએ આવી આ પ્રવૃત્તિમાં ખલેલ પહોંચાડી એટલે સરદારે મોં કટાણું કર્યું, પણ પળવાર રહીને તેણે કાર્ડ હાથમાં લીધું, પોતાનાં સ્પ્રિંગવાળા ચશ્મા નાકે ચડાવ્યા, ને કમરે કષ્ટ થતું હતું છતાં અરુચિદર્શક ઊંકારો કરીને પોતાની અક્કડ આંગળીઓ ચોળતો ચોળતો તે ટટ્ટાર ઊભો થયો.

'એમને પ્રવૃત્તિખંડમાં બોલાવ.'

'આપસાહેબની પરવાનગી હોય તો હું એકલો આ પૂરું કરું,' ઊભા થઇને પેલા કલાકારે કહ્યું. 'એ આત્માનું સાન્નિધ્ય હું અનુભવી રહ્યો છું.'

'ભલે, એકલા પૂરું કરો,' સરદારે સખ્તાઇથી નિશ્ચયપૂર્વક કહ્યું. અને લાંબાં, દૃઢ, માપસર પગલાં ભરતો તે સત્વર પોતાના પ્રવૃત્તિખંડમાં પહોંચ્યો.

'તમને જોઈને બહુ આનંદ થયો,' રૂક્ષ અવાજે આવકાર આપીને તથા ટેબલની પડખેની આરામખુરશી બતાવીને સરદારે નેખ્લ્યુડોફને કહ્યું. 'પીટર્સબર્ગમાં આવ્યાને ઝાઝા દહાડા થયા?'

નેખ્લ્યુડોફે જવાબ આપ્યો કે પોતે તો હજુ હમણાં જ આવેલ છે.

'તમારાં માતુશ્રી મજામાં છે ને?'

'મારાં માતુશ્રી તો ગુજરી ગયાં.'

'માફ કરજો, હો, બહુ ખેદ થયો. મારો પુત્ર કહેતો હતો કે એ તમને મળેલો.'

સરદારનો પુત્ર બાપના જેવું જ જીવન પોતાને માટે રચી રહ્યો હતો. સંગ્રામશાળામાંથી તે પસાર થઈ ગયો હતો, અત્યારે તપાસકચેરીમાં નોકરી કરતો હતો, અને પોતાને કરવાનાં કામોમાં ભારે અભિમાન ધરાવતો હતો. સરકારી જાસૂસોનું તંત્ર તેને સંભાળવાનું હતું.

'તમારા પિતા ને હું સરકારી નોકરીમાં સાથે હતા. અમે બન્ને તો દોસ્તો–ગોઠિયા–હતા. ને તમે?—તમે પણ સરકારી નોકરીમાં જ છો ને?'

'ના, હું નથી.'

સરદારે અરુચિમાં માથું ધુણાવ્યું.

'સરદાર, મારે એક વિનંતિ કરવાની છે.'

'બહુ...જ આનંદ થયો. બોલો, મારા લાયક શું કામ છે?'

'મારી વિનંતિ અસ્થાને હોય, તો કૃપા કરીને માફ કરજો; પણ મારે તો એ વિનંતિ કર્યા વિના ચાલે તેમ નથી.'

'બોલો, શી વાત છે?'

'કિલ્લામાં એક ગુર્કેવિચ નામે માણસને કેદ કરેલો છે. એની મા એને મળવા માગે છે, અથવા મળવાનું ન બની શકે એમ હોય તો છેવટ પછી કેટલાંક પુસ્તકો મોકલવાની પરવાનગી માગે છે.'

નેખ્લ્યુડોફની વિનંતિ પ્રત્યે સરદારે રુચિ કે અરુચિ કશું દર્શાવ્યું નહિ. પણ જાણે આ વિનંતિ પર વિચાર ચલાવતો હોય એવી રીતે પોતાનું માથું એક બાજૂ નમાવીને તેણે આંખો મીંચી રાખી. પણ ખરી રીતે તો તે કશો વિચાર કરતો જ ન હતો, તેમ નેખ્લ્યુડોફે કરેલી વિનંતિમાં તેને કંઇ રસ પણ પડ્યો નહોતો, એ વિનંતિ અર્થહીન જ છે એમ તે વસ્તુતઃ માનતો હતો; કેમકે તે સારી રીતે સમજતો હતો કે આ વિનંતિનો ઉત્તર પોતે કાયદાને અનુસરીને જ આપવાનો છે, એટલે વિશેષ વિચાર કરવાપણું તેને એમાં હતું જ નહિ. એટલે અત્યારે તે કશો વિચાર નહોતો કરતો, પણ પોતાના ચિત્તને ફક્ત વિસામો જ આપી રહ્યો હતો.

'જુઓને' તેણે આખરે કહ્યું, 'આ મારી સત્તાની વાત નથી. મુલાકાતો માટે તો નામદાર શહેનશાહે મંજૂર કરેલો એવો એક ધારો જ છે, તે મુજબ અમલ થાય છે; અને પુસ્તકોની બાબતમાં તો, સૌને માફક આવે એવાં પુસ્તકોનું એક પુસ્તકાલય જ અમે રાખીએ છીએ, તેમાંથી એ લોકો કાયદા મુજબ છૂટ હોય એવાં પુસ્તકો મેળવી શકે એમ છે.'

'ખરું, પણ આ માણસને તો વૈજ્ઞાનિક પુસ્તકો જોઈએ છે; કેમકે એને તો રીતસર અભ્યાસ કરવો છે.'

'એ લોકોની વાતો તમારે સાચી માનવી જ નહિ,' સરદારે ઘૂરકીને કહ્યું અને પળવાર તે ચૂપ રહ્યો, 'એને અભ્યાસ કરવાની દાનત નથી; પણ જંપીને એનાથી બેસાતું નથી, એ જ કારણે એ આવાં પુસ્તકો માગે છે.'

'પણ ત્યારે બીજું શું કરે બીચારા ? આવી કપરી હાલતમાં કોઇ રીતે વખત તો કાઢવો જોઈએ ને એમને ?' નેખલ્યુડોફે કહ્યું.

'એ લોકોને તો સદાય બબડયા કરવાની ટેવ જ પડી છે,' સરદારે કહ્યું. 'અમે બરાબર ઓળખીએ છીએ એ બધાને.'

કેદીઓ એટલે જાણે ખાસ ખરાબ પ્રકારની એવી કોઇ વિશિષ્ટ માનવજાતિ હોય એવી રીતે બધાં કેદીઓને એક જ અસ્ત્રે મૂંડતો હોય એમ તેણે વાત કરવા માંડી.

'બહુ થોડી તુરંગોમાં મળે એવી સગવડો આ લોકોને અહીં મળે છે,' સરદાર કહ્યું. અને જાણે પોતાના શબ્દોની સચ્ચાઈ સિદ્ધ કરતો હોય ને પોતાની વાત વાજબી ઠરાવવા મથતો હોય એમ કેદીઓને મળતી સગવડો તે ગણાવવા લાગ્યો–કેમ જાણે ત્યાંના બંદીવાનોને સુખસગવડભર્યું ઘર પૂરુ પાડવાનો જ એ સંસ્થાનો ઉદ્દેશ ન હોય!

'સાચી વાત છે કે પહેલા એ લોકોની દશા કંઈક આકરી હતી, પણ હવે તો એમને અહીં બહુ સરસ રીતે રાખીએ છીએ,' તેણે કહ્યું. 'ભોજનમાં એમને ત્રણ ત્રણ વાનીઓ મળે છે, અને એ ત્રણમાં એક તો માંસની બનાવેલી વાની મળે છે. રવિવારે રવિવારે વળી એમને આ ઉપરાંત મિષ્ટાન્ન પણ મળે છે. હું તો ઈશ્વર પાસે એટલું જ માગું છું કે આ લોકોના જેવાં સુખસગવડ રશિયાના એકે એક આદમીને મળે.'

સઘળાં વૃદ્ધ માણસોની પેઠે આ સરદાર પણ એક વાર પોતાના જાણીતા વિષય પર વાત કરવા લાગે એટલે પછી ઊખળે જ એવી તેની ટેવ હતી. તે ટેવ મુજબ અત્યારે પણ તેણે બંદીવાનોની માગણીઓ કેવી ગેરવાજબી ને અર્થશૂન્ય છે અને તેઓ

કેવાં કદરહીણ છે, એના જાતજાતના પુરાવા એક પછી એક ગણાવવા માંડયા.

'અમે પુસ્તકાલય રાખ્યું છે. તેમાંથી એમને ધર્મવિષયની ચોપડીઓ તેમ જૂનાં માસિક આદિ પત્રો વાંચવા મળે છે. પણ એ લોકો ભાગ્યે જ કંઈ એ વાંચે છે. શરૂઆતમાં એમને રસ પડતો લાગે છે, પણ પછી તો નવાં પુસ્તકો આવે છે તેનાં પૂરાં પાનાં એ કોઈ ફાડતું નથી, ને જૂનાંનાં પૃષ્ઠ પણ કોઈએ ફેરવતું નથી. આમ ચોપડીઓ બધી અકબંધ પડી રહે છે. આ બાબતનો અમે રીતસર પ્રયોગ કરી જોએલો હો,' પૂરું સ્મિત નહિ પણ આછા સ્મિત જેવું કંઈક લાગે તેવું મુખ કરીને સરદારે કહ્યું. 'આ વાતની કસોટી કરવા ખાસ ઈરાદાપૂર્વક અમે પુસ્તકોનાં પાનાંમાં કાગળની ચબરખીઓ મૂકેલી, અને જેવી મૂકેલી તેવી ને તેવી જ રહેલી તે માલૂમ પડેલી. વળી અહીં લખવાની પણ કંઈ મનાઇ નથી,' તેણે આગળ કહેવા માંડયું 'એમને એક પથ્થરપાટી અને તેમાં લખવાનું વતરણું મળે છે, એટલે વખત ગાળવા તેઓ લખવું હોય તો તેમાં લખી શકે. એક વાર લખીને ભૂંસી નાખે, વળી ફરી લખી શકાય. પણ એ લોકો તો લખતાં પણ નથી. અરે, એ લોકો તો બહુ ટૂંક મુદતમાં સાવ શાન્ત બની જાય છે. શરૂઆતમાં એ લોકો ચંચળ દેખાય છે ખરાં, પણ પછી તો તેઓ વધીવધીને જાડાં પણ થાય છે અને સાવ શાન્ત બની જાય છે.' સરદાર સાહેબ આમ બોલતા હતા, પણ પોતાના આ શબ્દોમાં કેવો ભયંકર અર્થ રહેલો છે એનો તેમને ખ્યાલ સરખો આવ્યો નહિ.

નેખ્લ્યુડોફ આ ડોસાના ઘોઘરા બોલ સાંભળી રહ્યો અને તેનાં અક્કડ અંગો તરફ, સફેદ ભવાં નીચેની નિસ્તેજ આંખો તરફ, લશ્કરી ડગલાના કાંઠલા પર ટેકવેલા, સાફ હજામત કરાવેલા ને ઘડપણને લીધે ઢીલી પડી ગએલી ચામડીવાળા જડબા તરફ, ને

અસાધારણ ઘાતકીપણું દાખવી કરેલી ગંજાવર કતલને પરિણામે મળેલા અને તેના અભિમાનવિષય થઈ પડેલા એવા સફેદ ક્રોસ તરફ જોઈ રહ્યો, અને તેને ખાતરી થઇ કે આ ડોસાને ઉત્તર આપવામાં અથવા તો તેના પોતાના શબ્દોનો અર્થ તેને સમજાવી બતાવવામાં કશો સાર છે નહિ; એટલે એણે બીજી દિશામાં યત્ન કરી જોયો, ને પોતાને સવારે મળેલી બાતમી મુજબ બંદીવાન બાઈ શુસ્ટોવાને છોડી મૂકવાનો હુકમ આપી દેવામાં આવેલો, એટલે તેના સંબંધમાં પૂછપરછ કરી.

'શુસ્ટોવા–શુસ્ટોવા? એ બધાંનાં નામ મને તો યાદ પણ નથી રહેતાં, કેમકે પાર વિનાનાં છે બધાં.' જાણે પાર વિનાનાં આવ્યાં એ ખાતે એમને ઠપકો આપતો હોય એવી રીતે તે બોલ્યો. પછી તેણે ઘંટડી વગાડી, અને પોતાના મંત્રીને બોલાવવા કહ્યું. તે આવે એ દરમિયાન તેણે નેખ્લ્યુડોફને સરકારી નોકરીમાં દાખલ થવા સમજાવવા માંડ્યો ને કહ્યું કે અમીર કુટુંબના પ્રમાણિક પુરુષોની (પોતાને તે આવો જ પુરુષ ગણતો હતો,) ઝારને ખાસ જરૂર છે,–તેમ દેશને પણ ખાસ જરૂર છે. આ જુઓને, હું બુઝર્ગ બની ગયો છું, છતાં મારાથી બને એવી સેવા હજી આપી રહ્યો છું.'

આ સરદારનો મંત્રી આવ્યો. તેનું શરીર દૂબળું સુકાઇ ગએલું હતું; પણ આંખો બુદ્ધિતેજથી ચમકતી ને તરલ હતી. તેણે જણાવ્યું કે શુસ્ટોવાને કોઈક વિચિત્ર કિલ્લેબંધ સ્થળે કેદ કરવામાં આવી છે અને તેના સંબંધમાં પોતાને કશો હુકમ હજુ મળ્યો નથી.

'હુકમ મળશે એટલે તે ને તે જ દહાડે અમે તેને છોડી મૂકશું. એ લોકોને અહીં રાખવામાં અમારો કંઈ સ્વાર્થ નથી. એમની મુલાકાતોની પણ અમારે મન કંઇ એવી કિંમત નથી,' રમતિયાળ સ્મિત કરવાનો ફરી વળી યત્ન કરી સરદારે કહ્યું, પણ એ યત્નનું

પરિણામ એટલું જ આવ્યું કે તેની વૃદ્ધત્વથી અંકિત મુખમુદ્રા એથી ઊલટી વિશેષ વિરૂપ બની.

આ ભયંકર ડોસા ભણી ઘૃણા ને દયાની જે મિશ્ર લાગણીઓ પોતાને થઇ આવેલી તે કોઇ રીતે દેખાઇ ન આવે એની કાળજી રાખી નેખ્લ્યુડોફ તેની પાસેથી ઊભો થયો. તો સામી બાજૂએ આ ડોસાને પણ એમ થયું કે પોતાના જૂના દોસ્તનો પુત્ર અણસમજુ હોય ને ખોટી દિશામાં દોરાઈ ગયો હોય તોપણ પોતે એના તરફ ચક્ષુપડતી કડકાઇ ન બતાવવી ઘટે અને શિખામણના બે બોલ સંભળાવ્યા વિના એને જવા પણ ન દેવો ઘટે.

'આવજો ભાઇ; મેં કહ્યું એનો ઊંધો અર્થ લેશો નહિ કે એથી માઠું લગાડશો નહિ. તમારા પ્રત્યેનો મારો પ્રેમ જ મારી પાસે આમ બોલાવે છે. હું તમને કહું છું કે અહીં અમારી પાસે છે એવાં માણસોનો બહુ સંગ કરશો નહિ. એ લોકોમાં કોઈ નિર્દોષ નથી. આ બધાં માણસો સાવ નીતિશૂન્ય છે. અમે સૌને ઓળખીએ છીએ,' જરાએ શંકાને અવકાશ ન રહે એવા બે-ધડક સ્વરે તેણે કહ્યું.

અને તેને મન જરાએ શંકા હતી પણ નહિ; શંકા નહોતી એનું કારણ બાબત તે કહેતો હતો એવી જ હતી એ નહોતું, પણ બાબત જો તે કહેતો હતો એવી ન હોય તો તેને કબૂલ કરવું પડે એમ હતું કે પોતે, પોતે માની રહ્યો હતો તે પ્રમાણે પોતાના સદાચારો જીવનના શેષ દિવસો ગાળી રહેલો ઉદાત્ત વીરપુરુષ નહોતો, પણ પોતે તો, પોતાના અંતરના અવાજને—પોતાની સદસદ્‌બુદ્ધિના આદેશને—વેચી મારી જીવન ગુજારી રહેલો બદમાસ જ હતો.

'સૌથી સરસ વાત તો એ છે કે જઇને સરકારી નોકરીમાં દાખલ થઇ જાઓ,' તેણે આગળ કહ્યું; 'પ્રમાણિક પુરુષોની

ક્યારને જરૂર છે—તેમ દેશને પણ જરૂર છે. હાં, જુઓને, ધારો કે તમારી પેઠે હું ને બીજા બધા સરકારની સેવા કરવાની ના પાડીએ તો? તો પછી કોણ સેવા કરનારું રહેવાનું? આપણે બેઠા બેઠા આમ રાજ્યતંત્રમાં વાંક કાઢયા કરીએ છીએ, ને છતાં સરકારને મદદ કરવા તો નીકળતા જ નથી.'

ઊંડો નિઃશ્વાસ નાખી નેખ્લ્યુડોફે માથું નમાવી વંદન કર્યું, જાણે પાઠ કરી નાખતો હોય એવી રીતે સરદારે પોતાનો મોટો પાતળો હાથ લાંબો કર્યો તે એણે દાબ્યો, અને પછી તે ખંડમાંથી બહાર આવ્યો.

સરદારે અણગમામાં પોતાનું માથું ધુણાવ્યું અને દીવાનખાનામાં પેલો કલાકાર તેની રાહ જોતો બેઠો હતો તેની આગળ પોતાની કેડ ઘસતો ઘસતો ગયો. જોન ઑફ આર્કના આત્માએ આપેલો ઉત્તર તે કલાકારે ક્યારનો લખી લીધો હતો, એટલે સરદારે પોતાના ચાંપવાળા ચશ્મા ચડાવ્યા અને તે ઉત્તર વાંચ્યો: 'તેમના સૂક્ષ્મ શરીરમાંથી નીકળતા પ્રકાશને બળે તેઓ એકબીજાને ઓળખી કાઢશે.'

'આહા' સરદારે સંમતિપૂર્વક કહ્યું, અને પોતાની આંખો મીંચી દીધી. 'પણ સૌનો પ્રકાશ સરખો હોય, તો પછી એક-બીજાને શી રીતે ઓળખી શકે?' તેણે પ્રશ્ન કર્યો, અને એ કલાકારની સાથે ફરી તેણે પોતાની આંગળીઓ રકાબી પર મૂકી.

ગાડીવાન નેખ્લ્યુડોફને ગાડીમાં બેસાડી દરવાજા બહાર લઈ ગયો.

'સાહેબ, અહીં તો બધું ગમગીન લાગે છે,' નેખ્લ્યુડોફ ભણી વળીને તેણે કહ્યું. 'મને તો આપની રાહ જોયા વિના ખાલી ગાડી લઇને અહીંથી ચાલ્યા જવાનું મન થયું'તું.'

નેખ્લ્યુડોફે તેની વાતમાં હા ભણી; 'હા, ખરું. ગમગીન લાગે છે.' આમ કહી એણે ઊંડો દમ લીધો અને આકાશમાં ભૂખરાં વાદળાં ચાલી રહ્યાં હતાં તે વાદળાં તથા નેવામાં તરતી હોડીઓ તેમ જ સ્ટીમરોને લીધે થએલાં મોજાં એ છૂટકારની લાગણીથી જોઇ રહ્યો.

## પ્રકરણ વીસમું

જે દિવસે માસ્લોવાનો મુકદ્દમો સેનેટમાં ચર્ચાવાનો હતો, એટલે નેખ્લ્યુડોફ ને એડવોકેટ સેનેટગૃહના ભવ્ય દરવાજા આગળ મળ્યા. આ દરવાજા આગળ કેટલીક ગાડીઓ રાહ જોતી ઊભી હતી. ફેનારિનને આ સ્થળની રજેરજ બાતમી હતી, એટલે અહીંનો આલેશાન ભભકાદાર દાદર ચડીને પહેલે માળ આવી તે ડાબી બાજૂ વળ્યો, અને ધારાશાસ્ત્ર દાખલ થયાની તારીખ મથાળે લખેલી એવા દ્વારમાં થઇને તે અંદર પેઠો.

એક સાંકડી કોટડીમાં પોતાનો ઓવરકોટ ઉતાર્યા પછી એક નોકરને પૂછપરછ કરી તેણે બાતમી મેળવી કે સઘળા સેનેટસભ્યો હાજર થઈ ગયા છે, ને તેમાંથી છેલ્લો તો હજુ હમણાં જ આવ્યો છે. સફેદ ખમીસ પર સફેદ ટાઈ લગાવી, કોટ પહેરી, તથા હોઠ પર આત્મશ્રદ્ધાસૂચક સ્મિત રાખી ફેનારિન પછી બાજૂના ખંડમાં ગયો. આ ખંડમાં જમણા હાથ ભણી એક કબાટ ને ટેબલ હતાં, અને ડાબા હાથ ભણી ચક્રાકાર સીડી હતી. આ સીડી ઉપરથી બગલમાં કાગળોનું તાસ્દાન દબાવીને લશ્કરી પોશાક પહેરેલો એક ફાંકડો અધિકારી નીચે ઊતરતો હતો. આ ખંડમાં લાંબા સફેદ

વાળ ને વડીલજન જેવા દેખાવથી સૌનું ધ્યાન ખેંચતો એક વૃદ્ધ પુરુષ બેઠો હતો. તેણે ટૂંકો કોટ ને ભૂખરું પાટલૂન પહેર્યું હતું. તેની બાજૂમાં બે અનુચરો અદબસર ઊભા હતા. પછી સફેદ વાળવાળો આ વૃદ્ધ પુરુષ કબાટમાં પેઠો અને તેનાં દ્વાર વાસી દીધાં.

ફ્રેનારિને અહીં પોતાના જેવા એક બીજા એડવોકેટને દેખ્યો. તેણે પણ પોતાના જેવો જ પોશાક—સફેદ ટાઈ ને કોટ—પહેર્યો હતો. તેને દેખી તે ઉત્સાહપૂર્વક તેની સાથે વાતો કરવા લાગ્યો. દરમિયાન **નેખ્લ્યુડોફ** ખંડની અંદરની વ્યક્તિઓનું નિરીક્ષણ કરી રહ્યો હતો. બહારનાં માણસોમાં પંદર જણ હતાં. તેમાં બે બાઈઓ હતી—એક જુવાન હતી તેણે ચાંપવાળા ચશ્મા પહેર્યા હતા અને બીજી વૃદ્ધ હતી તેના વાળ સફેદ બની ગયા હતા.

તે દિવસે આબરૂનુકસાનીના એક દાવાની સુનાવણી થઇ રહી હતી, એટલે હંમેશ કરતાં બહારનાં માણસોની સંખ્યા તે દિવસે મોટી હતી. આ બધાં માણસો મુખ્યત્વે કરીને પત્રકાર-વર્ગનાં હતાં.

અદાલતનો ચોપદાર—લાલઘૂમ ગાલવાળો ને સુંદર સરકારી પોશાકમાં સજ્જ થએલો એક ફૂટડો જુવાન—હાથમાં કાગળ લઇને ફ્રેનારિન પાસે આવ્યો અને તેને ત્યાં શું કામ છે એવો સવાલ પૂછ્યો. જવાબમાં એડવોકેટે તેને જણાવ્યું કે પોતાને **માસ્લોવા**ના મુકદ્દમા સંબંધમાં કામ છે એટલે તેણે કાંઈક નોંધી લીધું અને પછી તે ચાલ્યો ગયો. પછી પેલા કબાટનું બારણું ખૂલ્યું ને અંદરથી વડીલજનોચિત દેખાવવાળો પેલો વૃદ્ધ પુરુષ બહાર નીકળ્યો. પણ અત્યારે તેણે પેલો ટૂંકો કોટ પહેર્યો નહોતો; અત્યારે તો તેની છાતી પર ધાતુનાં પતરાં ચકચકતાં હતાં અને તેણે કસબી પોશાક પહેર્યો હતો. આ નવા વેશમાં તે પક્ષી જેવો લાગતો હતો.

આ રમૂજી વેશથી એ વૃદ્ધ પુરુષ પોતે પણ અસ્વસ્થ થએલો લાગતો હતો, એટલે પોતાની સામાન્ય ટેવ કરતાં વિશેષ ત્વરિત પગલે ચાલીને તે એકદમ દરવાજાની સામેના બારણેથી બહાર જતો રહ્યો.

'એમનું નામ બે. બહુ મજાના છે એ,' ફ્રેનારિને નેખ્લ્યુડૉફને કહ્યું, અને પછી પોતાના ધંધાભાઇને એની પિછાન કરાવી. હવે જે મુકદ્દમાની સુનાવણી થવાની હતી તેની માહિતી એને આપી, કેમકે આ મુકદ્દમો તેને અત્યંત રસિક લાગતો હતો.

આ મુકદ્દમાની સુનાવણી શરૂ થઇ, એટલે નેખ્લ્યુડૉફ અને અન્ય સર્વ શ્રોતાઓ ડાબી બાજૂ જઇ સેનેટખંડમાં દાખલ થયાં. ફ્રેનારિન સમેત તે સૌ કઠેરા પાછળ બેઠાં. ફક્ત પીટર્સબર્ગનો પેલો એડવોકેટ જ કઠેરાની આગળના ભાગમાં મૂકેલા એક મેજ આગળ ગયો.

આ સેનેટખંડ પેલી ફોજદારી અદાલત જેવડો મોટો નહોતો, અને તેની અંદરનું રાચરચીલું પણ ત્યાંના કરતું સાદું હતું, જોકે સેનેટ સમક્ષ મૂકેલા ટેબલ પર તો ત્યાંની જેમ લીલું સૂતરાઉ કપડું નહોતું નાખેલું, પણ તેના કરતાં કિંમતી એવું કસબી મખમલનું લાલ કપડું નાખેલું હતું. પણ સઘળાં ઇન્સાફ સ્થાનોની સામાન્ય સામગ્રી તો અહીં પણ હાજર હતી. ઇન્સાફનો આયનો, દંભના પ્રતીકરૂપ ક્રાઇસ્ટની મૂર્તિ, અને ગુલામીના પ્રતીકરૂપ શહેનશાહની તસવીર—એ બધું તો આ નાનકડા સેનેટખંડમાં પણ મોજૂદ હતું.

રાબેતા મુજબની દબદબાભરેલી રીતે ચોપદારે નેકી પોકારી કે 'અદાલતના અમલદારસાહેબો પધારે છે.' આ નેકી સાંભળીને રિવાજ મુજબ સૌ ઊભાં થયાં, અને સરકારી પોશાક પહેરીને સેનેટસભ્યો દાખલ થયા. આવીને તેઓ ટેબલને અઢેલી ફોજદારી

અદાલતના પેલા ન્યાયાધિકારીઓની પેઠે સ્વસ્થ સ્વાભાવિક દેખાવાનો યત્ન કરતાં ઊંચી પીઠવાળી ખુરસી પર બેઠા. સેનેટસભ્યોમાં ચાર જણ હાજર હતા. આમાં એક નિકિટિન હતો. તે મુખ્યાધિકારી-પદે હતો. તેનો ચહેરો દૂબળો હતો, દાઢીમૂછ બોડેલાં હતાં, અને તેની આંખોમાં વજ્રના જેવી સખ્તાઈ હતી. બીજો વુલ્ફ હતો. તેણે પોતાના હોઠ અર્થસૂચક રીતે બીડી રાખ્યા હતા, અને પોતાના નાના ગૌર હાથે તે કામનાં કાગળિયાં ઊથલાવી રહ્યો હતો. ત્રીજો સ્કોવોરોડ્નિકોફ હતો. તેને મોઢે શીળીનાં ચાઠાં હતાં, અને શરીર ચરબીથી ભરેલું વજનદાર હતું. તે જાણીતો વિદ્વાન કાયદાશાસ્ત્રી હતો. અને ચોથો પેલો વડીલજનોચિત દેખાવવાળો ને સૌથી છેલ્લે આવેલો બે હતો.

સેનેટસભ્યોની સાથે સાથે જ મુખ્ય મંત્રી ને સરકારી વકીલ પણ આવ્યા. આ સરકારી વકીલ એક દૂબળો જુવાન પુરુષ હતો. તેનું કાઠું બહુ ઊંચું નહિ તેમ બહુ નીચું નહિ એવું મધ્યમ પ્રકારનું હતું, શરીર સુકલકડી હતું, વાન શામળો હતો, અને આંખો કાળી ને ગમગીન હતી. તેણે દાઢીમૂછ બોડાવી નાખ્યાં હતાં. અત્યારે જોકે તેણે વિચિત્ર પ્રકારનો સરકારી પોશાક પહેર્યો હતો, અને જોકે પોતે તેને છ વરસથી દેખ્યો નહોતો, છતાં નેખ્લ્યુડોફે તેને તરત ઓળખી કાઢ્યો; કેમકે વિદ્યાર્થીદશામાં તે નેખ્લ્યુડોફનો પરમ મિત્ર હતો.

'કોણ, સરકારી વકીલ સેલેનિન ?' એડવોકેટ ભણી વળી નેખ્લ્યુડોફે પૂછ્યું.

'હા, કાં ?'

'મારે એની સાથે સારી પિછાન છે. સરસ આદમી છે એ.'

'ને સરકારી વકીલ તરીકે પણ એ સરસ માણસ છે, પાકો

વ્યવહારકુશળ માણસ છે. ત્યારે, તમારે એને આ મુકદ્દમામાં રસ લેતો કરવો જોઈતો હતો.'

'ફિકર નહિ, રસ લેતો નથી કર્યો છતાં એ પોતાના અંતરના અવાજને અનુસરીને જ કામ કરશે,' સેલેનિન ને પોતાની વચ્ચેનો ગાઢ સંબંધ, જૂની દોસ્તી, તેમ પોતાના એ મિત્રના ચારિત્ર્યવિશુદ્ધિ, પ્રમાણિકતા ને સુશીલતા આદિ આકર્ષક ગુણો યાદ આવતાં નેખ્લ્યુડોફે કહ્યું.

'ખરું, આમે તે હવે તો એ બધું કરવાનો વખત વીતી ગયો છે,' મુકદ્દમો શરૂ થઈ ચૂક્યો હતો તે સાંભળવામાં લીન થએલા ફેનારિને ધીમેથી કહ્યું.

આ મુકદ્દમાની વીગત એવી હતી કે જિલ્લા અદાલતે અમુક નિર્ણય આપેલો તેની સામે અપીલ કરતાં અપીલકોર્ટે તે નિર્ણયને બહાલી આપેલી. આથી તે કોર્ટે આપેલા ચુકાદા સામે અહીં સેનેટમાં વળી ફરી અપીલ કરી હતી.

અદાલતમાં ચાલી રહેલું કામકાજ નેખ્લ્યુડોફ લક્ષ આપીને સાંભળવા લાગ્યો તેમ તેનો અર્થ સમજવા યત્ન કરવા લાગ્યો; પણ તે દિવસે ફોજદારી અદાલતમાં નડેલી તે જ મુશ્કેલી એને અત્યારે અહીં પણ નડી, અને તે એ કે આ કામમાં જે સ્પષ્ટ રીતે મુખ્ય મુદ્દાની વાત હતી તે પડતી મૂકીને અવાંતર મુદ્દાઓ વિશે આ લોકો ચૂંથણાં ચૂંથી રહ્યા હતા. બાબત એમ હતી કે લિમિટેડ કંપનીના એક ડિરેક્ટરે રચેલી પ્રપંચજાળ એક વર્તમાનપત્રે ઉઘાડી પાડી હતી, એટલે એ વર્તમાનપત્ર પર આ કેસ ચાલતો હતો. હવે, આ સંબંધમાં કોઇ પણ જોઈ શકે એમ હતું કે મહત્ત્વની વાત ફક્ત એટલી જ હતી કે એ કંપનીનો ડિરેક્ટર ખરેખર પોતા પર મુકાએલા વિશ્વાસનો દુરુપયોગ કરતો હતો કે નહિ, અને જો કરતો હોય તો તેને તેમ કરતાં અટકાવવો એ જ ખરી

મહત્ત્વની વાત હતી. પણ અહીં જે મુદ્દાઓનો વિચાર થઈ રહ્યો હતો તે તો એ હતા કે આ પ્રકારનું લખાણ પ્રકટ કરવાનો એ વર્તમાનપત્રના તંત્રીને અધિકાર હતો કે કેમ, અને એ લખાણ પ્રકટ કરતાં તેણે જે ગુનો કરેલો તેને કેવળ ફૂથલીનો ગુનેગાર ગણવો કે આબરૂનુકસાનીનો ગુનો ગણવો, ને ફૂથલીના ગુનાનો આબરૂનુકસાનીમાં સમાવેશ કરી શકાય અથવા આબરૂનુકસાનીના ગુનાનો ફૂથલીમાં સમાવેશ કરી શકાય તો તે કઈ રીતે, આવા આવા બિનજરૂરી મુદ્દાઓનો વિચાર અહીં થઇ રહ્યો હતો તથા કોઇક સરકારી ખાતાએ પસાર કરેલા જાતજાતના ઠરાવો અને ધારાઓની સામાન્ય માણસોને ગમ ન પડે એવી કશીક બાબતોનો અહીં તો વિચાર થઇ રહ્યો હતો.

નેખ્લ્યુડોફને અહીં સ્પષ્ટ સમજાઈ તે તો બે જ વાતઃ તેમાં પહેલી એ કે આગલે દિવસે વુલ્ફે ખૂબ ભાર મૂકીને કહેલું કે સેનેટ કંઈ કોઇ મુકદ્દમાના ગુણદોષનો વિચાર કરીને કામ ચલાવી શકે નહિ; તે છતાં આ મુકદ્દમાની બાબતમાં તો ઇન્સાફની અદાલતે આપેલો ચુકાદો રદ કરવાનો તેનો સજ્જડ અભિપ્રાય હતો, અને બીજી એ કે સેલેનિન સ્વભાવથી ઓછાબોલો હોવા છતાં તેણે વુલ્ફથી છેક ઊલટો જ અભિપ્રાય અણધાર્યા આવેશથી અહીં દર્શાવેલો. સામાન્ય રીતે સેલેનિન પોતાના ચિત્ત પર બરાબર કાબૂ રાખી શકતો, છતાં અત્યારે તેણે જે આવેશ દર્શાવ્યો તે દેખી નેખ્લ્યુડોફને આશ્ચર્ય થયું. પણ આ અસાધારણ આવેશનું કારણ એક એ હતું કે સેલેનિનને ખબર હતી કે પૈસાની બાબતમાં એ ડિરેક્ટર ઘણી ઘાલમેલ કરતો હતો ને બીજું એ હતું કે એને કાને એવી વાત આવેલી કે થોડા જ દિવસ પર આ ધુતારાને ત્યાં એક મોટો ઠાઠમાઠભર્યો ભોજનસમારંભ હતો તેમાં વુલ્ફ ગએલો.

હવે, ઝુલ્કે આ મુકદ્દમાની રજૂઆત તો પૂરતી સાવચેતીથી કરી, છતાં તેનો પક્ષપાત અછતો ન રહ્યો, એટલે એ પક્ષપાત જોઈને સેલેનિન આવેશમાં આવી ગયો અને સાધારણ મુકદ્દમામાં ન છાજે એવા ઉશ્કેરાટથી તેણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. સેલેનિનના આ ભાષણથી ઝુલ્કને માઠું લાગ્યું એ સ્પષ્ટ જોઇ શકાતું હતું. તે એથી લાલચોળ બની ગયો, પોતાની ખુરશીમાં આમતેમ હાલવા લાગ્યો, આશ્ચર્યના મૂક હાવભાવ કરવા લાગ્યો, અને બીજા સેનેટ-સભ્યોની સાથે ચર્ચાખંડમાં ગયો ત્યારે પણ ખૂબ રૂઆબભેર, માઠું લાગ્યું હોય એવો દેખાવ ધારણ કરીને ગયો.

'તમે ક્યા કેસને વાસ્તે આવ્યા છો ?' ફેનારિન આગળ આવીને ચોપદારે બીજી વાર પૂછ્યું.

'મેં તમને ક્યારનું કહ્યું છેઃ માસ્લોવાના કેસને વાસ્તે.'

'હં, બરાબર. એ કેસની સુનાવણી આજે થવાની તો છે, પણ—'

'પણ શું ?' એડવોકેટે પૂછ્યું.

'વારું. જુઓને, એ કેસમાં કોઇ દલીલ કરનાર હશે એમ એમણે ધારેલું નહિ, એટલે આ કેસમાં પોતાનો નિર્ણય જણાવ્યા પછી સેનેટસભ્યો ભાગ્યે જ બહાર આવશે. પણ હું એમને ખબર આપીશ.'

'એટલે ?'

'ખબર આપીશ, ખબર આપીશ હું એમને.' આમ બોલી ચોપદારે વળી કંઇક પોતાની પાસેના કાગળમાં લખી લીધું.

આબરૂનુકસાનીના મુકદ્દમા વિશે ચુકાદો આપી પછી ચર્ચાખંડમાં ને ચર્ચાખંડમાં જ બેસીને બાકીનું બીજું બધું કામ ચા પીતાં

પીતાં તથા સિગારેટ ફૂંકતાં ફૂંકતાં પતાવી દેવાની સેનેટસભ્યોની ખરેખર ધારણા હતી અને આ બાકીના કામમાં માસ્લોવાનો મુકદ્દમો આવી જતો હતો.

## પ્રકરણ એકવીસમું

સેનેટસભ્યો ચર્ચાખંડમાં આવી ટેબલ આસપાસ બેઠા કે તરત નીચલી અદાલતનો ચુકાદો રદ કરવાના પક્ષનાં કારણો વુલ્ફે આવેશથી રજૂ કરવા માંડયાં. મુખ્યાધિકારી મૂળે સ્વભાવથી જ ચીડિયો માણસ હતો, તેમાં આજ તો વળી તેનો મિજાજ ઠેકાણે નહોતો. અત્યારે તેનું ચિત્ત પોતે લાંબા વખતથી ઇચ્છેલી એક ઊંચા દરજ્જાની જગા, પોતાને નાહ ને વિગ્લાનોફને મળેલી તે વખતે પોતાની રોજનીશીમાં પોતે જે શબ્દો લખેલા તે શબ્દોમાં મશગૂલ બન્યું હતું. મુખ્યાધિકારી નિકિટિનની પ્રમાણિક પ્રતીતિ હતી કે પોતે ઊપલા બે વર્ગના જે અધિકારીઓના સંબંધમાં આવતો હતો તેમના વિશે પોતે આપેલા અભિપ્રાયો ભવિષ્યના ઇતિહાસકારોને કિંમતી સામગ્રી પૂરી પાડશે. એટલે આગલે જ દિવસે તેણે એક પ્રકરણ લખી નાખેલું અને તેમાં સૌથી ઊપલા બે વર્ગના અધિકારીઓએ, તેના પોતાના જ શબ્દોમાં કહીએ તો, 'રશિયાના અત્યારના શાસકો દેશને જે પાયમાલી ને દુર્દશા ભણી ઘસડી જાય છે તે પાયમાલી ને દુર્દશામાંથી દેશને બચાવતાં પોતાને અટકાવેલો,' પણ સીધા સાદા શબ્દોમાં કહીએ તો, અત્યારે મળતો હતો તેથી મોટો પગાર મેળવતાં અટકાવેલો, તેથી એ સર્વ અધિકારીઓની

સખત ઝાટકણી કાઢેલી. અને આ ઝાટકણીપ્રકરણ અત્યારના બનાવો પર ભવિષ્યમાં કેવો નવો પ્રકાશ પાડશે તેનો આ પળે તે વિચાર કરી રહ્યો હતો.

'હા, જરૂર,' વુલ્ફે તેને ઢંઢોળીને કંઇક કહ્યું તે સાંભળ્યા વિના ઉત્તરમાં તે બોલ્યો.

બે ગમગીન મોં રાખીને વુલ્ફની વાત સાંભળી રહ્યો હતો, અને સાથે સાથે પોતાની સમક્ષ પડેલા કાગળમાં એક પુષ્પમાળાનું ચિત્ર ચીતરી રહ્યો હતો. બે સર્વોચ્ચ પ્રકારનો ઉદારમતવાદી હતો. ચાલતા સૈકાના છઠ્ઠા કાયદાની ઉદારમતવાદી પ્રણાલિકાઓ તેને પૂજ્ય ને પવિત્ર લાગતી હતી, અને સામાન્ય રીતે તો સર્વ પ્રસંગોએ સર્વથા તટસ્થ જ રહેવાનો તેનો નિયમ હતો, પણ કોઈ વાર આ નિયમથી ચળતો તો તે સદા ઉદારમતવાદના પક્ષમાં જ ઢળતો. આ મુકદ્દમાના પ્રસંગે પણ એમ જ બન્યું: આમાં અપીલ કરનારો પેલો ધુતારો ડિરેક્ટર જાતે દુષ્ટ પુરુષ હતો, અને તેમાં વળી આબરૂ-નુકસાનીનો દાવો માંડી કોઇ પત્રકાર પર કામ ચલાવવાથી પત્રકારના સ્વાતંત્ર્ય પર તરાપ પડે એમ હતી, એટલે આ બન્ને મુદ્દાને લીધે આ અપીલ કાઢી નાખવી એવું વલણ બેના મનનું થયું.

વુલ્ફની દલીલો પૂરી થઈ એટલે બે પુષ્પમાળા દોરતો હતો તે તેણે પડતી મૂકી, ને ધીરા ખિન્ન સ્વરે (નાનું છોકરું ય સમજે એવી સીધી સ્પષ્ટ દેખીતી વાતો પણ પોતાને દલીલો આપી સિદ્ધ કરવી પડે એવી સ્થિતિ જોઇને તેને ખેદ થતો હતો) બોલી તેણે સંક્ષેપમાં સાદા પણ સચોટ શબ્દોમાં સૌને ખાતરી થાય એવી રીતે પુરવાર કરી બતાવ્યું કે અપીલ કરનારના પક્ષમાં કશું વજૂદ જ નથી, અને પછી પાછું ગૌર મસ્તક નમાવીને પેલી પુષ્પમાળાનું ચિત્ર તેણે આગળ દોરવા માંડ્યું.

**સ્કી**વોરોડ્‌નિકોફ વુલ્ફની સામે બેઠો હતો, અને અત્યાર સુધી પોતાની જાડી આંગળીઓ વડે પોતાની દાઢી ને મૂછ મોઢામાં નાખતો હતો. **બે** બોલતો બંધ થયો એટલે તે દાઢીમૂછ ચાવતો રહી ગયો અને મોટા કર્કશ અવાજે તેણે કહ્યું કે એ ડિરેક્ટર મહા લબાડ માણસ છે તોપણ તેને થએલી સજા રદ કરવાને જો કાયદેસર કારણો પોતાને મળી આવ્યાં હોત તો પોતે તે રદ કરવાની તરફેણમાં મત આપત; પણ આવાં કોઇ કાયદેસર કારણો નહિ હોવાથી પોતે પણ **બે** સાથે સંમત થાય છે. આ રીતે વુલ્ફની મુરાદ બર લાવવામાં પોતે વિઘ્ન નાખી શક્યો એટલે તેને આનંદ થયો.

મુખ્યાધિકારી પણ **સ્કો**વોરોડ્‌નિકોફના મતમાં ભળ્યો એટલે અપીલ કાઢી નાખવામાં આવી.

વુલ્ફ આથી નારાજ થયો, અને એનું મુખ્ય કારણ તો એ હતું કે પોતે ગેરવાજબી પક્ષપાત કરતો હોય ને એવે વખતે કોઇએ પોતાને પકડી પાડ્યો હોય એવી એની અત્યારની દશા થઇ હતી. એટલે જાણે આ મુકદ્દમા સાથે પોતાને કશી નિસ્બત ન હોય એવો નિર્લેપતાનો ડોળ કરી **માસ્લોવા**ના મુકદ્દમાનો કાગળ ખોલી એ તેમાં તલ્લીન બની ગયો. દરમિયાન **સેનેટ**સભ્યોએ ઘંટડી વગાડી ચા મંગાવી, અને પેલા દ્વંદ્વયુદ્ધની સાથે સાથે જે બીજો એક બનાવ આખા **પીટર્સબર્ગ**નું ધ્યાન ખેંચી રહ્યો હતો તે બનાવ વિશે વાતો કરવા લાગ્યા. આ બનાવ તે એ કે એક સરકારી ખાતાના વડા પર ફોજદારી કાયદાની ૯૯૫ મી કલમમાં ચર્ચેલો ગુનો કર્યાનું તહોમત આવ્યું હતું.

'કેવી ગંદી વાત!' **બે**એ જુગુપ્સાથી કહ્યું.

'કાં, એમાં શો વાંધો છે? કહેતા હો તો હું તમને એક રશિયન પુસ્તક બતાવું. એમાં એક **જર્મન** લેખકે ખુલ્લી ને બેધડક રીતે પ્રતિપાદન કર્યું છે કે એમાં બિલકુલ વાંધો નથી, ને પુરુષોને

પુરુષ સાથે લગ્ન કરવાની છૂટ હોવી જોઇએ એ વાત ઉતારી છે, હથેળીની છેક નજીકની આંગળીઓ વચ્ચે થોભી રાખેલી એક વળી ગએલી સિગારેટનો ધૂમાડો ભારે તલપથી શ્વાસમાં લેતો લેતો સ્કોવોરોડ્નિકોફ બોલ્યો, અને પછી મોટે અવાજે ખડખડ હસી પડ્યો.

'હોય નહિ એવું !' એએ કહ્યું.

'તમને બતાવીશ ત્યારે,' પુસ્તકનું પૂરું નામ અને વધારામાં વળી તેનું પ્રકાશનસ્થાન ને પ્રકાશનતિથિ જણાવીને સ્કોવોરોડ્નિકોફે કહ્યું.

'મેં સાંભળ્યું કે એને સાઇબીરિયાના કોઇક શહેરમાં સૂબો નીમ્યો.'

'એ કામ સરસ થયું લ્યો! બિશપ સાહેબ હાથમાં ક્રોસ લઇને એને મળવા આવશે, આ લોકો હવે બિશપ પણ ત્યાં એના જેવો જ કોઇક નીમે તો સારું,' સ્કોવોરોડ્નિકોફે કહ્યું. 'જોઈતું હોય તો એવા એક બિશપનું નામ પણ હું તચવી શકું એમ છું.' આમ બોલી પોતાની સિગારેટનું ઠૂંઠું રકાબીમાં નાખી દીધું અને ફરી વળી દાઢી ને મૂછના બને તેટલા વાળ મોંમાં ઘાલીને ચાવવા લાગ્યો.

એવામાં પેલો ચોપદાર અંદર આવ્યો અને તેણે જણાવ્યું કે માસ્લોવાના મુકદ્દમાની તપાસ ચાલે તે વખતે નેખ્લ્યુડોફ ને તેના એડવોકેટની ત્યાં હાજર રહેવાની ઇચ્છા છે.

'આ કેસ' વુલ્ફે કહ્યું, 'ભારે અજબ છે.' તે પછી તેણે નેખ્લ્યુડોફના માસ્લોવા સાથેના સંબંધ વિશે પોતે જે જાણતો હતો તે કહ્યું. આ બાબત થોડી વાત કરીને ચા પી રહ્યા પછી સેનેટસભ્યો સેનેટખંડમાં પાછા આવ્યા અને ત્યાં આબરૂનુકસાનીના મુકદ્દમા વિશે પોતાનો નિર્ણય જાહેર કરી માસ્લોવાની અપીલ તેઓએ સાંભળવા માંડી.

ફુલ્ઈ પોતાના ઝીણા અવાજે માસ્લોવાની અપીલ સવિસ્તર રજૂ કરી, પણ આ રજૂઆતમાં પણ તેનો પક્ષપાત કંઈક દેખાઈ આવતો હતો, અને તેને થએલી સજા રદ કરવાની એની ઇચ્છા પણ સ્પષ્ટ જણાઈ આવતી હતી.

'તમારે વિશેષમાં કંઇ કહેવું છે?' ફેનારિન ભણી વળીને મુખ્યાધિકારીએ કહ્યું. એટલે ફેનારિન ઊઠ્યો, ને પોતાની વિશાળ સફેદ છાતી વિસ્તારીને ઊભા રહી, એક પછી એક મુદ્દો લઇ તેણે અજબ ચોકસાઇ ને સચોટતાથી પુરવાર કરી બતાવ્યું કે ફોજદારી અદાલતે કાયદાનો સાચો અર્થ કરવામાં છ ઠેકાણે ભૂલ કરી હતી; ઉપરાંત, આ મુકદ્દમાના ગુણદોષ વિશે તેમ અદાલતે કરેલી સજાથી થતા હડહડતા અન્યાય વિશે પણ ટૂંકમાં ઇશારો કર્યો. તેણે કરેલા આ સંક્ષિપ્ત છતાં સબળ ભાષણનો પ્રધાન સૂર ક્ષમાયાચનાનો હતો– સેનેટસભ્યો પ્રત્યે કરેલી ક્ષમાયાચનાનો હતો; કેમકે તેણે કહ્યું કે એ સૌમાં એવી સૂક્ષ્મ વેધક બુદ્ધિ રહેલી છે, તેમ એવી કાયદા-કુશળતા ને ન્યાયનિષ્ઠ શાણપણ રહેલાં છે કે પોતે કહેલી સઘળી વસ્તુ તેઓ સહેલાઈથી જોઇ ને સમજી શકે એમ છે. એટલે પોતે કરેલા ભાષણની અગત્ય તો પોતે માથે લીધેલી ફરજ અદા કરવા પૂરતી જ છે, બાકી સેનેટસભ્યોને એવા બહિરસૂચનની આવશ્યકતા છે જ નહિ.

ફેનારિનનું ભાષણ થઈ ગયા પછી સાધારણ રીતે માણસને એવો જ ખ્યાલ આવે કે સેનેટે ફોજદારી અદાલતે કરેલી સજા રદ કરવી જ જોઈએ એમાં લેશમાત્ર શંકાને હવે અવકાશ જ નથી. પોતાનું ભાષણ પૂરું થયું એટલે ફેનારિને પણ વિજયસૂચક સ્મિત સમેત પોતાની આસપાસ નજર કરેલી, એ જોઈને નેખ્લ્યુડોફને તો ચોક્કસ લાગ્યું કે આ મુકદ્દમામાં પોતાના પક્ષની જિત થઈ. પણ જ્યારે એણે સેનેટસભ્યો સામે જોયું ત્યારે એને માલૂમ પડ્યું કે

સ્મિત કરવામાં તેમ વિજયભાવ ધારણ કરવામાં ફેનારિનને કોઇનો સાથ નહોતો, પણ તે એકલો જ આમાં ફુલાતો હતો. બાકી સેનેટસભ્યો કે સરકારી વકીલ કોઇ સ્મિત કરી વિજયભાવ દર્શાવતું નહોતું; પણ તેઓ તો જાણે થાકી ગયા હોય અને જાણે મનમાં એમ કહેતા હોય કે 'હવે તારા જેવા તો કઇકને અમે સાંભળ્યા છે– ફોગટ ફાંફાં શીદને મારતો હોઈશ?': એવું લાગતું હતું. એટલે તે જ્યારે બોલતો અને એ રીતે પોતાને સૌને નકામો રોકી રાખતો અટક્યો ત્યારે એમને સૌને તો આનંદ થયો. એડવોકેટનું ભાષણ પૂરું થયું કે તરત મુખ્યાધિકારી સરકારી વકીલ ભણી વળ્યો એટલે સેલેનિને સંક્ષેપમાં પણ સ્પષ્ટ ભાષામાં પોતાનો મત જણાવ્યો કે ફોજદારી અદાલતનો ચુકાદો છે તેમનો તેમ જ રહેવા દેવો જોઇએ કેમકે એ મુકદ્દમાની ફેરતપાસને માટે જે કારણો આપવામાં આવ્યાં છે તે સઘળાં પૂરતાં લાગતાં નથી. તે પછી સેનેટસભ્યો પાછા ચર્ચાખંડમાં ગયા. અહીં એમની વચ્ચે બે પક્ષ પડી ગયા. તેમાં વુલ્ફ અપીલ મંજૂર કરવાના મતનો હતો. મુકદ્દમો બરાબર સમજયો એટલે બેએ પણ ઊલટભેર એ પક્ષ લીધો, અને મુકદ્દમો સમજ્યા પછી પોતાનાં કલ્પનાચક્ષુ આગળ ખડું થએલું અદાલતનું આખું દૃશ્ય તેણે પોતાના વ્યવસાયબંધુઓ આગળ તાદૃશ રૂપમાં ખડું કર્યું. ત્રીજો સભ્ય નિકિટિન હતો, તે તો સદાયે નિયમને અક્ષરશ: વળગી રહેવાના અને સખતાઈ રાખવાના મતનો હતો એટલે તેણે સામો પક્ષ લીધો. આથી આનો શો નિર્ણય આપવો તેનો બધો આધાર સ્કોવોરોદ્નિકોફ શો મત આપે છે એ વાત ઉપર આવી રહ્યો, ને તેણે મત આપ્યો કે અપીલ કાઢી નાખવી. આવો મત આપવાનું મુખ્ય કારણ એ હતું કે નીતિદૃષ્ટિએ એ બાઇ સાથે પરણવાનો નેખ્લ્યુડોફનો જે નિશ્ચય હતો તે તેને ભારે અળખામણો લાગતો હતો.

સ્કોવોરોદ્નિકોફ જડવાદી હતો ને ડાર્વિનનો અનુયાયી હતો, એટલે કોઇ પણ માણસમાં તે સિદ્ધાંતનિષ્ઠ નીતિનો કે ધર્મનો–નીતિને ખાતર નીતિને કે ધર્મને ખાતર ધર્મને વળગી રહેવાનો–આગ્રહ જોતો તો એ માણસમાં તેને ધિક્કારપાત્ર મૂર્ખાઇ લાગતી; એટલું જ નહિ પણ એ માણસે એના એવા નીતિપ્રેમથી જાણે પોતાનું અંગત અપમાન કર્યું હોય એવી લાગણી તેને થતી. એક મામૂલી રામજણીને ખાતર આ નેખ્લ્યુડોફ આટલો બધો ખટાટોપ કરી રહ્યો હતો તથા મોટા નામાંકિત એડવોકેટને લઇને એ પંડે તેને ખાતર અહીં સેનેટ આગળ હાજર રહ્યો હતો એ જોઇને તેને પાર વગરની ચીડ ચડી હતી. એટલે તેણે આ વખતે પોતાનાં દાઢી મૂછ મોંમાં નાખ્યાં અને તરેહવાર ચહેરો કરી, આ મુકદ્દમા વિશે પોતે કંઇ જ ન જાણતો હોય એવો દક્ષતાપૂર્વક ડોળ કરી જણાવ્યું કે અપીલને માટે પૂરતાં કારણો નહિ હોવાથી મુખ્યાધિકારીએ ફોજદારી અદાલતનો ચુકાદો જેમનો તેમ રાખવાનો જે મત આપ્યો છે તેમાં પોતે પણ સંમત થાય છે.

આ રીતે માસ્લોવાની સજા જેમની તેમ કાયમ રહી.

# પ્રકરણ બાવીસમું

'ગજબ,' પોતાના તોસ્તાનમાંનાં કાગળિયાં ગોઠવી રહેલા એડવોકેટ પાસે વેઇટિંગરૂમમાં જઈને નેખ્લ્યુડોફે કહ્યું. 'દીવા જેવી ચોખ્ખી વાતમાં પણ આ લોકો તો કેવળ કાયદાના અક્ષરને જ વળગી રહે છે, ને વચમાં પડવાની ના પાડે છે. ગજબ છે આ તો!'

'ફોજદારી અદાલતમાં જ મુકદ્દમો બધો ચૂંથી નાખ્યો હતો,' એડવોકેટે કહ્યું.

'ને સેલેનિને પણ અપીલ કાઢી નાખવાના પક્ષમાં મત આપ્યો. ગજબ! ગજબ છે આ તો!' નેખ્લ્યુડોફે વળી ફરીવાર કહ્યું. 'હવે શું કરશું?'

'આપણે નામદાર શહેનશાહને હવે અપીલ કરશું, ને તમે અહીં છો એટલામાં જ હાથોહાથ તમારે એની અરજી આપી દેવી. હું લખી આપીશ તમને અરજી.'

એટલામાં લટકતા ચાંદવાળો સરકારી પોશાક પહેરીને નાનકડો ક્લર્ક વેઇટિંગરૂમમાં આવ્યો અને નેખ્લ્યુડોફ પાસે પહોંચ્યો. 'બીજું કંઈ થઈ શકે એવું હતું જ નહિ, હો, પ્રિય પ્રિન્સ. અપીલને માટે પૂરતાં કારણો જ નહોતાં,' પોતાના પાતળા ખભા ઉલાળીને તથા આંખો મીંચીને તેણે કહ્યું, અને પછી તે ત્યાંથી ચાલતો થયો.

વુલ્ફ આવી ગયા પછી સેલેનિન પણ ત્યાં આવ્યો, કેમકે સેનેટસભ્યો પાસેથી તેને ખબર મળ્યા કે પોતાનો જૂનો દોસ્ત નેખ્લ્યુડોફ સેનેટમાં આવેલ છે.

'એલા, તું અહીં મળીશ એ તો સ્વપ્ને પણ ખ્યાલ નહિ,' નેખ્લ્યુડોફ પાસે આવતાં આવતાં પરાણે પરાણે સ્મિત કરીને તેણે કહ્યું. સ્મિત બળાત્કારે કરેલું એટલે તેના હોઠ જ કેવળ મરકતા હતા, બાકી તેની આંખોમાં તો વિષાદ હતો. 'તું પીટર્સબર્ગમાં છે એ ખબર નહિ.'

'ને તું મુખ્ય સરકારી વકીલ છે એ ખબર નહિ.'

'મુખ્ય નહિ, મદદગાર,' સેલેનિને એની ભૂલ સુધારી. 'પણ તું અહીં સેનેટમાં ક્યાંથી? તું પીટર્સબર્ગમાં છે એમ તો ક્યાંકથી મેં સાંભળેલું. પણ અહીં શું કરતો'તો?'

'અહીં? અહીં તો ઇનસાફ મેળવવા અને વગર વાંકે સજા પામેલી એક બાઈને બચાવવાની આશાથી આવ્યો'તો.'

'કઈ બાઈ?'

'આ હમણાં જ તમે ચુકાદો આપ્યો એ કેસવાળી બાઈ.'

'હં, પેલો માસ્લોવાનો કેસ,' એકાએક યાદ આવતાં સેલેનિને કહ્યું. 'પણ તેની અપીલને તો કશો આધાર જ નહોતો.'

'મુદ્દાની વાત એ અપીલની નથી; મુદ્દાની વાત તો એ બાઈની છે. બાઈ બીચારી નિર્દોષ છે, તે છતાં તેને સજા થઈ રહી છે.'

સેલેનિને નિસાસો નાખ્યો 'તે હશે, પણ—'

'હશે નહિ, છે જ—'

'તને શી ખબર?'

'કેમકે હું જ્યુરીમાં હતો. અમે બધાએ એ વખતે કેવી ભૂલ કરેલી એની પણ મને ખબર છે.'

સેલેનિન ગંભીર બની વિચારમાં પડયો. 'તો તમારે એ વખતે એ જાતની જુબાની આપવી જોઇતી હતી,' તેણે કહ્યું.

'મેં જુબાની આપેલી પણ.'

'સરકારી હેવાલમાં એ આવવી જોઇતી હતી. અપીલને માટે કરેલી અરજી ભેગી એ જુબાની જો લગાડેલી હોત તો—'

'હા, પણ ન લગાડી તોય, જોતાંવેંત જણાય એમ છે કે ચુકાદો તો ખોટો જ છે.'

'સેનેટને એવું કહેવાનો હક્ક જ નથી. ઇનસાફની અદાલતોએ આપેલા ચુકાદા પોતાની દૃષ્ટિએ ઠીક ન લાગે એટલા જ મનસ્વી કારણે તે ચુકાદામાં ફેરફાર કરવાનું ડહાપણ સેનેટ જો કરે, તો તો પછી જ્યુરીના નિર્ણયનો કશો અર્થ જ ન રહે; એટલું જ નહિ પણ તો તો પછી સેનેટને આધાર રાખવા જેવું કોઈ સ્થાન પણ ન રહે, એટલે ઇનસાફનું સમર્થન કરવાને બદલે તે તો ઊલટી ઈનસાફના માર્ગમાં અંતરાયરૂપ થઇ પડે એવી દહેશત ઊભી થાય.' તાજે જ ચાલેલો મુકદ્દમો યાદ કરીને સેલેનિને કહ્યું.

'એ કંઇ હું જાણું નહિ. હું તો ફક્ત એટલું જાણું કે આ બાઇ સાવ નિર્દોષ છે, અને તેને વગર વાંકે થએલી સજામાંથી બચાવવાની લગભગ છેલ્લી આશા નાશ પામી છે, એટલે આ તો એવું બન્યું છે કે ઊંચામાં ઊંચી અદાલતે ઘોરમાં ઘોર અન્યાયને ઊલટો સજ્જડ કર્યો.'

'સજ્જડ કંઇ કર્યો નથી, સેનેટે તો એટલું જ કર્યું કે એ મુકદ્દમાના ગુણદોષ કે યોગ્યાયોગ્યતાની બાબતમાં તેણે હાથ ન ઘાલ્યો, અને ન જ ઘાલી શકે,' આંખો પટપટાવીને સેલેનિને કહ્યું. તે સદાએ

પોતાના કામમાં મશગૂલ રહેતો, એટલે તે જવલ્લે જ કોઈને હળતો મળતો. આથી નેખ્લ્યુડોફના કૌતુકપ્રેરક ઇશ્કપ્રસંગ વિશે તેણે કંઈ સાંભળેલું નહિ. આ વસ્તુ નેખ્લ્યુડોફ પામી ગયો, એટલે એણે મનમાં ગાંઠ વાળી કે માસ્લોવા સાથેના પોતાના અંગત સંબંધ વિશે કંઈએ ન બોલવું એ જ સારું છે.

'હું ધારું છું તારી માશીને ત્યાં ઊતર્યો હોઈશ,' વાતનો વિષય બદલવાની ઇચ્છાથી સેલેનિને કહ્યું. 'ગઈ કાલે તેણે મને કહેલું કે તું અહીં આવ્યો છે, અને સાંજે કોઈ વિદેશી ધર્મોપદેશક વ્યાખ્યાન આપવાનો હતો તે વખતે આવીને તને મળવાનું મને કહેલું,' આમ કહીને સેલેનિને ફરી વળી સ્મિત કર્યું, પણ તે કેવળ હોઠ જ મલકાવીને.

'હા, એ વખતે હું ત્યાં બેઠો હતો, પણ પછી કંટાળીને હું તો ઊઠીને ચાલતો થએલો,' સેલેનિને વાતનો વિષય બદલ્યો એથી ચીડાઈને નેખ્લ્યુડોફે તરડાટમાં કહ્યું.

'કંટાળીને કેમ? ગમે તેમ હોય, છતાં આખરે તો એ પણ એક પ્રકારનો ધાર્મિક લાગણીનો આવિષ્કાર જ છે; પછી એ ધાર્મિક લાગણી એકપક્ષી ને સાંપ્રદાયિક હોય એ જુદી વાત,' સેલેનિને કહ્યું.

'કાં, એ તો એક પ્રકારની ખ્યાલી મૂર્ખાઈ જ છે.'

'ના રે ભાઈ, ના. વિચિત્ર વાત તો એ છે કે આપણા પોતાના ધર્મસંપ્રદાયના સિદ્ધાંતોનું આપણું જ્ઞાન એટલું અલ્પ છે કે, વાસ્તવિક રીતે આપણા પોતાના સંપ્રદાયના મૂળભૂત મતો ને સિદ્ધાંતોમાં આપણે કંઈક નૂતન પ્રકાશ જેવું જોઈએ છીએ,' જાણે પોતાના જૂના દોસ્તને પોતાનાં અત્યારનાં મંતવ્યો કહી દેવાની ભારે ઉતાવળ હોય એવી રીતે સેલેનિન બોલ્યો.

નેખ્લ્યુડોફ સેલેનિનને આશ્ચર્યથી તથા તેના અંતરના ઊંડાણને કળવા મથતો હોય એવી રીતે જોઇ રહ્યો, એટલે સેલેનિને આંખો નીચી ઢાળી દીધી. આ વખતે સેલેનિનની આંખોમાં કેવળ ગ્લાનિ નહિ પણ દુર્વૃત્તિનું પણ દર્શન થયું.

'ત્યારે તું શું ખ્રિસ્તી ધર્મમંડળના સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખે છે?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'અલબત્ત, રાખું જ છું,' નેખ્લ્યુડોફનાં ચક્ષુ પર સીધી નિષ્પ્રાણ નજર નાખીને સેલેનિને કહ્યું.

નેખ્લ્યુડોફે નિસાસો નાખ્યો અને બોલ્યો, 'નવાઇની વાત છે એ તો.'

'એ તો ઠીક. એ વિશે કોઈ બીજે વખતે આપણે વાત કરી શકીશું,' સેલેનિને કહ્યું—'આવું છું, હો,' ચોપદાર માનપૂર્વક તેની પાસે આવીને ઊભો હતો તેને એણે કહ્યું. 'હા, આપણે ફરી મળવું જોઇએ,' નિસાસો નાખીને તે બોલ્યો. 'પણ તારો પત્તો મેળવી શકીશ હું? બાકી હું તો સાત વાગ્યે ભોજનસમયે સદાએ ઘેર જ હોઉં છું. મારું સરનામું નાડેઝડિન્સ્કાયા એ છે,' આમ કહી તેણે પોતાના ઘરનો નંબર જણાવ્યો. 'અરે, વખત કંઇ વહેતો અટકતો નથી,' એમ કહી, કેવળ હોઠનું જ સ્મિત કરીને જવા માટે પાછો ફર્યો.

'બનશે તો આવીશ,' નેખ્લ્યુડોફે કહ્યું. એને લાગ્યું કે એક કાળે પોતાનો અતિનિકટવર્તી પ્રિય મિત્ર હતો તે આટલી ટૂંકી વાતચીતને લીધે એકાએક છેક દુશ્મન જેવો તો નહિ, પણ અપરિચિત, દૂરવર્તી અને અગમ્ય બની ગયો છે.

# પ્રકરણ તેવીસમું

**સેલેનિન** ભણતો હતો એ દિવસોમાં નેખ્લ્યુડૉફ તેના પરિચયમાં આવેલો. એ વખતે તે આજ્ઞાંકિત પુત્ર, સાચો મિત્ર, ને પાકો વ્યવહારકુશળ પુરુષ હતો. તેના વર્તનમાં એ વખતે તેની ઉંમરના પ્રમાણમાં ભારે દક્ષતા જોવામાં આવતી, ને સદાએ તે ફૂલફટાકિયો થઈને ફરતો, છતાં તેનામાં અસાધારણ સચ્ચાઇ ને પ્રમાણિકતા પણ હતી. ભણવામાં તે બહુ મહેનત ન કરતો, તેમ બહુ પંડિતાઇનો ડોળ પણ ન કરતો; છતાં તેનો અભ્યાસ સરસ ચાલતો, અને તેણે લખેલા નિબંધો બદલ તેને ચાંદ મળતા. માનવજાતિની સેવા— અને તે કેવળ જીભથી નહિ પણ જીવનથી—એ પોતાના યૌવનનું ધ્યેય છે એમ એ માનતો. માનવજાતિની આ સેવા કરવાનો સરકારી નોકરી સિવાય બીજો કોઇ સારો રસ્તો તેને સૂઝયો નહિ. એટલે અભ્યાસ પૂરો થયો કે તરત પોતે જીવનવ્યવસાય તરીકે પસંદ કરી શકે એવી લાગી તેટલી સઘળી પ્રવૃત્તિઓનું તેણે રીતસર સૂક્ષ્મ નિરીક્ષણ કરી જોયું, અને એ નિરીક્ષણને અંતે તેણે નિર્ણય કર્યો, કે ધારા ઘડનારી વરિષ્ઠ ન્યાયાધિકારીની કચેરીમાં પોતે નોકરી લેવી, અને તદનુસાર તે એ ખાતામાં દાખલ થયો; પણ પોતાને કરવાનાં કર્તવ્યો તે ભારે પ્રમાણિકતા, નિષ્ઠા, સચ્ચાઇ, ને

ચોકસાઇથી કરતો હતો, છતાં આ વ્યવસાયથી માનવજાતિની સેવા કરવાની તેની જે વાસના હતી તે તૃપ્ત થઇ નહિ તેમ પોતે 'યોગ્ય કાર્ય' કરી રહ્યો છે એવો સંતોષ પણ તેના અંતરમાં ઉદ્ભવી શક્યો નહિ.

આ ખાતામાં તેનો જે ઉપરી હતો તે અતિશય સંકુચિત મનનો ને મિથ્યાભિમાની પુરુષ હતો, એટલે તેની સાથે તેને અથડામણનો પ્રસંગ ઊભો થતાં તેનો આ અસંતોષ એટલો ઉગ્ર બન્યો કે આખરે તે વરિષ્ઠ ન્યાયાધિકારીની કચેરીમાંથી નીકળી ગયો ને સેનેટમાં દાખલ થયો. વરિષ્ઠ ન્યાયકચેરી કરતાં આ જગા સારી હતી, છતાં પેલી અસંતોષવૃત્તિ તો હજુ પણ તેને હેરાન કરી રહી હતી; કેમકે પોતે ધારેલું તે કરતાં તેમ વસ્તુતઃ હોવું ઘટે તે કરતાં પણ આ કાર્ય તેને સાવ જુદી જ જાતનું માલૂમ પડયું.

તે સેનેટમાં હતો એ દરમિયાન તેના સંબંધીઓએ તજવીજ કરીને તેને શાહી અંતઃપુરમાં એક જગા મેળવી આપેલી, એટલે આવી રીતે હજૂરિયાની જગા પોતાને માટે મેળવી આપવા બદલ જાતજાતના માણસોનો પાડ માનવા તેને કસબી પોશાક ને સૂતરાઉ મળવસ્ત્ર ધારણ કરી ગાડીમાં બેસી સૌની પાસે જવું પડતું. તેણે ઘણો ઘણો વિચાર કરી જોયો, પણ પોતાને મળેલા આ નવા પદની ઉપયોગિતા કે અર્થવત્તા તે સમજી શકયો નહિ, અને સેનેટમાં હતો ત્યારે લાગેલું એ કરતાં પણ અત્યારે તેને વિશેષ તીવ્ર રીતે લાગવા માંડયું કે આ તો કંઈ 'યોગ્ય કાર્ય' નથીઃ અને છતાં આ પદનો અસ્વીકાર કરતાં તેની હિંમત ચાલતી નહોતી, કેમકે અસ્વીકાર કરે તો આ નવી નિમણૂક કરીને તેને ભારે સંતોષ આપવા મથતા પોતાના સંબંધીઓને માઠું લાગે એમ હતું, અને વળી આ પદથી તેની પ્રકૃતિનો આસુરી ભાગ હતો તે પ્રસન્ન રહેતો હતો; કારણકે આ પદને લીધે કસબી ભરત ભરેલો સરકારી પોશાક

પહેરવાનો મળતો હતો, અને એવો પોશાક પહેરી પોતે અરીસા આગળ ઊભો રહેતો ત્યારે પોતાના દિદાર નિરખીને ખુશખુશ થઈ જતો હતો, અને વળી આ પદને લીધે કેટલાક માણસો તેના તરફ માનવૃત્તિથી જોઈ રહેતા હતા એટલે પણ તે પ્રસન્ન થતો હતો.

તેનાં લગ્ન થયાં ત્યારે પણ કંઇક આવું જ બન્યું. દુનિયાદારી દૃષ્ટિએ એ ચોકઠું બહુ સરસ ગણાય એવું હતું, એટલે પોતાની સાથે પરણવા ઇચ્છતી યુવતીને તેમ પોતાને માટે આવું સરસ ચોકઠું ગોઠવી આપનાર સજ્જનોને માઠું ન લાગે તે કારણે તેમ ખાનદાન કુટુંબની એક સુંદર યુવતી સાથે લગ્ન કરવાથી પોતાની મિથ્યાભિમાન-વૃત્તિને સંતોષ મળે એમ હતું તથા એ રીતે પોતાને આનંદ થાય એમ હતું તેથી તેણે એ લગ્ન કર્યું; પણ ટૂંક મુદતમાં જ તેને માલૂમ પડયું કે આ લગ્ન પણ 'યોગ્ય કાર્ય' નથી—સરકારી નોકરી તેમ દરબારમાં પોતાને મળેલા પદ કરતાં પણ આ લગ્ન તો વિશેષ દુઃખકર વસ્તુ નીવડેલ છે એમ તેને સમજાયું.

એક સંતાન થયું એટલે તેની પત્નીએ નિર્ણય કર્યો કે હવે કશી પ્રજા પોતાને જોઈએ નહિ, ને પછી અન્ય સૌની પેઠે તે અમનચમન કરવા લાગી અને વહેવારની ધડમથલમાં પડી. તેમાં તેને પોતાને કશો રસ નહોતો છતાં ખામુખા તેને એમાં સાથે સાથે ઘસડાવું પડયું.

તેની પત્ની કંઇ ખાસ દેખાવડી નહોતી, પોતાના પતિ પ્રત્યે વફાદારીથી વર્તતી હતી, અને જે જાતનું જીવન ગુજારી રહી હતી તેમાંથી તેના અનેક યત્નો છતાં તેને કશો રસ મળતો નહોતો ને કેવળ કંટાળાનો જ તેને અનુભવ થતો હતો, છતાં, પોતાના પતિના જીવનમાં પોતાનું આ પ્રકારનું જીવન ઝેર ભેળવી રહ્યું હતું તો પણ તે બાઈ તો આગ્રહપૂર્વક આ જ જાતના જીવનને વળગી

રહી. અને તેના પતિએ આ પ્રકારના જીવનમાં ફેરફાર કરવાના અનેક યત્નો કરી જોયા, પણ બધું પથ્થર પર પાણી જેવું થયું; કેમકે તેની તો પક્કી ખાતરી હતી, અને તેનાં સઘળાં સગાં-વહાલાં તેની ખાતરીમાં પુષ્ટિ આપતાં હતાં કે તે જે જાતનું જીવન ગુજારી રહી હતી તે યથાયોગ્ય જ હતું, અને તેમાં વાંધા જેવું કશું હતું જ નહિ.

તેને સંતાનમાં એક પુત્રી થએલી. તેના વાળ લાંબા અને વાંકડિયા હતા ને ખુલ્લે પગે તે બધે ફરતી. પણ પોતે તેને જે રીતે ઉછેરવા માગતો હતો તેથી સાવ ઊલટી જ રીતે અહીં તેને ઉછેરતાં હતાં, અને તેથી આ છોકરી તેને છેક અળખામણી લાગતી હતી. આ રીતે આ પતિપત્ની વચ્ચે બધે થાય છે એવા ગેરસમજૂતીના પ્રસંગો ઊભા થવા લાગ્યા, એકબીજાની વાત કે એકબીજાનું દૃષ્ટિબિન્દુ સમજવાની તેમની દાનત જ ઓછી થવા લાગી, ને પછી ત્રાહીતોથી ગુપ્ત અને શિષ્ટતાના દેખાવથી કંઈક હળવી બનેલી એવી સાઠમારી જ બન્ને વચ્ચે પ્રવર્તવા લાગી. આ બધાં કારણોએ તેનું ગૃહજીવન બોજારૂપ બનાવી દીધું અને તેની સરકારી નોકરી તેમ તેના દરબારી પદ કરતાં પણ આ ગૃહજીવન તેને માટે વિશેષ કષ્ટકર થઇ પડ્યું.

પણ તેને સૌથી વધારે કષ્ટકર થઈ પડ્યું તે તો ધર્મ પ્રત્યેનું પોતાનું વલણ; કેમકે તેને લાગ્યું કે એ વલણ યથાયોગ્ય નહોતું. પોતાના વર્ગના ને પોતાના જમાનાના સઘળા માણસોની પેઠે તેની વિવેકબુદ્ધિ વિકસી અને તેની પ્રકૃતિમાં બુદ્ધિવાદે પ્રધાનપદ લીધું એટલે પરંપરાથી જે ધાર્મિક વહેમોના વાતાવરણમાં તે ઊછરેલો તે વહેમોના પાશમાંથી તે કશાએ યત્ન વગર અનાયાસે છૂટો થએલો, અને આવી રીતે પોતે બરાબર કયે વખતે છૂટ

મેળવેલી તેનો તેને ખ્યાલ પણ રહેલો નહિ. અને સ્વભાવે તે પ્રમાણિક ને સાચા દિલનો હતો એટલે જુવાનીમાં અભ્યાસકાળ દરમિયાન તે નેખ્લ્યુડોફના પરિચયમાં આવેલો ત્યારે, પોતે સરકાર-સ્વીકૃત ધર્મનો આવી રીતે ત્યાગ કરેલો એ વાત તેણે નેખ્લ્યુડોફથી છુપાવેલી નહિ. પણ પછી જેમ વરસો વહેતાં ગયાં અને સરકારી નોકરીમાં તે જેમ જેમ ઊંચે ચડતો ગયો તેમ તેમ, ખાસ કરીને તો લોકોના વિચાર બદલાઇને ફરી પાછા પુરાણમતવાદ તરફ વળવા લાગ્યા તે સમયે, ધર્મ વિષયમાં તેણે ધારણ કરેલું સ્વાતંત્ર્ય તેના માર્ગમાં વિઘ્નરૂપ થઈ પડયું. ઉદાહરણ તરીકે, તેના પિતા ગુજરી ગયા ત્યારે એના આત્માની શાન્તિ અર્થે પ્રાર્થના યોજવામાં આવેલી. તેમાં ભાગ લેવા તેનાં સર્વ કુટુંબીઓ તરફથી દબાણ થએલું. વળી તેની માતાએ એવી ઇચ્છા દર્શાવેલી અને બીજાં લાગતાંવળગતાંઓએ તેમાં સૂર પુરાવેલો કે સામાન્ય રૂઢિને અનુસરીને તેણે ઉપવાસ કરી પ્રભુભોજનોત્સવની તૈયારી કરવી જોઇએ. આ રીતે પરંપરાગત ધાર્મિક વિધિઓનું પોતાના અંતરના અવાજની વિરુદ્ધ થઇને પણ અનુસરણ કરવાને તેના પર તેનું કુટુંબ ને આસપાસનો સમાજ દબાણ ચલાવી રહ્યો હતો. એ ઉપરાંત પોતે જે સરકારી નોકરીમાં દાખલ થયો હતો એ સરકારી નોકરીના નિયમો પણ સર્વ પ્રકારની પ્રાર્થનાઓ, ધર્મસંસ્કારો, ને ઉપકારનિવેદનો સમયે હાજરી આપવાની તેને ફરજ પાડતા હતા. એટલે ધર્મના બાહ્યાચારને અનુસરવું ન પડે એવો કોઇ દિવસ તેના જીવનમાં ભાગ્યે જ પસાર થતો. બાકી રોજ ને રોજ કોઇ નહિ ને કોઇ પ્રકારના ધર્મવિધિનું ફરજિયાત પાલન તેને કરવું જ પડતું. આવા સર્વ ધર્મપ્રસંગોએ તેની આગળ બે માર્ગ ખુલ્લા રહેતા: આમાં એક તો એ કે પોતે જે વિધિઓમાં નહોતો માનતો તેમાં માને છે એવો ડોળ કરવો;—પણ તે સત્યનિષ્ઠ

માણસ હતો, એટલે એવો ખોટો ડોળ તે કરી શકતો નહોતો—અથવા તો ધર્મના આ બધા બાહ્યાચાર મિથ્યા છે એવો નિર્ણય કરી, એવા મિથ્યા બાહ્યાચાર પ્રસંગે પોતાને હાજર રહેવાની ફરજ ન પડે એવી જાતનું પરિવર્તન પોતાના જીવનની અંદર કરવું. પણ આવી સાદી દેખાતી વાત અમલમાં મૂકતાં તેને જબરો ભોગ આપવો પડે એમ હતું. કારણ કે એમાં પોતે જેને પોતાનાં અંતરનાં સ્વજનો ગણતો હતો એ સૌનો સતત વિરોધભાવ તેને સહન કરવો પડે એમ હતું; તેમ જ પોતાની પ્રતિષ્ઠા, માન, મોભો એ સઘળું જતું કરવું પડે એમ હતું—અર્થાત્ પોતાની નોકરી છોડી દેવી પડે એમ હતું, અને નોકરી દ્વારા માનવજાતિની જે સેવા પોતે બજાવી રહેલો છે એમ તે માનતો હતો, અને ભવિષ્યમાં જે સેવા વૃદ્ધિગત કરવાની તે આશા રાખતો હતો તે સેવાની તકનો પણ ત્યાગ કરવો પડે એમ હતું. આવો જબરો ત્યાગ માણસ ત્યારે જ કરી શકે કે જ્યારે પોતાના સિદ્ધાન્તો સાચા છે—પોતાનાં મંતવ્યો યથાર્થ છે—એવી અચળ શ્રદ્ધા તેને હોય. અને આવી અચળ શ્રદ્ધા તેનામાં હતી જ—પોતાનાં મંતવ્યો યથાર્થ છે એવી તેની પક્કી ખાતરી હતી, ને જેને થોડું પણ ઇતિહાસજ્ઞાન હોય તથા જુદા જુદા ધર્મોનો, અને તેમાંએ પાદરી-પ્રચલિત ખ્રિસ્તી ધર્મનો, કેવી રીતે ઉદ્ભવ થયો છે તેની માહિતી હોય એવા કોઈ પણ સુશિક્ષિત પુરુષને આવી પક્કી ખાતરી થયા વિના રહે પણ નહિ. ખ્રિસ્તી ધર્મમંડળ જે ધર્મવિધિનો પ્રચાર કરતું હતું તેની સત્યતા ને યથાર્થતા નહિ સ્વીકારવામાં પોતે સાચો જ છે એવી પ્રતીતિ તો તેને થયા વિના રહે એમ જ નહોતું.

પણ સત્યનિષ્ઠ પુરુષ હોવા છતાં રોજિન્દા કામકાજના દબાણમાં તેણે થોડું અસત્ય પોતાના આચારમાં ઘૂસવા દીધું હતું. એના

સમાધાનમાં તે એમ કહેતો હતો કે કોઈ વસ્તુ વિચારશૂન્ય અને બુદ્ધિવિરોધી હોય છતાં તેને પણ આપણે હાથે અન્યાય ન થાય એટલા સારુ એવી વિચારશૂન્ય વસ્તુનો પણ આપણે અભ્યાસ કરવો જોઇએ. આવું જે સમાધાન તેણે કર્યું તેમાં અસત્ય તો જરાક જેટલું જ હતું, પણ એ જરાક જેટલા અસત્યે અત્યારે જે ભારે અસત્યમાં તે ખૂંપી ગયો હતો તેમાં તેને હડસેલી દીધો હતો.

પોતે જે પુરાણધર્મમાં જન્મ્યો ને ઊછર્યો હતો, જેનો પોતે સ્વીકાર કરવો એવો સૌનો અભિપ્રાય હતો, અને જેનો સ્વીકાર કર્યા વિના માનવીને આટલી બધી ઉપયોગી એવી પોતાની સેવા પોતે ચાલુ રાખી શકે એમ નહોતું તે પુરાણા ધર્મમાં સત્ય જેવું કંઈ છે કે નહિ એવો પ્રશ્ન તે પોતાની જાતને પૂછે એ પહેલાં તો એ પ્રશ્નનો ઉત્તર તેણે મનમાં નક્કી કરી નાખ્યો હતો. ખરી રીતે તો આ પ્રશ્નનો નિર્ણય કરવા માટે તેણે વૉલ્ટેર, શોપનહાઉએર, હર્બર્ટ સ્પેન્સર, કે કોમ્તનાં પુસ્તકો વાંચવાં જોઇતાં હતાં પણ તે એ વાંચતો નહોતો, ને એને બદલે તે હેગલના તાત્ત્વિક ગ્રંથો ને વિનેટ તથા હોમ્યકોફના ધાર્મિક ગ્રંથો વાંચતો હતો, અને એ ગ્રંથોમાંથી સ્વાભાવિક રીતે તે જે શોધતો હતો એ તેને મળી આવ્યું—ચિત્તશાંતિ જેવો અનુભવ જે તેને જોઇતો હતો તથા પોતાને જન્મ ને ઉછેરદ્વારા મળેલા ધર્મનું સમર્થન કરે એવા જે વિચારો તેને જોઇતા હતા—આ ધર્મમાં તેની બુદ્ધિને તો ક્યારનો વિશ્વાસ ઊઠી ગયો હતો, પણ આ ધર્મ ન સ્વીકારે તો તેના જીવનમાં પાર વિનાની કડવાશ ઊભી થાય એમ હતું અને આ ધર્મના સ્વીકારમાત્રથી બધી મુશ્કેલી પતી જાય એમ હતું; એટલે પોતાની બુદ્ધિએ અમાન્ય કરેલો છતાં કોઇ રીતે તે માન્ય

કરી શકાય એવા તેનું સમર્થન કરે તેવા જે વિચારો તેને જોઇતા હતા—એ તેને આ ગ્રંથોમાંથી મળી ગયા.

એટલે, પરંપરાગત ધર્મમતો—જેવા કે, કોઇ વ્યક્તિની માનવ-બુદ્ધિ સત્યજ્ઞાન પ્રાપ્ત કરી શકે નહિ, સત્યજ્ઞાનનો પ્રકાશ તો ઈશ્વર કોઇ છૂટક વ્યક્તિ આગળ નહિ પણ અનેક માનવીઓના સંઘ આગળ જ પ્રકટ કરે છે, આવી ઈશ્વરપ્રેરણા દ્વારા જ સત્ય-જ્ઞાન મેળવી શકાય છે, અને આવી ઈશ્વરપ્રેરણા ખ્રિસ્તી ધર્મ-મંડળને જ થએલી છે અને થાય એમ છે વગેરે વગેરે ધર્મમતો-પુરવાર કરવાનો દાવો કરતી હોય એવી સઘળી વાક્છળભરી મિથ્યા દલીલો તેણે સ્વીકારી લીધી—એવી સઘળી દલીલો પોતાની કરીને તેણે સંઘરી લીધી, અને તે દહાડેથી પછી તે પ્રાર્થનાઓમાં તેમ મૃતજનોની આત્મશાન્તિ અર્થે યોજાએલાં સ્તવનોમાં હાજર રહેવા લાગ્યો, પાપનિવેદન કરવા લાગ્યો, દેવમૂર્તિઓ સમક્ષ ક્રોસની નિશાનીઓ કરવા લાગ્યો, અને પોતે કંઇક સેવા બજાવી રહ્યો છે એવો ખ્યાલ પોતાને આપનારી તથા આનંદરહિત ગૃહજીવનમાંથી છૂટકારાનો અનુભવ કરાવનારી પોતાની નોકરીમાં તે ચાલુ રહ્યો, અને આ બધાં કાર્યો કરતાં પોતે જે અસત્યાચરણ કરી રહ્યો હતો તેનો તેને ખ્યાલ પણ આવ્યો નહિ. પણ આવી રીતે તે પુરાણા ધર્મમતોમાં શ્રદ્ધા દાખવવા લાગ્યો, છતાં તેના અંતરના ઊંડાણમાં તો તેને લાગતું જ હતું કે પોતાની નોકરી, દરબારી પદવી આદિનું તો જે હોય તે ખરું, પણ પોતે સ્વીકારેલો આ ધર્મ એ તો 'યોગ્ય વસ્તુ' નથી જ, અને તેની આંખો સદા વિષાદ ભરી રહેતી તેનું કારણ એ જ હતું. નેખ્લ્યુડોફને દેખ્યો એટલે આ સઘળાં જૂઠાણાં પોતાના અંતરમાં પચી ગયાં તે પૂર્વે પોતે કેવો હતો એ વાતનું તેને સ્મરણ થયું. ખાસ કરીને તો પોતાના વર્તમાન ધર્મમતો વિશે તેણે ત્વરાથી જે સૂચન અત્યારે કર્યું તે પછી તરત પોતે કદી નહોતી અનુભવી

એવી પ્રબળતાથી તેને લાગ્યું કે ધર્મવિષયમાં પોતાનું આ વલણ ને પોતાનો આ મિથ્યાચાર એ 'યોગ્ય વસ્તુ' નથી, અને તેથી તેના ચિત્તમાં અતિ દુઃખદાયક ગમગીની વ્યાપી ગઇ. પોતાના મિત્રને મળ્યાનો પ્રથમ ઘડીનો આનંદ પસાર થઈ ગયો એટલે નેખ્લ્યુડોફને પણ આવો જ અનુભવ થયો.

અને તેથી, તે બન્ને જણે એકબીજાને મળવાનું વચન આપ્યું છતાં એકબીજાની મુલાકાત લેવાને એમાંથી એકે જણે કશાં પગલાં લીધાં નહિ, એટલે નેખ્લ્યુડોફના પીટર્સબર્ગના નિવાસ દરમિયાન તેઓ બન્ને ફરી પાછા મળ્યા નહિ.

## પ્રકરણ ચોવીસમું

**સેનેટમાંથી** નીકળીને નેખ્લ્યુડોફ તથા એડવોકેટ પગપાળા ચાલવા લાગ્યા અને એડવોકેટે પોતાના ગાડીવાળાને પોતાની પાછળ પાછળ ગાડી લઈ આવવાની સૂચના આપી. ચાલતાં ચાલતાં એડવોકેટે નેખ્લ્યુડોફને સેનેટસભ્યો જે પેલા સરકારી અમલદાર વિશે વાતો કરી રહ્યા હતા તેની હકીકત કહી: એનું બદકામ કેવી રીતે જણાઇ આવેલું તથા એ બદકામ બદલ કાયદા મુજબ એ માણસને ખાણમાં સખત મજૂરી કરવા મોકલવો જોઇતો હતો તેને બદલે સાઇબીરિયાના એક શહેરનો સૂબો બનાવી દીધેલો એ બધી વાત કહી. સઘળી ગંદી વીગતો સાથે આ વાત સવિસ્તર કહી સંભળાવ્યા પછી, સવારમાં પોતે જે સ્મારકભુવનની બાજૂમાં થઇને પસાર થએલા તે સદાનું અધૂરું રહેલું મકાન બંધાવવા માટે એકઠા કરેલા ફાળામાંથી કેટલાક લાગવગવાળા માણસો મોટી રકમો ખાઇ ગએલા તેની વાત ભારે

લિજ્જત ને ઉમંગથી કહેવા લાગ્યો; વળી ફલાણા ફલાણાની રખાતને શેરસટ્ટામાં લાખો રૂપિયાનો નફો થએલો તથા ફલાણા ફલાણા માણસે ફલાણા ફલાણા માણસ સાથે પોતાની બૈરીનું શિયળ વેચવાનું સાટું કરેલું તેની વાતો કરી. એડવોકેટે વળી એક ધુતારાની પણ વાત કહી અને મોટી પાયરીએ બિરાજનારા માણસો જે ભાતભાતના ગુના કરી રહેલા છે તેની હકીકત જણાવી. આ સઘળા ગુના બદલ એમને સૌને જેલની સજા થવી જોઇતી હતી તેને સાટે તેઓ જુદાં જુદાં સરકારી ખાતાંના વડા તરીકેની જગાઓ રોકીને અત્યારે બેઠા હતા. આવી આવી વાતોનો આ એડવોકેટ આગળ મોટો ભંડાર ભર્યો હોય એમ લાગતું હતું, અને આ સઘળી વાતો કરતાં તેને ભારે આનંદ થતો હતો; કેમકે પીટર્સબર્ગના ઊંચામાં ઊંચા અમલદારોની સાથે સરખાવતાં પોતાની કમાણીનો રસ્તો સાવ નિર્દોષ છે એમ આ બધી વાતો સાફસાફ બતાવી આપતી હતી. એટલે આ બધી વાતો પૂરી થઈ ન રહી ત્યાં તો નેખ્લ્યુડોફ એક ગાડી ભાડે કરી તેને રામરામ કરી ચાલતો થયો એ જોઇને એડવોકેટને આશ્ચર્ય થયું.

નેખ્લ્યુડોફ ખૂબ ગમગીન બની ગયો. સેનેટે પેલી અપીલ રદ કરી અને નિર્દોષ માસ્લોવા બીચારી જે બિનજરૂરી ને અર્થ-શૂન્ય યાતનાઓ જેલમાં ભોગવી રહી હતી તેને છેવટની બહાલી આપી તે એની ગમગીનીનું મુખ્ય કારણ હતું. આ અપીલ રદ થવાથી પોતે જે પોતાનું જીવન માસ્લોવા સાથે સાંકળવા માગતો હતો તેમાં વિશેષ મુસ્કેલી ઊભી થઈ એ કારણે પણ એને ગમગીની ઊપજી. વળી એડવોકેટે પ્રચલિત દુરાચારની જે ભયંકર વાતો

ભારે લિજ્જતથી એને કહી સંભળાવી તેથી પણ એની ગમગીનીમાં વધારો થયો. વિશેષમાં સેલેનિન જેવા એક વખતના ખુશનુમા, મધુર, નિખાલસ, ને ઉદાત્ત સ્વભાવના પોતાના મિત્રે આજે પોતાના ભણી જે ભાવશૂન્ય ને માયારહિત દૃષ્ટિ ફેંકલી તે એને વારંવાર યાદ આવ્યા કરતી હતી અને એ દૃષ્ટિનું સ્મરણ પણ એની ગમગીનીમાં વૃદ્ધિ કરતું હતું.

ઘેર આવ્યો એટલે દરવાને એના હાથમાં ચિઠ્ઠી મૂકી ને કંઈક તિરસ્કારપૂર્વક જણાવ્યું કે કોઇ ઓર તરેહની બાઇએ અંદર આવીને તે લખી આપી હતી. આ ચિઠ્ઠી શુસ્ટોવાની માની હતી. ચિઠ્ઠીમાં તેણે લખેલું કે ' મારી પુત્રીનું આપે ભલું કર્યું તથા તેને બચાવી એ બદલ આપનો આભાર માનવા, અને વાસિલ્યેવ્સ્કી લત્તાની પાંચમી ગલીના —— નંબરના ઘરમાં હું રહું છું ત્યાં પધારવા વિનંતિ કરવા હું આવેલી. વેરા ફુઓવાનું કેટલુંક કામ છે એટલે આપને મળવાની અત્યંત આવશ્યકતા છે. આપ આવશો એટલે અમે આભારપ્રદર્શનથી આપને મૂંઝવી મારશું એવી ધાસ્તી રાખશો મા. એ આભાર વિશે તો અમે અક્ષર સરખો પણ નહિ ઉચ્ચારવાનું વચન આપીએ છીએ; પણ આપ આવશો તો અમને બહુ આનંદ થશે. તો, બને તો આવતી કાલે સવારમાં જ આવવાનું આપ ન રાખો ?'

બોગાટિરેફની પણ ચિઠ્ઠી આવી હતી. બોગાટિરેફ નેખ્લ્યુડોફનો જૂના વખતનો વ્યવસાયબંધુ હતો. લશ્કરમાં તેઓ બન્ને સાથે અમલદાર હતા, અને હમણાં બોગાટિરેફ શહેનશાહના એડિકાં તરીકે કામ કરતો હતો એટલે પેલા સજા પામેલા ખ્રિસ્તી લોકોની અરજી શહેનશાહને હાથોહાથ આપી દેવા નેખ્લ્યુડોફે તેને કહ્યું હતું. એ સંબંધમાં આ ચિઠ્ઠી હતી. ચિઠ્ઠી મોટાઅક્ષરે

લખી હતી અને તેમાં બોગાટિરેફે જણાવ્યું હતું કે 'વચન આપ્યા મુજબ અરજી તો હું શહેનશાહને હાથોહાથ આપી દઈશ; છતાં તમે ગયા પછી મને એવો વિચાર આવેલો કે આ બાબતનો જે અમલદાર પર આધાર હોય તે અમલદારને જ પ્રથમ જઈને તમે મળો તો આ કામમાં તમને સફળતાનો વિશેષ સંભવ છે, અને મારો એ વિચાર જણાવવા માટે જ આ ચિઠ્ઠી તમને લખી છે.'

છેલ્લા થોડા દહાડામાં નેખ્લ્યુડોફને જે અનુભવ મળેલો એ ઉપરથી કોઇ કામ પાર પડે એવી આશા એને હવે રહી નહોતી. મોસ્કોમાં પોતે ઘડેલી યોજનાઓ એને હવે યૌવનનાં સ્વપ્નાં જેવી જ—જીવનમાં ઝુકાવવાનું આવે એટલે અળપાઇ જાય અને કલ્પના કરતાં વાસ્તવિકતા કોઈ જુદી જ જાતની નીકળી હૃદયને હતાશ કરે એવાં યૌવનસ્વપ્નો જેવી જ—લાગી; છતાં પોતે પીટર્સબર્ગ આવ્યો જ છે તો ત્યાં છે ત્યાં સુધી તો પોતે મોસ્કોમાં જે જે કામ કરવાની ધારણા રાખેલી તે સઘળાં કામ કરવાં જ, તે એને પોતાનું કર્તવ્ય લાગ્યું, અને તેથી એણે નિશ્ચય કર્યો કે વળતે દિવસે પોતે પ્રથમ બોગાટિરેફને મળવું, તેની સલાહ લેવી, અને પછી અત્યારે તેણે ચિઠ્ઠીમાં સૂચના કરેલી તે મુજબ જે અમલદાર પર એ ખ્રિસ્તી લોકોના મુકદ્દમાનો આધાર રહેલો હોય તે અમલદારને મળવું.

પોતાના તોરદાનમાંથી એણે એ ખ્રિસ્તી લોકોની અરજી લઇને વાંચવા માંડી, ત્યાં એના ખંડના દ્વાર પર ટકોરો પડ્યો અને એક નોકરે અંદર આવી કહ્યું કે કાઉન્ટેસ કૅથેરાઇન ઇવાનોવા એને પોતાની સાથે ચા પીવા ઉપર બોલાવે છે.

નેખ્લ્યુડોફે કહ્યું કે હું હમણાં જ આવું છું. પછી તેણે કાગળિયાં પાછાં તોરદાનમાં મૂકી દીધાં અને ઉપર પોતાની માશીના બેઠક-

ભારે ક્ષિન્જતથી એને કહી સંભળાવી તેથી પણ એની ગમગીનીમાં વધારો થયો. વિશેપમાં સેલેનિન જેવા એક વખતના ખુશનુમા, મધુર, નિખાલસ, ને ઉદાત્ત સ્વભાવના પોતાના મિત્રે આજે પોતાના ભણી જે ભાવશૂન્ય ને માયારહિત દૃષ્ટિ ફેંકલી તે એને વારંવાર યાદ આવ્યા કરતી હતી અને એ દૃષ્ટિનું સ્મરણ પણ એની ગમગીનીમાં વૃદ્ધિ કરતું હતું.

ઘેર આવ્યો એટલે દરવાને એના હાથમાં ચિઠ્ઠી મૂકી ને કંઈક તિરસ્કારપૂર્વક જણાવ્યું કે કોઇ ઓર તરેહની બાઇએ અંદર આવીને તે લખી આપી હતી. આ ચિઠ્ઠી શુસ્ટોવાની માની હતી. ચિઠ્ઠીમાં તેણે લખેલું કે 'મારી પુત્રીનું આપે ભલું કર્યું તથા તેને બચાવી એ બદલ આપનો આભાર માનવા, અને વાસિલ્યેવ્સ્કી લત્તાની પાંચમી ગલીના —— નંબરના ઘરમાં હું રહું છું ત્યાં પધારવા વિનંતિ કરવા હું આવેલી. વેરા ફુખોવાનું કેટલુંક કામ છે એટલે આપને મળવાની અત્યંત આવશ્યકતા છે. આપ આવશો એટલે અમે આભારપ્રદર્શનથી આપને મૂંઝવી મારશું એવી ધાસ્તી રાખશો મા. એ આભાર વિશે તો અમે અક્ષર સરખો પણ નહિ ઉચ્ચારવાનું વચન આપીએ છીએ; પણ આપ આવશો તો અમને બહુ આનંદ થશે. તો, બને તો આવતી કાલે સવારમાં જ આવવાનું આપ ન રાખો ?'

બોગાટિરેફની પણ ચિઠ્ઠી આવી હતી. બોગાટિરેફ નેખ્લ્યુડોફનો જૂના વખતનો વ્યવસાયબંધુ હતો. લશ્કરમાં તેઓ બન્ને સાથે અમલદાર હતા, અને હમણાં બોગાટિરેફ શાહેનશાહના એડિકાં તરીકે કામ કરતો હતો એટલે પેલા સજા પામેલા ખ્રિસ્તી લોકોની અરજી શાહેનશાહને હાથોહાથ આપી દેવા નેખ્લ્યુડોફે તેને કહ્યું હતું. એ સંબંધમાં આ ચિઠ્ઠી હતી. ચિઠ્ઠી મોટાઅક્ષરે

લખી હતી અને તેમાં બોગાટિરેફે જણાવ્યું હતું કે 'વચન આપ્યા મુજબ અરજી તો હું શહેનશાહને હાથોહાથ આપી દઈશ; છતાં તમે ગયા પછી મને એવો વિચાર આવેલો કે આ બાબતનો જે અમલદાર પર આધાર હોય તે અમલદારને જ પ્રથમ જઈને તમે મળો તો આ કામમાં તમને સફળતાનો વિશેષ સંભવ છે, અને મારો એ વિચાર જણાવવા માટે જ આ ચિઠ્ઠી તમને લખી છે.'

છેલ્લા થોડા દહાડામાં નેખ્લ્યુડોફને જે અનુભવ મળેલો એ ઉપરથી કોઈ કામ પાર પડે એવી આશા એને હવે રહી નહોતી. મોસ્કોમાં પોતે ઘડેલી યોજનાઓ એને હવે યૌવનનાં સ્વપ્નાં જેવી જ—જીવનમાં ઝુકાવવાનું આવે એટલે અળપાઈ જાય અને કલ્પના કરતાં વાસ્તવિકતા કોઈ જુદી જ જાતની નીકળી હૃદયને હતાશ કરે એવાં યૌવનસ્વપ્નો જેવી જ—લાગી; છતાં પોતે પીટર્સબર્ગ આવ્યો જ છે તો ત્યાં છે ત્યાં સુધી તો પોતે મોસ્કોમાં જે જે કામ કરવાની ધારણા રાખેલી તે સઘળાં કામ કરવાં જ, તે એને પોતાનું કર્તવ્ય લાગ્યું, અને તેથી એણે નિશ્ચય કર્યો કે વળતે દિવસે પોતે પ્રથમ બોગાટિરેફને મળવું, તેની સલાહ લેવી, અને પછી અત્યારે તેણે ચિઠ્ઠીમાં સૂચના કરેલી તે મુજબ જે અમલદાર પર એ ખ્રિસ્તી લોકોના મુકદ્દમાનો આધાર રહેલો હોય તે અમલદારને મળવું.

પોતાના તોરદાનમાંથી એણે એ ખ્રિસ્તી લોકોની અરજી લઈને વાંચવા માંડી, ત્યાં એના ખંડના દ્વાર પર ટકોરો પડ્યો અને એક નોકરે અંદર આવી કહ્યું કે કાઉન્ટેસ કેથેરાઈન ઇવાનોવ્ના એને પોતાની સાથે ચા પીવા ઉપર બોલાવે છે.

નેખ્લ્યુડોફે કહ્યું કે હું હમણાં જ આવું છું. પછી તેણે કાગળિયાં પાછાં તોરદાનમાં મૂકી દીધાં અને ઉપર પોતાની માશીના બેઠક-

ખંડમાં ગયો. જતાં જતાં રસ્તામાં એક બારી આવી તેમાંથી ડોકિયું કરી જોયું તો એણે મેરિયેટનાં ક્યાડાં ઘોડાંની જોડી મકાન આગળ ઊભેલી દીઠી. આ ઘોડાંની જોડી જોઇને એનું મુખ એકાએક સુરખીથી છવાઇ ગયું અને મરક મરક થવા લાગ્યું.

મેરિયેટે અત્યારે કાળો નહિ પણ વિવિધરંગી પોશાક પહેર્યો હતો ને માથે ટોપી મૂકી હતી. હાથમાં પ્યાલો લઇને પોતાની સુંદર આંખો ચમકાવતી ચપચપ વાતો કરતી તે કાઉન્ટેસની આરામખુરશી આગળ બેઠી હતી. નેખ્લ્યુડૉફ ખંડમાં દાખલ થયો તે જ પળે બરાબર મેરિયેટે કંઇક એવી રમૂજી વાત—રમૂજી ને વળી અશ્લીલ વાત–કરેલી કે મોઢે મૂછનો દોરો ફૂટેલો એવી ભલી ભોળી કાઉન્ટેસ ઇવાનોવાનું ભોલ શરીર હસી હસીને બેવડ વળી ગયું હતું અને કંપવા લાગ્યું હતું; ત્યારે મેરિયેટ પોતાનું માથું એક બાજૂ જરા નમાવી મોં મરકાવતી તથા ચહેરામાં ટીખળના ભાવ વ્યક્ત કરતી તેને મૂંગી મૂંગી જોતી બેઠી હતી.

દાખલ થતાં થતાં નેખ્લ્યુડૉફ તેના થોડા શબ્દો સાંભળી ગએલો, એ ઉપરથી એણે અનુમાન કર્યું કે પીટર્સબર્ગમાં હમણાં જે બે બાબતો સૌના મોંમાં ચવાઈ રહી હતી તેમાંની બીજી બાબત —એટલે સાઇબીરિયાના નવા સૂબા તરીકે નિમાએલા પેલા અમલદાર-ની બાબત—વિશે અત્યારે તે બે જણ વાતો કરી રહ્યાં હતાં, ને આ બાબત વિશે મેરિયેટે કંઇક એવી રમૂજભરી વસ્તુ કહેલી કે લાંબા વખત સુધી કાઉન્ટેસ પોતાની જાત પર કાબૂ રાખી શકી નહિ ને પોતાનું હાસ્ય રોકી શકી નહિ.

'એલી, તું તો મને હસાવી હસાવીને મારી નાખીશ,' ઉધરસ ખાતાં ખાતાં તેણે કહ્યું.

'કાં, કેમ છો?' એમ બોલીને નેખ્લ્યુડૉફે બેઠક લીધી.

મેરિયેટની આવી છોકરવાદી દેખીને તે પોતાના અંતરમાં તેની નિંદા કરવા જતો હતો, પણ ત્યાં તો નેખ્લ્યુડોફની આંખોમાં ગંભીરતા ને વિશેષમાં વળી કંઈક અસંતોષનો ભાવ દેખીને તેણે પોતાના ચહેરાના ભાવ જ નહિ પણ અંદરની ચિત્તવૃત્તિ પણ એકદમ બદલી નાખી; કેમકે એને અત્યારે દેખ્યો કે તરત એને રીઝવવાની ઇચ્છા તેને થઈ આવી. એટલે જાણે તે કંઈક વસ્તુ મેળવવા માગતી હોય અને કોઈક ભાવના સફળ કરવા મથતી હોય અને તેને લીધે પોતાની ચાલુ રહેણીકરણીથી જાણે અસંતુષ્ટ થઇ ગઇ હોય એવી ગંભીર તે એકદમ બની ગઈ. ને આ કંઇ તે ઢોંગ કરતી હતી એમ નહોતું, પણ નેખ્લ્યુડોફ અત્યારે જે મનોદશામાં હતો તે જ મનોદશા તેણે અત્યારે પોતાના અંતરમાં સાચેસાચ ખડી કરી. અલબત્ત, આ પળે નેખ્લ્યુડોફ કેવી મનોદશામાં હતો તે વાત ભાષા દ્વારા વર્ણવી બતાવવાનું કોઇએ તેને કહ્યું હોત તો તેવું વર્ણન તો તે ન જ કરી શકત, છતાં કોઇ અકળ કલના-શક્તિથી તેણે નેખ્લ્યુડોફની મનોદશા ખરેખર પોતાના અંતરમાં અત્યારે અનુભવી.

એણે હાથ ધરેલાં જુદાં જુદાં કામોમાં કેવીક સિદ્ધિ મળી એવો પ્રશ્ન તેણે એને કર્યો, એટલે પોતાને સેનેટમાં જે નિષ્ફળતા મળેલી તથા સેલેનિનનો જે ભેટો થએલો તેની વાત નેખ્લ્યુડોફે તેને કરી.

'આહા, કેવો પવિત્ર આત્મા! ખરેખર, નિષ્કલંક ચારિત્ર્યનો નિર્ભય વીરપુરુષ છે એ તો, સાચેસાચ પવિત્ર આત્મા!' પીટર્સ-બર્ગના સમાજમાં સેલેનિનને માટે સામાન્ય રીતે વપરાતાં વિશેષણો વાપરી બન્ને બાનૂઓએ કહ્યું

'એની સ્ત્રી કેવીક છે?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'એની સ્ત્રી? હું, કોઈના ગુણદોષની તુલના કરવા હું નથી માગતી, પણ પોતાના પતિને તે સમજી નથી શકતી એટલું તો નક્કી.'

'શું ખરેખર એણે પણ અપીલ રદ કરવાનો અભિપ્રાય આપ્યો?' ખરેખરા સમભાવથી મૅરિયેટે પૂછ્યું. 'ગજબ કહેવાય એ તો, મને એથી એને માટે ભારે ખેદ થાય છે.' નિસાસો નાખીને તે બોલી.

એણે ભવાં ચડાવ્યાં, અને વાતનો વિષય બદલવા કિલ્લામાં કેદ પુરાએલી અને મૅરિયેટની દરમિયાનગીરીથી હવે છોડી મુકાએલી એવી શુસ્ટોવાની વાત કાઢી. તેણે લીધેલી તકલીફ બદલ એણે તેનો આભાર માન્યો અને પછી, કોઇએ એ બાઈની વાત ઉપરી અમલદાર આગળ કાઢી નહિ એટલા જ કારણે એ બાઈને તેમ તેના આખા કુટુંબને આટલું બધું કષ્ટ વેઠવું પડેલું એ વસ્તુ પોતાને કેવી ભયંકર લાગી તે એ જણાવવા જતો હતો એવામાં મૅરિયેટે એને અધવચથી અટકાવ્યો અને પોતાને પંડને આ વસ્તુથી જે ગુસ્સો થએલો તે દર્શાવવા લાગી.

'બળી એ વાત, મારી આગળ એનો ઉચ્ચાર જ કરશો નહિ,' તે બોલી. 'મારા પતિએ મને જ્યારે કહ્યું કે એ બાઈને છોડી મૂકી શકાય એમ છે, ત્યારે મને તો એ જ વિચાર એકદમ આવ્યો કે "જો એ બાઈ નિર્દોષ હતી તો તેને એક પણ દિવસ જેલમાં રાખી જ શા માટે?"' આમ બોલી નેખ્લ્યુડોફ જણાવવા જતો હતો તે જ વિચાર તેણે દર્શાવવા માંડચા અને આખરે તે બોલી: 'અરે ત્રાસદાયક છે એ વાત તો, ભારે ત્રાસદાયક!'

કાઉન્ટેસ કેથેરાઇન ઇવાનોવા કળી ગઈ કે મૅરિયેટે પોતાના

ભાણેજ સાથે વિલાસચેષ્ટાની રમત આદરી છે, અને એ જોઈને તેને રમૂજ ઉત્પન્ન થઈ. તે બન્ને વાતો કરતાં બંધ પડચાં એટલે તેણે કહ્યું: 'કાલે રાતે એલાઇનને ત્યાં આવે તો ? કીઝવેટર પણ ત્યાં હશે. ને તું ય આવજે,' મેરિયેટ ભણી વળીને તેણે કહ્યું.

'તેની નજર તારા તરફ ગએલી, હો,' પોતાના ભાણેજને તેણે કહ્યું. 'તેણે કહ્યું કે તેં જે વાત જણાવી (તારી બધી વાત મેં તેને જણાવેલી) તે તો ભારે શુભ ચિહ્ન છે, ને એ સૂચવે છે કે તું જરૂર ઈશુભક્ત બનવાનો. માટે તારે અચૂક આવવું. મેરિયેટ, એને કહે કે આવે, અને તું પોતે પણ આવજે.'

'કાઉન્ટેસ, પહેલી વાત તો એ કે, પ્રિન્સને કોઇ પણ જાતની સલાહ આપવાનો મને કશો હક્ક નથી,' મેરિયેટે કહ્યું, અને કહેતાં કહેતાં નેખ્લ્યુડોફ ભણી એવી સૂચક દૃષ્ટિ નાખી કે કાઉન્ટેસના બોલ તેમ ઇવેન્જેલિસિઝમ એ બન્ને તરફ તેઓ બન્નેનું જે વલણ હતું તે તેઓ પરસ્પર સમજી જાય એવી સમભાવની વૃત્તિ તેમની વચ્ચે સ્થાપિત થઈ ચૂકી. 'ને બીજી વાત એ કે, તમે તો જાણો છો, હું બહુ પરવા જ કરતી નથી....'

'હા, હું જાણું છું કે તું તો સદાય અવળી જ ચાલવાની, ને મનનું ધાર્યું જ કરવાની.'

'મનનું ધાર્યું શું ? અદનામાં અદના ગામડિયણની જેટલી આસ્થા તો મારામાં છે, પછી શું ?' સ્મિત કરીને મેરિયેટે કહ્યું. 'ને ત્રીજી વાત એ કે કાલે રાતે તો હું ફ્રેંચ નાટકશાળામાં જવાની છું.'

'ઓહો ! ત્યારે તેં પેલીને દેખી ?—શું એનું નામ ?' કાઉન્ટેસ કૅથેરાઈન ઇવાનોવાએ નેખ્લ્યુડોફને પૂછ્યું. એટલે મેરિયેટે એક નામાંકિત ફ્રેંચ નટીનું નામ જણાવ્યું.

'જરૂર, તું ત્યારે જજે ત્યાં; અદ્‌ભુત છે એ નટી તો.'

'ત્યારે માશીબા, મારે પહેલાં કોની પાસે જવું? નટી પાસે કે ઉપદેશક પાસે?' સ્મિત કરીને નેખ્લ્યુડોફે કહ્યું.

'ભલો થઇને લવારો કર મા.'

'મને લાગે છે પહેલાં તો ઉપદેશક પાસે જ જવું ને પછી નટી પાસે, નહિ તો ઉપદેશ સાંભળવાની વૃત્તિ પછી સમૂળગી ચાલી જશે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'ના, એ કરતાં તો ફ્રેંચ નાટકશાળામાં પહેલાં જવું ને પછી ઉપદેશક પાસે જઇ પ્રાયશ્ચિત્ત કરવું એ જ સારું.'

'હવે રાખ, રાખ, એમ મને બનાવવાની નથી. ઉપદેશક તે ઉપદેશક ને નાટકશાળા તે નાટકશાળા. એટલે મોક્ષ મેળવવા માટે કંઇ સોગિયું મોં કરીને રડવાની જરૂર નથી. જરૂર ફક્ત આસ્થા રાખવાની છે. એક આસ્થા રાખો, પછી તમે તમારે ચાહો તેટલી લહેર ઉડાવોને, એની કોણ ના કહે છે?'

'માશીબા, એ ઉપદેશક કરતાં તમને સારો ઉપદેશ કરતાં આવડે છે, હો.'

'હું તમને એની વાત કહીશ,' મૅરિયેટ બોલી, 'કાલે મારી બોકસમાં આવજો.'

'મને ધાસ્તી છે કે મારાથી નહિ——'

એવામાં નોકરે આવીને વાતમાં ભંગ પાડયો ને કોઇ મળવા આવ્યું છે એવા સમાચાર આપ્યા. મળવા આવનાર માણસ એક ધર્માદા સંસ્થાનો મંત્રી હતો. આ ધર્માદા સંસ્થામાં કાઉન્ટેસ પ્રમુખ હતી.

'ઓહો, એ તો સાવ સોગિયો આદમી છે. મને લાગે છે કે હું બહાર જ એને મળી આવું, પછી પાછી તમારી પાસે આવીશ.

મેરિયેટ, એને થોડી ચા આપ,' એમ કહીને રોજિન્દી ટેવ મુજબ કમલાતી કમલાતી તે ખંડમાંથી ઝડપભેર ચાલી ગઈ.

મેરિયેટે પોતાની સપાટ મક્કમ હથેળી પરથી મોજું કાઢી નાખ્યું. તેની ટચલી આંગળી વીંટીઓથી ભરાઈ ગઇ હતી.

'થોડી લ્યો,' નીચે સ્પિરિટ લૅંપ બળતો હતો એવી રૂપાની કીટલી ઉપાડીને તથા ટચલી આંગળી વિચિત્ર રીતે આગળ રાખીને તેણે કહ્યું.

તેના ચહેરા પર વિષાદ ને ગંભીરતાના ભાવ અંકિત હતા.

'જેમના અભિપ્રાયોને હું કિંમતી ગણું છું એવા લોકો મને મારી પરિસ્થિતિ ને વાતાવરણ સાથે ભેળવીને મારે માટે ખોટા ખ્યાલ બાંધે છે એ જોઈને મને પારાવાર દુઃખ થાય છે.'

આ છેલ્લા શબ્દો ઉચ્ચારતી વખતે તે રડવા જેવી થઇ ગઇ અને જો કે આ શબ્દોનું કોઇ પૃથક્કરણ કરવા બેસે તો તેમાંથી કશો ય અર્થ નીકળે એવું નહોતું, અથવા નીકળે તો સાવ ગોળગોળ જ અર્થ નીકળે એવું હતું, છતાં આ શબ્દો બોલતી વખતે સુંદર પોશાકમાં સજ્જ થએલી આ મોહક યુવતીની આંખમાંનો તેજનો ચમકારો દેખીને નેખ્લ્યુડોફ એટલો બધો આકર્ષાઇ ગયો કે આ શબ્દોમાં વિરલ અર્થ, ઊંડું રહસ્ય, ને સુજનતા રહેલાં હોય એવું એને લાગ્યું.

નેખ્લ્યુડોફ તેને મૂંગો મૂંગો જોઇ રહ્યો, અને તેના મુખ પરથી પોતાની આંખો ખસેડી શક્યો નહિ.

'તમે એમ ધારતા હશો કે હું તમારી વાત કે તમારી અત્યારની સકળ ચિત્તપ્રવૃત્તિ નહિ સમજી શકતી હોઉં. પણ હકીકત એમ નથી. તમે જે કામ કરી રહ્યા છો તે સૌ સમજે છે. એ તો પ્રકટ રહસ્ય છે. ને તમારી પ્રવૃત્તિથી મને તો આનંદ જ થાય છે, એટલે મારું તો એમાં હાર્દિક અનુમોદન જ છે.'

'ખરી વાત કહું તો આનંદ પામવા જેવું કશું એમાં નથી: કેમકે હજુ એવું ભારે કંઇ મેં કર્યું નથી.'

'હરકત નહિ. પણ તમારી લાગણી હું સમજી શકું છું, તેમ પેલી બાઇને પણ હું સમજી શકું છું. વારું, વારું, એમ હોય તો એ વાત હું વધારે નહિ ચર્ચું,' એના ચહેરા પર અણગમો દેખીને તેણે કહ્યું. 'પણ હું એ પણ સમજી શકું છું કે જેલોમાં આ બધો ત્રાસ અને આ બધાં કષ્ટો જોઇને એ સઘળાં કષ્ટો ભોગવી રહેલ બંદીવાનોને મદદ કરવાનું તમને મન થયું છે,' સ્ત્રી-સુલભ સાહજિક વૃત્તિને બળે નેખ્લ્યુડોફ્ને શું પ્રિય છે તથા કઇ વસ્તુને એ મહત્ત્વની ગણે છે તેનું અનુમાન કરીને એને પોતાના પ્રત્યે આકર્ષવાની ઇચ્છાથી મૅરિયેટ આગળ બોલી: 'બીજા માનવીઓની નિર્દયતા અને બેદરકારીને કારણે આટલાં બધાં કષ્ટો સહન કરી રહેલ કેદીઓને સહાય થવાનો વિચાર થાય એ સ્વાભાવિક જ છે. એમનાં દુ:ખો મિટાવવા ખાતર સ્વાર્પણ કરવાની તમારી તત્પરતા હું બરાબર સમજી શકું છું. મને પણ એવું સ્વાર્પણ કરવાનું મન થઇ આવે છે, પણ એવી અનુકૂળતા તો ભાઇ, નસીબમાં લખી હોય તો જ મળે ને?'

'ત્યારે નસીબે તમને અત્યારે મૂક્યાં છે એ પરિસ્થિતિથી તમને સંતોષ નથી, એમ?'

'મને?' પોતાને કોઈ આવો પ્રશ્ન પૂછે એથી આશ્ચર્યચકિત બની હોય એવી રીતે તેણે પૂછ્યું. 'મારે સંતોષ માનવો પડે છે, ને હું માનું પણ છું. પણ અંતરમાં એક કીડો રહ્યો છે ખરો, તે કોઈ કોઈ વખત સળવળી ઊઠે છે ને—'

'સળવળી ઊઠતો હોય તો સારું, એ કીડાને તે સદાય સતેજ રાખીને સળવળવા જ દેવો. એ સળવળાટ એ અંતરનો

અવાજ છે, અને એ અવાજનેજ સર્વદા અનુસરવું જોઇએ,' મેરિયેટની શબ્દજાળમાં સપડાતો નેખ્લ્યુડોફ બોલ્યો.

મેરિયેટ સાથેની આ વાતચીત નેખ્લ્યુડોફને પાછળથી ઘણી વાર યાદ આવતી, અને જ્યારે જ્યારે યાદ આવતી ત્યારે ત્યારે એને શરમ લાગતી. અત્યારે તે બોલતી હતી તે શબ્દોને જૂઠાણું કહીએ એના કરતાં નેખ્લ્યુડોફે ઉચ્ચારેલા શબ્દોના પડઘા જેવા કે નકલ જેવા કહીએ તો વધારે યોગ્ય ગણાય એવું હતું. તેના આ શબ્દો તેમ જેલજીવનની યાતનાઓ અને ગામડાંમાં પોતાને થએલા અનુભવોની પોતે વાતો કરતો હતો એ વખતે પોતાના ચહેરા પર સમભાવપૂર્વક ધ્યાન આપીને જોઇ રહેલું તેનું મુખ એ બન્ને નેખ્લ્યુડોફને પાછળથી અનેક વાર યાદ આવતાં, અને એવા દરેક પ્રસંગે એને શરમ થતી.

કાઉન્ટેસ ખંડમાં પાછી આવી ત્યારે આ બન્ને જણ વાતો કરતાં હતાં તે કેવળ જૂના દોસ્ત પેઠે જ નહિ, પણ ઉદાસીન માનવીઓના એક આખા ટોળામાં ઊભા રહેલા અને એ આખા ટોળામાંથી ફક્ત પોતે જ પરસ્પરના વિચારમંતવ્ય આદિને સમજી શકતા હોય એવા એકાન્તિક દિલોજાન દોસ્ત પેઠે વાતો કરતાં હતાં.

સત્તાધારીઓને હાથે થઇ રહેલો અન્યાય, કમનસીબ બંદીવાનોને વેઠવાં પડતાં કષ્ટો, ને લોકોમાં વ્યાપી રહેલી ગરીબાઇ આ બધી બાબતો વિશે તેઓ વાતો કરતાં હતાં; પણ ખરી રીતે તો, આ બધી વાતોના અવાજ વચ્ચે એકબીજાને એકીટશે જોઇ રહેલાં એ બન્ને જણની આંખો સતત રીતે પરસ્પર પૂછી રહી હતી કે 'કાં, તને મારા પર પ્રેમ છે?' અને સામો જવાબ આપી રહી હતી કે 'હા, છે,' અને અનેક પ્રકારનાં અણધાર્યાં ને આકર્ષક

રૂપો ધારણ કરીને ઉભયના અંતરમાં રહેલી કામવાસના એમને પરસ્પર પ્રત્યે ખેંચી રહી હતી.

જતાં જતાં તેણે એને કહ્યું કે 'મારાથી બની શકે એવું કોઇ પણ કામ તમે કહેશો તો તે કરવા હું સદા તત્પર રહીશ.' વિશેષમાં તેણે જણાવ્યું કે 'મારે એક બહુ મહત્ત્વની વાત તમને કરવાની છે, માટે આવતી કાલે તમારે નાટકશાળામાં અવસ્ય એક વાર આવી જવું, પછી વખત ન હોય તો ભલે પળવાર રોકાઇને ત્યાંથી ચાલ્યા જજો.'

'જરૂર આવજો હો, કેમકે આપણે પાછાં ક્યારે મળશું એની કોને ખબર છે?' હીરાની વીંટી પહેરેલા પોંચા પર સંભાળપૂર્વક મોજું પહેરતાં પહેરતાં નિસાસો નાખીને તે બોલી: 'માટે વચન આપો કે જરૂર આવીશ.'

નેખ્લ્યુડોફે વચન આપ્યું.

તે દિવસે રાત્રે દીવો બુઝાવી નેખ્લ્યુડોફ પોતાના ખંડમાં એકલો સૂતો ત્યારે એને ઊંઘ આવી નહિ. એ વખતે એના ચિત્તમાં માસ્લોવા, તેના સંબંધમાં સેનેટે આપેલો ચુકાદો, કોઇ પણ સંજોગોમાં માસ્લોવાની સાથે સાથે જવાનો પોતાનો નિશ્ચય, અને પોતાની જમીનનો પોતે કરેલો ત્યાગ—આ બધી વસ્તુઓ વિશે વિચારો આવવા લાગ્યા, અને આ વિચારો એ કરી રહ્યો હતો એવામાં 'આપણે પાછાં ક્યારે મળશું?' એમ એકીટશે જોઇ રહી નિસાસો નાખી બોલતી મેરિયેટનું મુખ એકાએક એની કલ્પનામાં દેખાયું અને એ વખતનું તેનું સ્મિત એવા તાદૃશ રૂપમાં એનાં કલ્પનાચક્ષુ સમક્ષ ખડું થયું કે જાણે પોતે તેને નજરોનજર જોતો હોય એવી રીતે એણે સામું સ્મિત કર્યું. આ વખતે એના અંતરમાં પ્રશ્ન થયો કે

'સાઈબીરિયા જાઉં એ યોગ્ય કર્યું કહેવાશે? ને મારી સંપત્તિનો ત્યાગ કર્યો એ મેં યોગ્ય કર્યું છે?'

અને પીટર્સબર્ગમાં પસાર કરેલી આજની રાત્રે—બારીના પડદા નીચેથી અંદર આવતા પ્રકાશથી પ્રકાશિત આજની રાત્રિએ—આ પ્રશ્નોના જે ઉત્તર એણે આપ્યા તે સાવ અસ્પષ્ટ હતા. અત્યારે એને સઘળું ધુમ્મસમય લાગતું હતું. પોતાની આગલી મનોદશા અને પોતાની આગલી વિચારસરણી અત્યારે યાદ કરવા એણે યત્ન કર્યો, પણ એ બેમાંથી એકેમાં પૂર્વનું જોમ કે યથાર્થતા અત્યારે એને જણાયાં નહિ.

'ધારો કે આ બધું મારા મનથી ઊભું કરેલું તૂત જ હોય અને છેક સુધી આ પ્રકારનું જીવન ગાળવા હું અશક્ત નીવડું—સાચું યથાર્થ આચરણ કર્યા બદલ મને પસ્તાવો થાય—તો પછી શું કરવું?' એવો પ્રશ્ન એના ચિત્તમાં ખડો થયો, અને એ પ્રશ્નનો સમાધાનકારક ઉત્તર એ આપી શક્યો નહિ તેથી લાંબા વખતથી નહિ અનુભવેલી એવી ઉત્કટ નિરાશા ને વેદના એના ચિત્તમાં વ્યાપી ગઈ અને અગાઉ એક વાર જુગારમાં ગંજાવર રકમ ગુમાવી બેઠેલો ત્યારે આવેલી એવી ઘોર ઊંઘમાં એ પડયો.

# પ્રકરણ પચીસમું

બીજે દિવસે સવારે નેખ્લ્યુડોફ ઊઠ્યો ત્યારે આગલે દિવસે પોતે કંઈક અકાર્ય કર્યું હોય એવું એને લાગ્યું. એટલે એ વિચારમાં પડ્યો. એણે બધું યાદ કરી જોયું, પણ કોઈ અન્યાય કે દુરાચરણ કર્યાનું એને સ્મરણ થયું નહિ. પણ એને યાદ આવ્યું કે દુરાચાર તો નહિ પણ દુર્વિચાર પોતે કરેલા ખરા. એને વિચાર આવેલો કે કાટુશાને પરણવાના અને જમીનનો ત્યાગ કરવાના પોતાના અત્યારના સઘળા નિશ્ચયો એ તો અસાધ્ય સ્વપ્નાં છે; એ નિશ્ચયો પોતે અમલમાં મૂકશે તો પોતાનું જીવન અસહ્ય થઈ પડશે, તેમ અસ્વાભાવિક ને કૃત્રિમ બની જશે, એટલે અત્યાર સુધી પોતે જે જાતનું જીવન ગુજારેલું તેવું જ જીવન ગુજારવાનું પોતાને ચાલુ રાખવું પડશે એવા વિચાર એને આવેલા.

એટલે, એણે કશું દુરાચરણ નહોતું કર્યું, પણ દુરાચરણથી પણ અનેકધા અનિષ્ટ ગણાય એવું કાર્ય એણે કર્યું હતું, અને તે એ કે દુરાચરણના ઉદ્ભવસ્થાનરૂપ દુર્વિચારો એણે સેવ્યા હતા.

દુષ્કાર્ય તો એક વાર કર્યા પછી બીજી વાર ન પણ કરાય, અને એક વાર કર્યા પછી પાછો તેનો પસ્તાવો પણ થાય; પણ દુર્વિચારો તો સર્વ પ્રકારનાં દુષ્કાર્યોને જન્મ આપે છે.

દુષ્કાર્ય તો બીજાં દુષ્કૃત્યોનો માર્ગ સરળ બનાવે છે એટલું જ પણ દુર્વિચારો તો માણસને દુરાચારને માર્ગે અનિવાર્ય બળથ ખેંચીને ઘસડી જાય છે.

આગલે દિવસે પોતાને થએલા વિચારો નેખ્લ્યુડોફે અત્યાં ફરીથી ચિત્તમાં આણી તપાસી જોયા તો એવા વિચારો પ પળવાર પણ પોતે વિશ્વાસ રાખેલો એ ખ્યાલથી એને આશ્ચ થયું. પોતે ગાળવા નિર્ધારેલું જીવન પોતાને ગમે તેવું નવું કપરું લાગે તોપણ પોતાને માટે હવે એ પ્રકારનું જીવન શક્ય રહ્યું છે તે એ સમજતો હતો; અને પોનાના પૂર્વજીવનને પુનઃસ્વીકાર ગમે તેટલો સરળ અને સ્વાભાવિક લાગતો હોય તોપણ એ જીવન પોતાને માટે મૃત્યુ તુલ્ય છે તે એ સમજતો હતો એટલે જૂનું જીવન ફરી શરૂ કરવાની એને ગઇ કાલે જે લાલચ થઇ આવેલી તે તો, કોઇ માણસ ઘસઘસાટ ઊંઘ લઇને ઊઠે, અને ઊંઘ ઊડી ગયા છતાં, અને આનંદજનક ને મહત્ત્વપૂર્ણ કાર્યો પોતાની રાહ જોતાં પડયાં છે એ ખ્યાલ હોવા છતાં, ઘડીભર નિરાંતવા થઇને પથારીમાં પડયા રહેવાનું જે મન એને થઈ આવે છે તેના જેવી હતી.

આજનો દિવસ એના પીટર્સબર્ગનિવાસનો છેલ્લો દિવસ હતો, એટલે શુસ્ટોવાને મળવા સવારમાં એ વાસિલ્યેવ્સ્કી ઓસ્ટ્રોફ લત્તામાં ઊપડયો.

શુસ્ટોવા બીજે માળ રહેતી હતી; અને નેખ્લ્યુડોફને પાછલા દાદરનો રસ્તો કોઇએ બતાવેલો, એટલે એ સડસડાટ કરતો ખોરાકની વાનીઓથી મઘમઘી ઉઠેલા ને ગરમીથી ભરપૂર એવા રસોડામાં દાખલ થયો. અહીં એક પાકટ વયની બાઈ ચશ્મા પહેરી ને મળવસ્ત્ર

ધારણ કરીને તથા બાંયો ચડાવીને ચૂલે મૂકેલી વરાળ કાઢતી કડાઇ આગળ ઊભીઊભી કંઇક હલાવી રહી હતી.

'કોનું કામ છે?' ચશ્મા ઉપરના ખાલી ભાગમાંથી નજર કરી કડક અવાજે તેણે પૂછ્યું.

**નેખ્લ્યુડોફ** હજુ પોતાનું નામ પૂરું જણાવી ન શક્યો ત્યાં તો તેના ચહેરા પર ભીતિ અને આનંદના ભાવો દેખાયા.

'ઓહો, આ તો **પ્રિન્સ**!' પોતાના મળવસ્ત્રથી હાથ લૂછતાં તેણે ઉદ્‌ગાર કાઢ્યો. 'પણ આપ પાછલે રસ્તેથી કેમ આવ્યા? આપ તો અમારા તારણહાર છો. હું એ છોકરીની મા થાઉં. બાપડીને મરણતોલ કરી નાખી એ લોકોએ તો. આપે આવીને અમને ઉગાર્યાં,' **નેખ્લ્યુડોફ**નો હાથ પકડીને ચૂમવા મથતાં તેણે કહ્યું.

'હું કાલે આપને મળવા આવેલી. મારી બહેને કહેલું એટલે. તે પણ અહીં છે. જી, આ બાજૂ, આ બાજૂ,' વાળીને ઊંચે ચડાવેલો પાલવ ઉતારી નાખતાં નાખતાં તથા વાળ સમારતાં **શુસ્ટોવા**ની મા બોલી અને એક સાંકડા બાર ને અંધારી ચાલમાં થઇને **નેખ્લ્યુડોફ**ને આગળ લઈ ગઈ. 'મારી બેનનું નામ **કોર્નિલોવા**. તમે તેનું નામ સાંભળ્યું હશે,' એક વાસેલા બારણા આગળ ઊભી રહીને ધીરે અવાજે તે બોલી. 'તે પણ એક રાજકીય ચળવળમાં સંડોવાઈ હતી. ભારે ચાલાક બાઇ છે એ.'

પેલું બારણું ઉઘાડી **શુસ્ટોવા**ની મા **નેખ્લ્યુડોફ**ને એક નાનકડી ઓરડીમાં લઇ ગઇ. ત્યાં એક ટેબલ પાસે એક સોફા પડ્યો હતો, અને એ સોફામાં એક જાડી, ઢીંચકી છોકરી બેઠી હતી. એ છોકરીનું મોં તેની મા જેવું ફીકું ને ગોળ હતું અને તેના સુંદર વાંકડિયા વાળનાં ગૂંછળાં તેના મોંની આસપાસ ફરફરતાં હતાં. તેણે એક ચટાપટાવાળું સુતરાઉ બ્લાઉઝ પહેર્યું હતું.

તેની સામે આરામખુરસીમાં એક જુવાન બેઠો હતો. તેને મોઢે આછી આછી કાળી દાઢીમૂછ ઊગેલી હતી, અને ભરતભરેલું રશિયાઇ પહેરણ તેણે પહેરેલું હતું. તેણે શરીરનો ઉપલો ભાગ એટલો બધો આગળ ઝુકાવ્યો હતો કે શરીર લગભગ એવડ વળી ગયું હતું. આ બન્ને જણ વાતોમાં એટલાં બધાં મશગૂલ બની ગયાં હતાં કે નેખ્લ્યુડોફ ઓરડીની અંદર આવી પહોંચ્યો ત્યાર પછી જ તેમણે પાછું વાળીને જોયું.

'લીડિયા, પ્રિન્સ નેખ્લ્યુડોફ પધાર્યા છે! પેલા......' તેની માએ કહ્યું.

વાળની લટ આવેશપૂર્વક કાન પછવાડે હડસેલી દેતી તે ફીકી છોકરી કૂદકો મારીને ઊભી થઇ અને પોતાની મોટી ભૂખરી આંખોમાં ભીતિનો ભાવ આણી એ અપરિચિત પુરુષ સામે એકીટશે જોઇ રહી.

'ત્યારે વેરા ડુખોવાએ જેની વકીલાત કરવાનું મને સોંપેલું એ ભયંકર સ્ત્રી તે તમે જ, ખરું ને?' સ્મિત કરીને નેખ્લ્યુડોફે પૂછ્યું.

'હા, હું જ તે,' લીડિયા શુસ્ટોવાએ બાળકના જેવું સમગ્ર મુખવ્યાપી માયાભર્યું સ્મિત કરી કહ્યું, એટલે તેની સુંદર દંતાવલિ દેખાઇ. 'માશી આપને મળવા બહુ આતુર બની ગયાં હતાં. માશી!' ખુશનુમા અવાજે તેણે બારણાની પેલી પાર બૂમ પાડી.

'તમારા કારાવાસે વેરા ડુખોવાને બહુ દુઃખ દીધેલું,' નેખ્લ્યુડોફે કહ્યું.

'અહીં બેસો અથવા એ કરતાં અહીં બેસો,' પેલો જુવાન હમણાં જ ઊઠ્યો એ ઘસાઈ ગએલી આરામખુરસી બતાવીને લીડિયાએ કહ્યું.

'એ મારો પિતરાઇ ભાઇ ઝાખારોફ છે,' નેખ્લ્યુડૉફ એ જુવાન ભણી જોઇ રહ્યો હતો એ દેખીને તે બોલી.

એટલે એ જુવાને પણ લીડિયા જેવું માયાભર્યું સ્મિત કરીને નેખ્લ્યુડૉફને આવકાર આપ્યો, અને નેખ્લ્યુડૉફ બેઠો એટલે જાતે એક બીજી ખુરસી લાવી એની પડખે બેઠો. સોળેક વરસની ઉંમરનો સુંદર વાળવાળો એક વિદ્યાર્થી પણ તે ઓરડીમાં આવ્યો અને ધીરે રહીને બારીના બારસાખમાં બેઠો.

'વેરા ડુખોવા મારાં માશીના પરમ મિત્ર છે, પણ હું પોતે તો તેમને ઓળખતીએ નથી,' શુસ્ટોવાએ કહ્યું.

પછી સફેદ બ્લાઉઝ ને ચામડાનો પટ્ટો પહેરેલી ને પ્રસન્ન મુખમુદ્રાવાળી એક બાઈ પડખેની ઓરડીમાંથી ત્યાં આવી પહોંચી.

'કાં, કેમ છો? આવ્યા તે ઉપકાર થયો,' લીડિયાની પડખે સોફા પર બેસીને તરત તે બોલી.

'વારુ, ને વેરા કેમ છે? તમે એમને મળેલા? જેલજીવનનાં કષ્ટો એ કેવા ભાવથી સહી રહેલ છે?'

'એ જરાય બબડતી નથી,' નેખ્લ્યુડૉફે કહ્યું, 'એ તો કહે છે કે મારી લાગણીઓ સમદર્શી વેદાન્તીના જેવી છે.'

'હા, વેરા એમ જ બોલે. હું ઓળખું છુ એને,' મોં મરકાવતી અને માથું હલાવતી તેની માશી બોલી. 'આપણે એને બરાબર ઓળખવી જોઇએ. બાકી બહુ સરસ સ્વભાવની બાઇ છે એ. એ તો કહે છે, બધું ય બીજાને માટે, પોતાને માટે કશું ય નહિ.'

'હા, પોતાને માટે તેણે કશી માગણી નહિ કરેલી, ફક્ત તમારી ભાણેજને માટે જ તેને ચિન્તા હોય એવું લાગેલું. તેને જે સૌથી વિશેષ દુઃખ થતું હતું તે તો, તેના જણાવ્યા મુજબ, આ તમારી ભાણેજને વગરકારણે કેદ કરેલી તેનું જ થતું હતું.'

'હા, સાચી વાત છે એ,' માશીએ કહ્યું. 'ભયંકર મામલો હતો એ. ખરેખર મારે લીધે જ એને આ બધું વેઠવું પડયું.'

'જરાય નહિ, માશી, તમે નહોત તો એ એ કાગળિયાં હું લેવાની જ હતી.'

'હવે રહેવા દે. તારા કરતાં મને વધુ બાતમી છે,' માશી બોલી. 'જુઓ,' નેખ્લ્યુડોફ ભણી વળી તે આગળ બોલવા લાગી. 'એ બધા મામલાનું કારણ એ હતું કે એક માણસે પોતાના કાગળો થોડો વખત રાખવા મને કહેલું, ને મારે પોતાનું ઘર નહોતું એટલે આની પાસે એ કાગળો લાવેલી. બરાબર તે જ દિવસે પોલીસે આવી તેના મકાનની જડતી લીધી અને એ કાગળોનો ને આનો પોતાનો કબજો લીધો, ને માગણી કરી કે એ કાગળો કોના તરફથી એને મળેલા એ જણાવવું. એટલા જ કારણે તેને આજ સુધી જેલમાં પૂરી રાખેલી.'

'પણ મેં એ નામ છેક સુધી જણાવ્યું જ નહિ.' વાળની લટ છૂટી નહોતી છતાં આવેશપૂર્વક તેને આંચકો મારી લીડિયાએ એકદમ કહ્યું.

'તે હું કયાં કહું છું કે તેં જણાવ્યું?' તેની માશીએ કહ્યું.

'એ લોકોએ મિટિનને પકડેલો, પણ એની બાતમી મારી પાસેથી કંઈ એ લોકો નહિ મેળવી શકેલા એ નક્કી,' શરમની સુરખીથી લાલચોળ બનીને ને વ્યાકુળતાથી આસપાસ ચકળવકળ નજર નાખીને લીડિયાએ કહ્યું.

'લીડિયા, બેટા, એ વાત ઉચ્ચારીશ જ મા,' તેની માએ કહ્યું.

'શું કરવા નહિ? મને એ વાત કરવાનું મન છે,' લીડિયા બોલી. આ વખતે તે સ્મિત નહોતી કરતી, તેમ વાળની લટ પણ

નહોતી ખેંચતી. અત્યારે તો વાળની લટ લઇને આંગળીની આસપાસ તેનો વળ તે ચડાવતી હતી અને તેનું મોઢું વધુ ને વધુ લાલ થતું જતું હતું.

'કાલે વાત કરવા મંડી'તી એ વખતે બનેલો બનાવ કેમ ભૂલી જાય છે?'

'હું તો જરાય વાત કરવા મંડી જ નહોતી—મા, મને વતાવીશ મા એ બાબતમાં...મેં કંઇ કહેલું જ નહિ; હું તો ચૂપ જ રહેલી. મિટિન બાબત ને માશી બાબત એણે મને પ્રશ્નો પૂછવા માંડયા ત્યારે હું કંઇ બોલી જ નહોતી, અને બોલવાની નથી એમ મેં એને જણાવી પણ દીધેલું.'

'પછી આ ...... પેટ્રોફ ....'

'પેટ્રોફ એ એક જાસૂસ છે, છૂપી પોલીસનો માણસ છે,' પોતાની ભાણેજની વાત નેખ્લ્યુડોફ સમજી શકે એટલા માટે માશીએ એનો ખુલાસો કર્યો.

'પછી એણે મને સમજાવવા માંડી,' લીડિયાએ આવેશમાં આવી ઉતાવળે બોલવા માંડયું. '"તમે મને કંઇએ કહેશો એથી" તે બોલ્યો "કોઇને પણ હરકત આવવાની નથી; ઊલટું તમે મને કહેશો એટલે તો અત્યારે અમે નકામાં પીડી રહ્યાં છીએ એવાં નિર્દોષ માણસોને અમે છોડી મૂકી શકીશું." તેણે મને આમ સમજાવી, છતાં મેં તો કહ્યું કે હું કશું જણાવવાની નથી, એટલે પછી તે બોલ્યો, "બહુ સારું, તમે બોલશો નહિ, પણ હું જે કહેવાનો છું એમાં તમે નામુકર તો ન જ જશો." એમ કહીને પછી તેણે મિટિનનું નામ લીધું.'

'હવે જવા દે ને એ વાત,' માશીએ કહ્યું.

'વચ્ચે બોલો મા. મારીબા, ભાઇસા'બ . . . . ' એમ કહીને તે વાળની લટ ખેંચવા લાગી તથા આસપાસ જોવા લાગી: 'ને પછી એક જોવા જેવી વાત છે કે બીજે જ દિવસે મેં સાંભળ્યું —બારણા પર ટકોરો મારીને એ લોકોએ મને ખબર આપ્યા— કે મિટિન પકડાયો. એટલે મને તો થયું કે મેં જ એની વાત ફોડી નાખી, અને પછી મને પેટમાં કંઇ બળતરા થઇ કંઇ બળતરા થઈ—બળતરાથી હું નો ગાંડા જેવી જ થઈ ગઇ.'

'ને ત્યાં તો માલૂમ પડ્યું કે તેને પકડેલો એ કંઇ તારે લીધે નહિ જ.'

'હા, પણ મને એ વાતની ખબર નહિ. મને તો આખા વખત એમ થયાં કરે " લે, આ તો મેં જ એને દગો દીધો, મેં જ એની વાત ફોડી." હું તો પછી આખો દહાડો એક દીવાલથી બીજી દીવાલ સુધી આંટા જ માર્યા કરું, ને બધો વખન મને એ જ વિચાર આવ્યા કરે. મને તો એમ જ થાય કે " અરેરે, મેં ભૂંડીએ એને દગો દીધો, મેં પંડે એની વાત ફોડી." પથારીમાં જઈ સોડ તાણીને સૂઇ જાઉં તો ત્યાં પણ કોક કાનમાં ગણગણે કે " ફોડી નાખી વાત ! મિટિનની વાત ફોડી નાખી !–દગો દીધો મિટિનને ! " મને ખબર હોય કે એ બધી ભ્રમણા છે, છતાં એ ગણગણાટ સંભળાયા વિના કંઇ રહે નહિ. મન થાય કે ઊંઘી જાઉં, પણ ઊંઘ જ આવે નહિ. ઘણુંય થાય કે મારે વિચાર જ બિલકુલ કરવા નહિ, પણ વિચાર આવ્યા વિના રહે જ નહિ. આહા ! મહાભયંકર હતી તે દિવસની હાલત તો !' આમ બોલતાં બોલતાં લીડિયા વધુ ને વધુ આવેશમાં આવતી ગઇ અને વાળની લટ આંગળીની આસપાસ ઘડીકમાં વીંટાળે, ને ઘડીકમાં વળી પાછી ઉખેળી લે એમ કરવા લાગી, તથા આસપાસ ચકળવકળ જોવા લાગી.

'લીડિયા, બેટા, હવે શાન્ત થા,' તેનો ખભો પંપાળીને તેની માએ કહ્યું.

પણ શુસ્ટોવા અત્યારે પોતાની જાતને રોકી શકે એમ હતું જ નહિ.

'અને એ હાલત વિશેષ ભયંકર તો એટલા માટે હતી કે...' ફરી વળી તેણે બોલવા માંડયું, પણ એ વાકય તેણે પૂરું કર્યું નહિ, અને એક ચીસ પાડી કૂદકો મારીને ઓરડીની બહાર ચાલી ગઇ.

તેની પાછળ જવા તેની મા પણ એ દિશામાં વળી.

'એ હરામીઓને તો બધાને ફાંસીએ જ ચડાવવા જોઇએ,' બારીના બારસાખમાં બેઠેલો પેલો વિદ્યાર્થી બોલ્યો.

'એ શું વળી?' માએ કહ્યું.

'હું તો ફક્ત એટલું જ કહેતો હતો... અરે, કંઇ નહિ' વિદ્યાર્થીએ કહ્યું અને ટેબલ પર પડેલી એક સિગારેટ લઇ તે પીવા લાગ્યો.

## પ્રકરણ છવ્વીસમું

'હા, એ એકાન્ત કારાવાસ જુવાન માણસોને માટે ભયંકર નીવડે છે' માથું ધુણાવતાં ધુણાવતાં અને સાથે સાથે સિગારેટ સળગાવતાં સળગાવતાં માશીએ કહ્યું.

'એકલા જુવાનને માટે કાં, હું તો કહું છું કે સૌ કોઇને માટે એ ભયંકર નીવડે છે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'ના, સૌ કોઇને માટે નહિ,' માશીએ જવાબમાં જણાવ્યું, 'કહે છે કે સાચા ક્રાન્તિકારીઓને માટે તો એ આરામ ને વિસામાતુલ્ય છે. પોલીસ જેને ઢૂંઢતી ફરતી હોય છે તે માણસ નિરંતર ચિંતામાં ને સુખસગવડની ચીજોની તંગીમાં જ પોતાના દહાડા કાઢતો હોય છે, વળી પોતાની જાત વિશે તેમ બીજાઓ વિશે અને પોતે ઉપાડેલા કામ વિશે તેને નિરંતર દહેશત રહ્યા કરે છે; એટલે, આખરે જ્યારે એ પકડાય ને એ રીતે એની કામગીરી પૂરી થાય, એટલે એના ખભા પરથી સઘળી જવાબદારીનો બોજો ચાલ્યો જાય છે એટલે નિરાંતે પગ વાળીને બેસી શકે છે ને જંપીને આરામ લઇ શકે છે; પણ જુવાન નિર્દોષ માણસોને —એ લોકો પહેલાં પકડે છે પણ આ લીડિયા જેવાં નિર્દોષને જ સદા—એટલે તેના જેવાને માટે તો જેલજીવનનો પહેલો આઘાત ભારે ભયંકર નીવડે છે. અને એ ભયંકરતાનું કારણ એમનું સ્વાતંત્ર્ય ચાલ્યું જાય છે ને એમને ખોરાક ખરાબ મળે છે ને ખરાબ હવામાં એમને રહેવું પડે છે એ કંઈ નથી–એ બધાનો એમને મન કશો હિસાબ હોતો નથી, ખરું કારણ તો માણસ પહેલી વાર જેલમાં જાય એ વખતે એને જે નૈતિક આઘાત લાગે છે તે જ છે. એ નૈતિક આઘાત ન હોય તો તો અત્યારે સહેવી પડે છે એથી ત્રણગણી હાડમારીઓ પણ સહેલાઈથી સહી શકાય.'

'ત્યારે તમે એ તે અનુભવી આવ્યાં લાગો છો?'

'હું? હું તો બે વાર જેલમાં જઇ આવી છું,' વિષાદભર્યું આછું સ્મિત કરીને તેણે કહ્યું: 'પહેલી વાર મને પકડેલી એ વખતે મેં કશું ય કરેલું નહિ. એ વખતે મારી ઉંમર બાવીસ વરસની હતી, મારે એક છોકરું પણ હતું ત્યારે, ને બીજી સુવાવડનો

પ્રસંગ પાસે જ આવતો હતો એ વખતે મારું સ્વાતંત્ર્ય ખૂંચવી લીધેલું તેમ મારા સંતાનથી ને મારા પતિથી મારે વિખૂટું પડવું પડેલું એ જોકે મને ખૂબ આકરું લાગેલું, છતાં પકડાઈ ગયા પછી મને જ્યારે માલૂમ પડ્યું કે હું તો હવે માનવપ્રાણી મટી ગએલ છું અને જડ વસ્તુ જેવી બની ગએલ છું ત્યારે મને જે દુઃખ થઈ આવેલું તેની સરખામણીમાં પેલું સ્વાતંત્ર્યનાશ ને વિયોગનું દુઃખ વિસાત વિનાનું લાગતું હતું. એ વખતે મારે મારી ટીચકૂડી છોકરીની વદાય લેવી હતી પણ એ લોકોએ તો એકદમ હુકમ કર્યો કે મારે જઈને ગાડીમાં બેસી જવું. મેં પૂછ્યું કે મને ક્યાં લઈ જાય છે, પણ જવાબમાં મને એવું કહ્યું કે પહોંચીશ એટલે આપોઆપ ખબર પડશે એની. મારા પર શું તહોમત છે એમ મેં પૂછ્યું તો મને કશો ઉત્તર મળ્યો નહિ. ત્યાં ગયા ને મારી જડતી લેવાઈ ગઇ અને મારાં કપડાં કાઢી જેલના નંબરવાળાં કપડાં મને પહેરાવ્યાં. પછી એક કોટડી આગળ મને લઇ ગયા, તેનું બાર ઉઘાડી મને અંદર હડસેલી દીધી ને પછી બારણાને તાળું લગાવી મને અંદર એકલી પૂરી દીધી. આ કોટડીના બારણા આગળ એક સંત્રી ભરેલી બંદૂક રાખી એક છેડાથી બીજા છેડા સુધી લટાર મારતો હતો અને વચ્ચે વચ્ચે એક તડમાંથી અંદર જોતો હતો. આ બધું દેખીને એ વખતે મને પારાવાર નિરાશા થએલી. હું સાવ હતાશ જ થઈ ગએલી ત્યારે. એ વખતે મારું સૌથી વિશેષ લક્ષ તો એ વસ્તુએ ખેંચેલું કે મારી જડતી લેનાર પોલીસ અમલદારે મને પીવા માટે સિગારેટ આપેલી. એ ઉપરથી સ્પષ્ટ થતું હતું કે માણસોને બીડી પીવી ગમે એ વાત એ જાણતો હતો, અને એ જ રીતે એ જાણતો હોવો જોઇએ કે માણસોને સ્વાતંત્ર્ય અને પ્રકાશ ગમે છે, માતાઓ પોતાનાં સંતાનોને ચાહે છે અને સંતાનો માતાઓને ચાહે છે: ત્યારે આ

બધું જાણતો હોવા છતાં મને જે જે વસ્તુઓ ગમતી હતી તે સઘળી વસ્તુઓથી નિર્દય રીતે વિખૂટી પાડી એ લોકો મને કોઈ જંગલી જાનવરની જેમ જેલમાં કેમ પૂરી શકતા હશે? આવું આવું વેઠવું પડે તો તેની માઠી અસર થયા વિના રહે જ નહિ. આવા આવા અનુભવોમાંથી પસાર થયા પછી, ઈશ્વર ને મનુષ્ય પર શ્રદ્ધા રાખનાર–મનુષ્યો પરસ્પર પ્રેમ રાખે છે, એવી શ્રદ્ધા રાખનાર–કોઈ પણ માણસની શ્રદ્ધા ચાલી જ જાય. એટલે તે દહાડેથી મારી પણ માનવપ્રેમની અંદરની શ્રદ્ધા ઊઠી ગઈ છે અને મારું સમગ્ર જીવન કડવું બની ગયું છે,' સ્મિત કરીને તેણે પોતાની વાત પૂરી કરી.

પોતાની પુત્રી ગએલી એ બારણેથી લીડિયાની મા પાછી ફરી અને જણાવ્યું કે અત્યારે તે ખૂબ વ્યાકુળ બની ગએલ છે એટલે એ ખંડમાં પાછી આવી શકે એમ નથી.

'અને ઊગતી જુવાનીમાં જ આનું જીવન આવી રીતે બરબાદ કર્યું તે કયો હેતુ પાર પાડવા સારું?' માશીએ કહ્યું. 'મને ખાસ દુઃખ થાય છે તે તો એ કે આ બધી બરબાદીમાં વગર ઈચ્છાએ કારણભૂત હું થઈ છું.'

'ભગવાન કરશે તો ગામડે જશું એટલે એને સમો વળી જશે,' તેની માએ કહ્યું. 'આપણે એને એના બાપ પાસે મોકલી દેશું.'

'તમે જો ન હોત ને તો એ છોકરી પાયમાલ થઇ જાત,' તેની માશીએ કહ્યું. 'એટલે તમારો ઉપકાર માનું છું. પણ મારે તમને જણાવવાની વાત તો એ હતી કે તમારે આ પત્ર વેરા ફુખોવાને આપવો,' એમ કહીને તેણે પોતાના ગજવામાંથી પત્ર કાઢયો. 'પત્ર બીડેલો નથી, એટલે ગમે તો તમે એ વાંચીને ફાડી નાખજો અગર એને હાથોહાથ આપજો–તમારા સિદ્ધાંતો તમને

આમાંથી જેમ કરવા પ્રેરે તેમ તમે ખુશીથી કરજો.' તે બોલી. 'કોઇને બટ્ટો લગાડે એવું કશું એ પત્રમાં નથી.'

નેખ્લ્યુડૉફે એ પત્ર લીધો અને વેરા ડુખોવાને તે આપવાનું વચન આપી સૌને રામ રામ કરી એ ચાલતો થયો. પત્ર વાંચ્યા વગર જ એણે બીડી દીધો, કેમકે પેલી બાઇની માગણી મુજબ તે વેરા ડુખોવાને પહોંચાડવાનો જ એનો ઇરાદો હતો.

## પ્રકરણ સત્યાવીસમું

**નેખ્લ્યુડૉફને પીટર્સબર્ગમાં** જે છેલ્લું કામ કરવાનું હતું તે પેલા ખ્રિસ્તી લોકોના મુકદ્દમાને લગતું હતું. એમની અરજી એ પોતાના એક વખતના વ્યવસાયબંધુ એડિકાં બોગાટિરેફ મારફત ઝારના હાથમાં પહોંચાડવા માગતો હતો એટલે સવારમાં એ બોગાટિરેફને ત્યાં પહોંચ્યો. આ વખતે બોગાટિરેફ બહાર જવાને માટે બીજી બધી રીતે સજ્જ થઇ ગયો હતો, પણ હજુ નાસ્તો કરવા બેઠો હતો. બોગાટિરેફ ઊંચો ન હતો, પણ શરીરે લઠ્ઠ હતો અને તેની કાયામાં ચકિત કરી નાખે એટલું કૌવત હતું. (ઘોડાનો નાળ તે વાળી દેતો એટલું બધું કૌવત તેનામાં હતું.) તે માયાળુ, પ્રમાણિક, સરળ, ને વિશેષમાં ઉદાર પ્રકૃતિનો માણસ હતો. આ બધા ગુણો હોવા છતાં દરબારમાં સૌની સાથે તેનો નિકટનો સંબંધ હતો. તે ઝાર તથા તેના કુટુંબને માટે અતિશય પ્રેમ ધરાવતો હતો, અને કોઈ વિચિત્ર ઉપાય વડે તેણે એવી તજવીજ કરી હતી કે

એ ઉચ્ચતર મંડળમાં રહેતો હતો છતાં એ મંડળમાં તે કેવળ શુભ જ જોઇ શકતો હતો અને એ મંડળમાં જે દુષ્ટતા ને સડો રહેલાં હતાં તેમાં તે કશો ભાગ લેતો નહોતો. કોઇ દહાડો તે કોઈ વ્યક્તિ કે કોઈ પણ કાર્યની નિન્દા કરતો નહિ—તે તો સદાય ગમે તો મૂંગો રહેતો અથવા તો મોટા બેધડક અવાજે, લગભગ હોકારા પાડીને પોતાને કહેવાની વાત કહી દેતો અને એવા જ મોટા અવાજે ઘણી વાર તો ખડખડાટ હસી પડતો. ને આ બધું તે કોઈ રાજદ્વારી કે ખટપટના હેતુથી ન કરતો, પણ તેની પ્રકૃતિ જ એ પ્રકારની હતી તેથી તે આમ કરતો હતો.

'હં, તું આવ્યો તે સારું કર્યું, લે. નાસ્તો કરીશ ને ? બેસ, આ માંસની વાની સરસ છે. હું તો હમેશાં નાસ્તાની શરૂઆતમાં કંઇક પૌષ્ટિક વાની જ લઉં છું,—શરૂઆતમાં તેમ છેવટે બન્ને વખત. હા ! હા ! હા ! વારું ત્યારે, શરાબનો એક જામ લે,' શરાબનું એક વાસણ ચીંધીને તેણે કહ્યું. 'હું તારો જ વિચાર કરી રહ્યો હતો. એ અરજી હું હાથોહાથ આપી દઇશ, ખુદ એમના જ હાથમાં હું એ મૂકીશ. એ બાબતમાં તારે સોએ સો ટકા ખાતરી રાખવી. આ તો મને એવો વિચાર આવ્યો કે પહેલાં તું ટોપોરોફને મળે તો સારું, એટલું જ.'

ટોપોરોફનું નામ આવ્યું એટલે નેખ્લ્યુડોફે કટાણું મોં કર્યું.

'એ વાતનો બધો આધાર તેના પર છે. ગમે તેમ કરીએ, પણ આમાં તેની સલાહ તો લેવાશે જ. ને કદાચ એ પોતે જ તારી માગણીનો સ્વીકાર કરે એ પણ બનવાજોગ છે.'

'તારી એવી સલાહ હોય તો હું જઇશ.'

'હં, હવે ઠીક કહ્યું. વારું, ને પીટર્સબર્ગ તને કેવુંક માફક આવે છે ?' બોગાટિરેફે બૂમ પાડી. 'કહે જોઇએ મને, હે ?'

'મને તો જાણે કોઇ હિપ્નોટિઝમ મારા પર કરતું હોય

ને હું પરવશપણે એના જાદૂમાં મોહાઈ જતો હોઉં એવું લાગે છે,' નેખ્લ્યુડૉફે ઉત્તર આપ્યો.

'હિપ્નોટિઝમ કરતું હોય એવું!' બોગાટિરેફ એના બોલ ફરીથી બોલીને ખડખડ હસી પડયો. 'કંઈ નહિ લે, અલ્યા! ઠીક, જેવી તારી મરજી,' એમ કહી રૂમાલ વડે તેણે મૂછો લૂછી નાખી. 'ત્યારે તું જાય છે, એમ ને? તે જો ન કરે તો અરજી મને આપજે, એટલે આવતી કાલે હું હાથોહાથ આપી દઈશ,' આટલા શબ્દો મોટે અવાજે બોલીને તે ઊભો થયો અને મોઢું લૂછ્યું હતું એટલી સરળ સ્વાભાવિક રીતે અભાનપૂર્વક તેણે ક્રોસની નિશાની કરી અને પોતાની તરવારવાળો કમરબંધ બાંધવા માંડયો.

'ને હવે રામરામ; મારે જવું જોઈએ હવે.'

'આપણે બન્ને બહાર નીકળીએ છીએ,' નેખ્લ્યુડૉફ બોલ્યો, અને બોગાટિરેફનો પહોળો લઠ્ઠ હાથ દબાવીને દરવાજાના પગથિયા આગળથી એ છૂટો પડયો. આ હાથ દબાવતી વખતે તંદુરસ્તી ને તાજગીભરી વસ્તુઓના સંસર્ગમાં આવતાં એને સદાએ જે આનંદ થતો તે અત્યારે પણ થયો.

ટોપોરોફને મળવાથી કંઈ સારું પરિણામ આવે એવી એને આશા નહોતી, છતાં બોગાટિરેફની સલાહને અનુસરી નેખ્લ્યુડૉફ તેને મળવા નીકળ્યો. પેલા ખ્રિસ્તીલોકોના ભાગ્યનિર્ણયનો આધાર તેના પર રહેલો હતો.

ટોપોરોફ જે અધિકારપદ ભોગવતો હતો તેના ઉદ્દેશમાં જ એક પ્રકારનો અસંગતિદોષ રહેલો હતો, એટલે જેની મતિમાં જડતા હોય અને નીતિવિચારમાં જે મંદ હોય તેવો પુરુષ જ ધારણ કરી શકે એવું તે પદ હતું. ટોપોરોફમાં આ બન્ને અભાવાત્મક ગુણો રહેલા હતા. તે જે હોદ્દો ભોગવતો હતો તેની અંદરની અસંગતિ

આ પ્રકારની હતી. જે ધર્મસંસ્થા, એના પોતાના કથન મુજબ, ખુદ ઈશ્વરે સ્થાપેલી છે અને નરકદ્વારથી કે કોઇ પણ માનવીના યત્નથી જે ધર્મસંસ્થાને લેશમાત્ર હાનિ કદી થવાનો સંભવ નથી તે ધર્મસંસ્થાનું જરૂર પડયે હિંસાનો પણ ઉપયોગ કરીને બાહ્ય-સાધનો વડે રક્ષણ ને સંચાલન કરવું એ તેની ફરજ હતી. એટલે કે ઈશ્વરસ્થાપિત આ દૈવી ને અવિનાશી સંસ્થાનું રક્ષણસંચાલન ટોપોરોફ ને તેની હાથ નીચેના અમલદારો દ્વારા ચાલતી 'પવિત્ર ધર્મસમાજ' (Holy Synod) નામે માનવનિર્મિત સંસ્થાએ કરવાનું હતું. આ રીતે જે અસંગતિદોષ તેના અધિકારપદમાં રહેલો હતો તે ટોપોરોફ જોઇ શકતો નહોતો તેમ જોવાની તેની ઇચ્છા પણ નહોતી, એટલે, જેની સામે નરકદ્વાર પણ કંઈ કાર કરી શકે એમ નહોતાં એવી આ ધર્મસંસ્થાનો કોઈ રોમન પાદરી, ઉપદેશક, કે સંપ્રદાયાનુયાયી નાશ કરી ન નાખે એની તેને ભારે ચિંતા રાખવી પડતી હતી. માનવમાત્રની સમાનતા અને બંધુતાના મૂળભૂત ધર્મભાવથી રહિત સઘળાં માણસોની પેઠે ટોપોરોફની પણ પૂર્ણ પ્રતીતિ હતી કે આ જગતનાં સાધારણ લોકો પોતાથી સાવ જુદી જ જાતનાં છે, એટલે પોતે જેના વિના ચલાવી શકે એવી વસ્તુની એ લોકોને તો જરૂર છે જ. કેમકે તેના અંતરના ઊંડાણમાં તેને પોતાને કોઈ પણ વાતમાં શ્રદ્ધા નહોતી, અને પોતાની આ પ્રકારની અવસ્થા તેને બહુ સગવડભરી ને રુચિકર લાગતી હતી. છતાં પોતાના જેવી સ્થિતિમાં સામાન્ય લોકો પણ આવે એ વાત તેને ડરવા જેવી લાગતી હતી, એટલે તેના પોતાના શબ્દો વાપરીએ તો, એવી અવસ્થામાં આવી પડતાં લોકોને બચાવવા એને તે પોતાનું પવિત્ર કર્તવ્ય ગણતો હતો.

પાકશાસ્ત્રનું એક પુસ્તક કહે છે કે કરચલાને જીવતા રંધાવાનું ગમે છે. એ જ રીતે ટોપોરોફ માનતો ને કહેતો કે લોકોને પણ

વહેમમાં સળડવાનું જાણે કે ગમે છે. પાકશાસ્ત્રના પુસ્તક ને ટોપોરોફના કથન વચ્ચે ફેર હોય તો ફક્ત એટલો હતો કે ટોપોરોફ પોતાના કથનને અક્ષરશઃ માનતો હતો, ત્યારે પેલું પાકશાસ્ત્રનું પુસ્તક એ વાત અક્ષરશઃ નહોતું માનતું.

અલબત્ત, આઇબીરિયન, કઝાન, ને સ્મોલેન્સ્ક 'ઇશ્વર-માતાઓ'ની આ બધી ચાલી રહેલી પૂજા એ નિંદ્ય ને ઘૃણાપાત્ર મૂર્તિપૂજા છે, પણ લોકોને તે ગમે છે અને લોકોને તેમાં શ્રદ્ધા છે, એટલે એ વહેમ ચાલવા દેવો એવો ટોપોરોફનો વિચાર હતો, પણ તેને ખ્યાલ નહોતો કે લોકોને વહેમ ગમે છે તેનું કારણ તો, જાતે જ્ઞાનપ્રકાશ પામેલા હોવા છતાં એ જ્ઞાનપ્રકાશનો ઉપયોગ બીજાંને અજ્ઞાનરૂપી અંધકારમાંથી બહાર નીકળવાને મદદ કરવામાં કરવાને બદલે તેમને એ અજ્ઞાનરૂપી અંધકારમાં વધુ ને વધુ ઊંડે હડસેલી દેવામાં કરનાર તેના જેવા નિર્દય પુરુષો દુનિયામાં આદિકાળથી સદાએ થતા આવ્યા છે અને અત્યારે પણ વિદ્યમાન છે એ જ છે.

નેખ્લ્યુડોફ સ્વાગતખંડમાં દાખલ થયો એ વખતે ટોપોરોફ પોતાના રહસ્યખંડમાં એક મઠાધિષ્ઠાત્રી સાથે વાત કરી રહ્યો હતો. આ મઠાધિષ્ઠાત્રી ઉમરાવકુટુંબની ને ચપળ ખુશનુમા પ્રકૃતિની હતી. પશ્ચિમ રશિયાના યુનિયેટ લોકોમાં સનાતન ગ્રીક ખ્રિસ્તીધર્મનો પ્રચાર તે કરતી હતી. આ યુનિયેટ લોકો મૂળ રોમના પોપના અનુયાયીઓ હતા, પણ અત્યારે તેમના પર ગ્રીક સનાતન ધર્મ બળાત્કારે લાદવામાં આવતો હતો.

સ્વાગતખંડમાં એક અધિકારી બેઠો હતો તેણે નેખ્લ્યુડોફને શું કામ છે એવો સવાલ કર્યો, અને નેખ્લ્યુડોફ પાસેથી જ્યારે તેણે જાણ્યું કે એ તો શહેનશાહને એક અરજી આપવાનો વિચાર

કરે છે ત્યારે તે અરજી પ્રથમ પોતાને વાંચવા આપે કે કેમ એમ એને પૂછ્યું. નેખ્લ્યુડોફે તે અરજી તેને વાંચવા આપી તે લઇ તે અધિકારી રહસ્યખંડમાં ગયો, એટલે પેલી મહાધિષ્ઠાત્રી માથે ઓઢેલો ને મોઢે ફરફરતો બુરખો પહેરીને પોતાના વસ્ત્રનો પાલવ પાછળ ઢસરડતી ઢસરડતી અને (બરાબર સાચવી રાખેલા નખવાળા) ગૌર હાથમાં પોખરાજની માળા રાખીને રહસ્યખંડમાંથી બહાર આવી અને આગળ ચાલતી થઇ. પણ નેખ્લ્યુડોફને અંદર તરત ન બોલાવ્યો. ટોપોરોફ પેલી અરજી વાંચવા લાગ્યો અને વાંચતાં વાંચતાં મસ્તક ધુણાવવા લાગ્યો. આ અરજીની સ્પષ્ટ ને સચોટ લખાવટથી તેને સખેદ આશ્ચર્ય થયું.

'આ અરજી જો શહેનશાહના હાથમાં જાય તો કદાચ ગેર-સમજૂતી ઊભી થાય, અને અરુચિકર પ્રશ્નો પૂછવામાં આવે,' એમ વાંચતાં વાંચતાં તેને વિચાર આવ્યો. પછી તેણે એ અરજી ટેબલ પર મૂકી ઘંટડી વગાડી અને નોકરને કહ્યું કે નેખ્લ્યુડોફને અંદર બોલાવો.

આ લોકોનો મુકદ્દમો તેને યાદ હતો. એ લોકો તરફથી અગાઉ એક અરજી તેને મળી પણ હતી. મુકદ્દમાની વીગતો આવી હતી. આ લોકોએ સનાતન ગ્રીક ધર્મનો ત્યાગ કરેલો, એટલે પ્રથમ તેમને સમજાવી જોએલાં, પણ તેમાં કંઇ ન વળતાં તેમના પર કાયદેસર કામ ચલાવેલું અને તેમાં તેમને છોડી મૂકવામાં આવેલાં. પછી ત્યાંના ધર્માધ્યક્ષ અને સૂબાએ તજવીજ કરીને એવો હુકમ કાઢેલો કે એ લોકોનાં લગ્ન કાયદેસર નથી એટલે પતિ, પત્ની, અને છોકરાંને એકબીજાંથી વિખૂટાં પાડી તેમને દેશનિકાલ કરવાં. એટલે આ સ્ત્રીપુરુષો અત્યારે અરજ ગુજારતાં હતાં કે આવી રીતે તેમને વિખૂટાં ન પાડવાં જોઇએ. ટોપોરોફને અત્યારે સાંભર્યું કે આ મુકદ્દમો જ્યારે પોતાની પાસે આવેલો ત્યારે 'એ

વાત એટલેથી અટકાવી દીધી હોય તો વધારે સારું નહિ?' એ પ્રકારના સંકલ્પવિકલ્પ એ વખતે તેને થએલા; પણ પછી તેને એમ લાગેલું કે આ નવા પંથનાં માણસોને એમનાં સગાંવહાલાંથી છૂટાં પાડી દેશનિકાલ કરવાના ઠરાવને મંજૂરી આપવાથી કશી અડચણ ઊભી થાય એમ નથી, તો બીજી બાજૂ ખેડૂતોના એ નવા પંથને જેમનો તેમ રહેવા દેવાથી એ ગામનાં બીજા વતનીઓ પર માઠી અસર થશે અને સનાતન ધર્મનો ત્યાગ કરવામાં કેટલાંકને ઉત્તેજન મળશે. વળી દેશનિકાલનો ઠરાવ ત્યાંના ધર્માધ્યક્ષનો ધર્મોત્સાહ પણ પુરવાર કરતો હતો, એટલે તેણે નિર્ણય કરેલો કે જે ચીલે ચડ્યો તેજ ચીલે એ મુકદ્દમાને આગળ વધવા દેવો.

પણ હવે એ લોકોને નેખ્લ્યુડોફ જેવો વકીલ મળી ગયો હતો, ને નેખ્લ્યુડોફને પીટર્સબર્ગમાં સારી લાગવગ હતી, એટલે આ મુકદ્દમો એ જાતે શહેનશાહ પાસે જઈને નિર્દયતાના નમૂના તરીકે રજૂ કરે એવો અથવા વિદેશનાં વર્તમાનપત્રોમાં એ પ્રકટ થાય એવો હવે સંભવ હતો. એટલે અત્યારે તેણે તરત અણધાર્યો નિર્ણય કર્યો.

'કાં, કેમ છો?' ભારે વ્યવસાયમાં ડૂબેલા માણસની પેઠે નેખ્લ્યુડોફનો ઊભા ઊભા જ સત્કાર કરીને ને તરત મુદ્દા પર આવીને તેણે કહ્યું. 'આ મુકદ્દમાની વાત હું બરાબર જાણું છું. અરજીમાં એ લોકોનાં નામ જોયાં કે તરત આ કમનસીબ પ્રકરણ મને યાદ આવ્યું,' અરજી લઈને તથા નેખ્લ્યુડોફને તે બતાવીને તેણે કહ્યું: '–ને તમે મને એનું સ્મરણ કરાવ્યું એ બદલ તમારો હું ખૂબ આભારી છું. પ્રાન્તિક અધિકારીઓના વધારે પડતા ઉત્સાહનું એ બધું પરિણામ છે.'

નેખ્લ્યુડોફ તો મૂંગો મૂંગો જ ઊભો રહ્યો અને પોતાની

સામેના ઓડા જેવા જડ ફીકા ચહેરાને સદ્ભાવરહિત દૃષ્ટિએ જોઇ રહ્યો.

'ને તેમને થએલી સજા રદ કરવાનો અને એમને સૌને પોતપોતાના ઘરમાં પોતાના કુટુંબ ભેગાં રહેવા દેવાનો હું હુકમ કાઢીશ.'

'ત્યારે આ અરજીનો ઉપયોગ કરવાની હવે મારે જરૂર રહેતી નથી, ખરું ને ?'

'હું ખાતરીપૂર્વક વચન આપું છું ને,' જાણે તેની પ્રમાણિકતા અને તેનું વચન એ ઉત્તમોત્તમ પ્રકારની 'ગેરન્ટી' છે એમ ખાતરીપૂર્વક માનતો હોય તેવી રીતે 'હું' શબ્દ પર ભાર મૂકીને ટોપોરોફે જવાબ આપ્યો. 'સૌથી સારો રસ્તો એ છે કે હું અત્યારે ને અત્યારે એ લખી નાખું; જરા બેસોને.'

ટેબલ આગળ જઇ તેણે લખવા માંડ્યું. નેખ્લ્યુડોફ બેઠો નહિ, પણ તેની સાંકડી ટાલવાળી ખોપરી ને ઝપાટાબંધ કલમ ચલાવતો જાડો ભૂરી નસોવાળો હાથ જોઇ રહ્યો અને સ્પષ્ટ રીતે લાગણીશૂન્ય એવો આ માણસ અત્યારે આ કામ કેમ કરી રહ્યો છે અને તે પણ આટલી બધી કાળજી લઇને કેમ કરી રહ્યો છે એ બાબત એને આશ્ચર્ય થયું.

'વારુ, લ્યો ત્યારે,' પરબીડિયું બીડતાં બીડતાં ટોપોરોફે કહ્યું. 'હવે તમારાં અસીલોને તમારે આ બાબત ખબર આપવા હોય તો આપી દેજો,' આમ કહી સ્મિત જેવો દેખાવ કરવા તેણે પોતાના હોઠ વિકસાવ્યા.

'ત્યારે આ લોકોને આટલી બધી હાડમારી શું કામ વેઠવી પડી ?' એ પરબીડિયું લેતાં લેતાં નેખ્લ્યુડોફે પૂછ્યું.

ટોપોરોફે માથું ઊંચું કર્યું ને જાણે નેખ્લ્યુડોફના પ્રશ્નથી પોતાને આનંદ થયો હોય એવી રીતે મોં મલકાવ્યું. 'એ મારાથી

તમને ન કહેવાય. મારાથી તમને કહેવાય તે એટલું જ કે જે લોક-હિતનું અમે રક્ષણ કરી રહ્યા છીએ તે એટલું બધું મહત્ત્વનું છે, કે ધાર્મિક બાબતોમાં વધારે પડતો ઉત્સાહ એ અત્યારે જે ઉદાસીનતા ફેલાવા લાગી છે તેના જેટલો હાનિકારક કે ભયંકર નથી ને— '

' પણ ધર્મને નામે ધાર્મિકતાના પહેલામાં પહેલા નિયમનો જ કેમ ભંગ કરવામાં આવ્યો—કુટુંબીઓને એકબીજાંથી કેમ વિખૂટાં પાડવામાં આવ્યાં ? '

નેખ્લ્યુડોફના શબ્દો બહુ સુંદર હોય એવો દેખાવ કરી ટોપોરોફે વડીલજનોચિત સ્મિત કર્યું. પોતે જેને પોતાની રાજકીય દૂરંદેશીભરી દૃષ્ટિ ગણતો હતો તે દૃષ્ટિના પ્રમાણમાં નેખ્લ્યુડોફે જે કંઇ કહ્યું તે સઘળું તેને બહુ મજાનું ને સાવ એકપક્ષી જ લાગ્યું.

' ખાનગી વ્યક્તિના દૃષ્ટિબિન્દુથી જોતાં એ વાત એવી લાગતી હશે, ' તે બોલ્યો, ' પણ કારોબારી દૃષ્ટિબિન્દુથી જોતાં એ વાત જુદી જ જાતની લાગે છે. વારુ, પણ હવે મારે તમને રામરામ કરવા જોઈએ, ' પોતાનું મસ્તક નમાવી તથા હસ્ત પ્રસારીને ટોપોરોફે કહ્યું.

નેખ્લ્યુડોફે તે હસ્ત ચૂપચાપ દબાવ્યો, અને તેનો હાથ પોતાના હાથમાં લેવા બદલ પસ્તાવો કરતો કરતો તે ઝડપભેર બહાર ચાલ્યો ગયો.

' બોલ્યા, " લોકહિત "! લોકહિત તો કંઈ સાચવવું નથી, પંડના હિતની વાત છે તમારે તો! ' જતાં જતાં નેખ્લ્યુડોફને વિચાર આવ્યો. સાથે સાથે, ધર્મનું સમર્થન કરનારી અને લોકોને કેળવનારી સંસ્થાઓની પ્રવૃત્તિ કયા કયા લોકો પર અસર કરી

રહી છે તેની પણ એણે પોતાના ચિત્તમાં નજરનોંધ લઇ લીધી. શરૂઆત એણે ગેરકાયદે દારૂ વેચવા બદલ સજા પામેલી પેલી બાઇ, ચોરી બદલ સજા પામેલો પેલો છોકરો, રખડવા બદલ સજા પામેલા રખડુ, કોઈના ઘરને આગ લગાડવા બદલ સજા પામેલા માણસ, દગોફટકો કરનાર પેલો બેંકર, અને એ લોકોને જોઇતી માહિતી તેમની પાસેથી મળશે એવા ખ્યાલે કેદ કરેલી પેલી કમનસીબ લીડિયા શુસ્ટોવા એ બધાંથી કરી. પછી એને સનાતન ધર્મનો ત્યાગ કર્યા બદલ સજા પામેલા આ નવા પંથવાળાઓનો તથા બંધારણપૂર્વકનું રાજ્યતંત્ર માગવા બદલ સજા પામેલ ગુર્કેવિચનો વિચાર આવ્યો. અને એ ઉપરથી નેખ્લ્યુડોફે સ્પષ્ટ રીતે જોયું કે આ બધાં માણસોને પકડવામાં આવેલાં, પૂરી રાખવામાં આવેલાં કે દેશનિકાલ કરવામાં આવેલાં તેનું ખરું કારણ તેઓ ન્યાયમાર્ગમાં આડે આવતાં હતાં કે કાયદાવિરુદ્ધ વર્તન ચલાવતાં હતાં એવું કંઇ નહોતું, પણ તેનું ખરું કારણ તો ફક્ત એટલું જ હતું કે તેઓ નડતરરૂપ હતાં, અને અમલદારોએ તેમ ધનિકોએ લોકો પાસેથી ઝૂંટવી લીધેલા ધનમાલનો ઉપભોગ કરવામાં એ અમલદારો તથા ધનિકોને તેઓ આડે આવતાં હતાં. અને વગર પરવાને દારૂ વેચનારી બાઇ, શહેરમાં આથડતો ચોર, જાહેરનામાંના કાગળો સંતાડતી લીડિયા શુસ્ટોવા, વહેમોનું ઉન્મૂલન કરનારા નવા પંથવાળાઓ, અને બંધારણપૂર્વકનું શાસનતંત્ર માગનાર ગુર્કેવિચ એ સૌ ખરેખરા નડતરરૂપ હતાં. એટલે નેખ્લ્યુડોફને સ્પષ્ટ લાગ્યું કે પોતાના માસા, સેનેટસભ્યો, ને ટોપોરોફથી માંડીને પ્રધાનમંડળની ઑફિસમાં સામે ટેબલ રાખી બેઠેલા પેલા સાફ, સ્વચ્છ, સુઘડ ને રૂઆબદાર ગૃહસ્થો સુધીના આ સઘળા અધિકારીઓને, અત્યારની રીતે કામ ચાલી રહ્યું છે તેમાં નિર્દોષ માણસોને હાડમારી ભોગવવી પડે છે એ વાતની જરાએ અરેરાટી

થતી નહોતી, પણ એમની કાળજી ફક્ત એટલી જ હતી કે કોઈ પણ ઉપાય લઇને ખરેખરા ભયંકર માણસો હોય તેમનો ઉચ્છેદ કરવો.

એટલે, એક નિર્દોષ વ્યક્તિ સજા પામે એ કરતાં તો દસ ગુનેગારો બચી જાય એ સારું એ જે નિયમ છે તેની અત્યારની ઇન્સાફપદ્ધતિમાં અવગણના કરવામાં આવે છે એટલું જ નહિ પણ ઊલટું, જેમ કોઈ વસ્તુનો સડેલો ભાગ કાપી નાખવા ખાતર તેનો થોડો સારો ભાગ પણ કાપી નાખવામાં આવે છે તેમ, ખરેખર ભયંકર હોય એવી એક વ્યક્તિનો ઉચ્છેદ કરવા ખાતર ભયંકર ન હોય એવી દસ વ્યક્તિઓને સજા થઈ રહી છે.

નેખ્લ્યુડોફને આ સ્પષ્ટીકરણ સાવ સરળ ને સ્પષ્ટ લાગ્યું, પણ એ સરળતા ને સ્પષ્ટતાને જ કારણે આ સ્પષ્ટીકરણ સાચું માનતાં એ અચકાયો. આટલા બધા ગૂંચવણભરેલા સંકુલ વ્યતિકરનું રહસ્ય આટલું સરળ ને ભયંકર હોય એ શું શક્ય છે? ઇન્સાફ, કાયદો, ધર્મ, ઈશ્વર ઇત્યાદિ વિશે આ જે બધી વાતો કરવામાં આવે છે તે ખાલી વાતો જ છે અને નીચમાં નીચ પ્રકારની લુચ્ચાઈ તથા ક્રૂરતાને ઢાંકવાની બાજીરૂપ જ છે, એ શું સાચી વાત હોઇ શકે?

# પ્રકરણ અઠયાવીસમું

નેખ્લ્યુડોફ તે જ દિવસે સાંજે પીટર્સબર્ગથી ચાલી નીકળ્યો હોત, પણ એણે મેરિયેટને નાટકશાળામાં મળવાનું વચન આપેલું હતું, અને જોકે તે વચન પોતે પાળવું ન જોઇએ એમ. એ સમજતો હતો, છતાં પોતે આપેલા વચનનો ભંગ કરવો એ ખોટું એમ આત્મવંચના કરી એણે પોતાનું મન મનાવ્યું.

'આ બધાં પ્રલોભનોની સામે ટક્કર ઝીલવા જેટલી તાકાત મારામાં છે કે નહિ ?' એવો પ્રશ્ન એણે પોતાના અંતરને પૂછ્યો. એ પ્રશ્ન સર્વથા સચ્ચાઇભરેલો તો નહોતો જ. 'છેલ્લી વાર કસોટી કરી જોઉં જરા.'

સાયંપોશાક પહેરીને એ નાટકશાળામાં આવી પહોંચ્યો. એ વખતે સદાય ભજવાતા 'કેમિલીઆઝવાળી સન્નારી' નામે નાટકનો બીજો અંક ચાલતો હતો; ક્ષયરોગી સ્ત્રીઓ કેવી રીતે મરણશરણ થાય છે એ વસ્તુ અત્યારે ભજવી બતાવતા હતા.

નાટકશાળા ચિકાર હતી. નેખ્લ્યુડોફે પૂછપરછ કરી એટલે તરત એને મેરિયેટની બોક્સ માનપૂર્વક બતાવવામાં આવી. બહારની ચાલીમાં સરકારી પોશાકમાં સજ્જ થએલો એક નોકર ઊભો હતો. નેખ્લ્યુડોફને દેખી કોઇ પરિચિત પુરુષ હોય એવી

રીતે એને તેણે નમન કર્યું અને પછી એક બૉક્સનું બાર તેણે ઉઘાડી આપ્યું.

સામી બાજૂની બૉક્સોની અંદર બેઠેલાં કે ઊભેલાં સઘળાં માણસો તેમ સૌથી છેલ્લા વર્ગમાં તથા તેની નજીક બેઠેલાં સઘળાં માણસો—સફેદ, ભૂખરા, ટાલવાળા કે વાંકડિયા વાળનાં ગુચ્છાવાળાં માથાં ઝુકાવીને બેઠેલાં સઘળાં માણસો—લેઇસદાર રેશમી વસ્ત્રો પહેરીને પોતાની સમક્ષ અમળાઈ રહેલી તથા અસ્વાભાવિક અવાજે બોલી રહેલી એ પાતળી નક્કર બાંધાવાળી નટીને જોવામાં તલ્લીન બની ગયાં હતાં.

બૉક્સનું બારણું ઊઘડયું એટલે કોઈએ 'ચૂપ' એવો અવાજ કર્યો અને એક ઠંડી ને બીજી ગરમ એવી બે વાયુ-લહરિઓ નેખ્લ્યુડૉફના મુખ પર થઈને પસાર થઈ ગઈ.

બૉક્સમાં મૅરિયેટ, લાલ પટ્ટો ને ભારે શિરોવસ્ત્ર પહેરેલી એક અપરિચિત બાનૂ ને બે પુરુષો એટલાં જણ બેઠાં હતાં. આ પુરુષોમાં એક તો મૅરિયેટનો પતિ જે સેનાપતિ હતો તે હતો. તે કદાવર સ્વરૂપવાન પુરુષ હતો. તેનો ચહેરો કડક અને અભેદ્ય હતો, નાક રોમન લોકો જેવું હતું, અને તેણે પહેરેલો લશ્કરી પોશાક તેની છાતીની આસપાસ ગાદીની જેમ ચપોચપ બંધબેસતો આવી રહ્યો હતો. બીજો હતો તે એક દેખાવડો આદમી હતો. તેણે રૂઆબદાર કાનશિયાં રાખ્યાં હતાં અને તેની દાઢીનો થોડો ભાગ બોડાવેલો હતો.

લલિત વિલાસી તન્વંગી મૅરિયેટ પોતાના સશક્ત, ઘાટીલા, ઢોળાવદાર ખભા ને ગરદન આગળના ભાગ પરનો નાનકડો કાળો તલ દેખાય એવો નીચા કાંઠલાનો પોશાક પહેરીને બેઠી હતી. તેણે જે આવ્યો એટલે એકદમ મોં એના ભણી ફેરવ્યું અને આવકાર

તથા કૃતજ્ઞતાસૂચક, અને એને પોતાને લાગ્યું એ પ્રમાણે તો વિશેષમાં અર્થસૂચક પણ, એવું સ્મિત કરી પોતાની પાછળની ખુરસી પર બેસવા પોતાના પંખા વતી નેખ્લ્યુડોફને નિશાની કરી.

તેના પતિએ જે શાન્ત સ્વસ્થ ઢબે સઘળાં કાર્ય પોતે કરતો તે શાન્ત સ્વસ્થ ઢબે એના તરફ નજર કરી એને નમન કર્યું. પોતાની પત્ની સાથે એ વખતે તેણે જે દૃષ્ટિવિનિમય કર્યો તેમાં સુંદર સ્ત્રીનો પોતે માલિક છે એવો સ્વામિત્વભાવ સ્પષ્ટ રીતે દેખી શકાતો હતો.

એ આત્મસંભાષણ પૂરું થયું એટલે નાટકશાળા તાળીઓના ગડગડાટથી ગાજી ઊઠી. પછી મેરિયેટ ઊભી થઈ, પોતાના રેશમી વસ્ત્રનો પાલવ પકડી પોતાની બૉક્સની પાછલી બાજૂએ ગઈ, અને ત્યાં પોતાના પતિને નેખ્લ્યુડોફનો પરિચય કરાવ્યો.

આંખોમાં જે હાસ્ય રમ્યા કરતું હતું તે એમનું એમ ચાલુ રાખી તે સેનાપતિએ કહ્યું કે નેખ્લ્યુડોફને મળીને પોતાને ભારે આનંદ થયો, અને એટલું કહી પાછું પૂર્વવત્ તેણે અકળ મૌન ધારણ કરી લીધું.

'તમને વચન ન આપ્યું હોત તો આજ હું ચાલ્યો જવાનો હતો,' નેખ્લ્યુડોફે મેરિયેટને કહ્યું.

'મને મળવાની તમને પરવા ન હોય તો કંઇ નહિ,' એના શબ્દોના ગર્ભિતાર્થને અનુલક્ષીને મેરિયેટે ઉત્તર આપ્યો. 'પણ અહીં આવ્યા તો એક અદ્ભુત નટીનો પ્રયોગ તમે અહીં દેખી શકશો. છેલ્લા પ્રવેશમાં ભારે સુંદર લાગતી હતી એ, કેમ ખરું કે નહિ?' પોતાના પતિ તરફ ફરીને તેણે પૂછ્યું.

પતિએ પોતાનું મસ્તક હલાવ્યું.

'આવી જાતની વસ્તુઓ મને કંઈ અસર કરતી નથી,'

નેખ્લ્યુડોફે કહ્યું. 'આજે મેં એટલું બધું સાચેસાચું દુઃખ જોયું છે કે—'

'હં, બેસીને વાત કરો મને એની.'

તેનો પતિ આ બોલ સાંભળી રહ્યો, અને તેની આંખોની અંદર રમતું કટાક્ષપૂર્ણ હાસ્ય વૃદ્ધિ પામવા લાગ્યું.

'આટલા લાંબા વખત સુધી કેદમાં પૂરી રાખીને હવે એ લોકોએ છોડી મૂકી તે બાઇને હું મળવા ગયો હતો. એ બાઇ તો બીચારી સાવ હતાશ ને ચેતનહીન બની ગઇ છે.'

'મેં તમને વાત કરેલી નહિ?— તે જ એ બાઇ,' મેરિયેટે તેના પતિને કહ્યું.

'હા, હા, તેને છોડી મૂકી શકાય એમ છે એમ જાણીને મને બહુ આનંદ થએલો,' તેના પતિએ મસ્તક હલાવીને, તથા સ્પષ્ટ કટાક્ષપૂર્વક મૂછમાં હસીને શાન્તિથી કહ્યું. 'બહાર જઇને જરા સિગારેટ પી આવું.'

મેરિયેટે જે કંઇક વાત કરવાનું કહ્યું હતું તે સાંભળવાની વાટ જોતો નેખ્લ્યુડોફ ત્યાં બેઠો પણ તે તો કંઈ બોલી નહિ, તેમ કંઇ બોલવાનો યત્ન સરખો પણ કર્યો નહિ. તેણે તો તે દિવસના નાટ્ય-પ્રયોગ વિશે જ વાતો તથા મશ્કરી કરી; કેમકે તેણે ધાર્યું કે એ પ્રયોગમાં નેખ્લ્યુડોફને ખાસ રસ પડશે.

નેખ્લ્યુડોફે જોયું કે તેને કંઇ કહેવાનું હતું જ નહિ, તેને તો પોતાના ખભા ને પોતાનો નાનકડો તલ એ સર્વસમેત સાયં પોશાકમાં સજ્જ થઇને પૂરબહારમાં ઝળહળતી પોતાની કાયા જ એને દેખાડવી હતી. આ વાતથી એને આનંદ થયો ને છતાં ઘૃણા ઊપજી.

નેખ્લ્યુડોફની આંખો આગળથી આ બધી વસ્તુ ઢાંકી દેનાર મોહનું અવગુંઠન ખસેડી લેવામાં આવ્યું નહોતું, છતાં એ અવગુંઠનની

નીચે શું રહેલું છે તે જાણે કે એ જોઇ શકતો હતો. મેરિયેટ પર નજર જતી ત્યારે એ તેને પ્રશંસાપૂર્વક જોઇ રહેતો, છતાં એને ખબર હતી કે તે જૂઠી બાઈ છે, ને સેંકડો માણસોને રડાવી રડાવી તથા સેંકડો માણસોની જિંદગી ખુવાર કરીને પોતાને માટે સફળ કારકિર્દી રચનાર પતિના સંગમાં તે રહે છે, છતાં એ બાબતમાં તે સાવ ઉદાસીન છે. આગલે દિવસે તેણે જે કંઇ કહેલું તે નર્યું જૂઠાણું જ હતું અને એ બધાની પાછળ તેની જે દાનત હતી–એવી દાનત તેને શા માટે થઇ હશે તે તો એ પોતે નહોતો જાણતો તેમ તે પણ નહોતી જાણતી–તે તો એ જ કે એના ચિત્તમાં પોતાના પ્રત્યે પ્રેમાસક્તિ ઉત્પન્ન કરવી. આ વાતથી એને આકર્ષણ ને જુગુપ્સા ઉભય પ્રકારના ભાવો સાથેલાગા થઇ આવ્યા. તેથી ત્યાંથી ચાલ્યા જવાની ઇચ્છાથી એણે અનેક વાર પોતાની ટોપી હાથમાં લીધી પણ છતાં એ ત્યાં ને ત્યાં બેસી રહ્યો.

પણ આખરે મેરિયેટનો પતિ પોતાની ઘાડી મૂછો પર તમાકુની ધૂણીની સખત બો પસરાવતો આવ્યો, અને જાણે નેખ્લ્યુડોફને ઓળખતો જ ન હોય એવી રીતે મુરબ્બીપણાના તિરસ્કારભર્યા ભાવથી જોવા લાગ્યો, એટલે એ બોક્સનાં બારણાં બંધ થાય એ પહેલાં જ નેખ્લ્યુડોફ ત્યાંથી ઊઠીને ચાલી નીકળ્યો, પોતાનો ઓવરકોટ પહેરી લીધો, ને નાટકશાળાની બહાર આવ્યો.

નેવ્યસ્કીની બાજૂમાં થઇને એ ઘર ભણી પાછો ફરતો હતો એવામાં ડામરના વિશાળ રસ્તા પર પોતાની આગળ આગળ ચાલી જતી એક ઊંચી, ઘાટીલી, ને સામાને લોભાવવાના સ્પષ્ટ આશયથી ધારણ કરેલાં શોભાયમાન વસ્ત્રોમાં સજ્જ થએલી સ્ત્રી પર એની દૃષ્ટિ પડી. તેની તિરસ્કારપાત્ર સંમોહનશક્તિનું ભાન તેની મુખમુદ્રામાં તેમ તેની સમગ્ર કાયામાં દૃષ્ટિગોચર થતું

હતું. જે કોઇ તેને સામે મળતું કે તેની પડખે થઇને પસાર થતું તે સૌ એ બાઇ સામે નજર નાખતું. નેખ્લ્યુડોફ તેના કરતાં ત્વરિત પગલે ચાલવા લાગ્યો, અને તેની નજીક આવ્યો એટલે ઇચ્છા નહોતી છતાં એણે પણ તેના મુખ પર નજર નાખી. મુખ પર ઘણું કરીને રંગ લગાડેલો હતો, ને તે દેખાવડું હતું. તે સ્ત્રીએ સ્મિત કરીને એના ભણી જોયું અને તેની આંખોમાં ચમકારો થયો. કૌતુક ઉપજાવે એવી વાત છે કે આ જોઇને નેખ્લ્યુડોફને મેરિયેટનું સ્મરણ થયું, કેમકે નાટકશાળાની પેઠે અહીં પણ એને આકર્ષણ ને જુગુપ્સાના ભાવ સાથેલાગા થઇ આવ્યા.

નેખ્લ્યુડોફને અત્યારે પંડ પર ચીડ ચડી એટલે તે સ્ત્રીને ઝડપભેર વટાવીને એ આગળ નીકળી ગયો, માસ્કોયા લત્તા ભણી વળ્યો, પાળની બાજૂમાં થઇને પસાર થયો, અને ત્યાં એક છેડેથી બીજે છેડે ફરસબંધી પર લટાર મારવા લાગ્યો. એને આવી રીતે આંટા મારતો દેખીને પોલીસને આશ્ચર્ય થયું.

'પેલીએ પણ હું નાટકશાળામાં પેઠો ત્યારે આવા જ સ્મિતથી મને નવાજ્યો હતો,' એને વિચાર આવ્યો, 'અને બન્નેના સ્મિતનો અર્થ એક જ હતો. ફેર ફક્ત એટલો જ છે કે આ સ્ત્રીએ પોતાના સ્મિતદ્વારા છડેચોક સ્પષ્ટ રૂપમાં કહેલું કે "તમારે મારું કામ હોય તો મને લઇ જાઓ, ને કામ ન હોય તો તમે તમારે રસ્તે પડો;" ત્યારે પેલી તો વળી ઢોંગ કરતી હતી કે પોતે કંઇ એ વખતે આ વસ્તુનો વિચાર નહોતી કરતી, પણ પોતે તો કોઇ ઉચ્ચ ને સંસ્કારી મનોદશામાં વિહરતી હતી. જો કે વસ્તુતઃ તો એ જ વસ્તુ તેની એ બધી ચેષ્ટાના મૂળમાં વસી રહેલી હતી. એટલે, આ સ્ત્રીમાં બીજાં ગમે તે દૂષણ હોય પણ તે સત્યવાદી

તે હતી જ, ત્યારે પેલી તો જૂઠું જ બોલતી હતી. વળી આ સ્ત્રીને તો વખાનાં માર્યાં આવું કામ કરવું પડતું હતું; ત્યારે પેલી તો એ મોહક, જુગુપ્સોત્પાદક, ને ભયંકર મનોવિકાર સાથે રમત કરીને ઘડીભર મનરમાડો કરતી હતી. આ વારાંગના તો ગંધાતા અંધિયાર પાણી જેવી છે, ને જે લોકોમાં જુગુપ્સા કરતાં તૃષા વિશેષ પ્રબળ હોય તેવા જ લોકો એ પીવા જાય છે, પણ નાટકશાળામાં આવેલી પેલી કુલાંગના તો ઝેર જેવી છે, ને જે કોઈ વસ્તુને તે સ્પર્શે છે તે સઘળી વસ્તુને તે ખબર પણ ન પડે એવી અકળ રીતે ઝેરી બનાવી મૂકે છે.'

આ પળે નેખ્લ્યુડોફને પેલા અધિકારીની બૈરી સાથેનો પોતાનો આડો વહેવાર યાદ આવ્યો, અને લજ્જાસ્પદ સંસ્મરણો એના ચિત્તમાં જાગ્રત થયાં.

'માનવીની અંદર રહેલા પશુભાગની પાશવતા જુગુપ્સા પેદા કરે એવી છે,' એને વિચાર આવ્યો 'પણ એ પાશવતા જ્યાં સુધી નગ્ન સ્વરૂપમાં રહે છે ત્યાં સુધી આપણે તેને આપણા આધ્યાત્મિક જીવનના ઉચ્ચ શિખર ઉપરથી નિહાળીએ છીએ અને તેથી તેનો તિરસ્કાર કરીએ છીએ; અને—એ પાશવતા આગળ આપણે હારી જઈએ કે તેની સામે ટક્કર ઝીલી શકીએ, એ એમાંથી ગમે તે પરિણામ આવે તોપણ—માણસ પોતે પૂર્વે હોય છે તેવો ને તેવો જ રહે છે, પણ એની એ પાશવતા જ્યારે કવિતા અને રસવૃત્તિનો સ્વાંગ ધારણ કરીને આવે છે અને આપણી પાસેથી પૂજાની માગણી કરે છે ત્યારે તે આપણને સર્વથા સ્વાહા કરી જાય છે અને પછી શુભાશુભની વિવેકબુદ્ધિ આપણામાંથી નાશ પામે છે. એટલે ત્યારે તે ભયંકર થઇ પડે છે!'

નેખ્લ્યુડોફ આ બધી વાત હવે સ્પષ્ટ રીતે જોઈ શક્યો—મહેલ, કિલ્લો, નદી, શેરબજાર, સંત્રીઓ અને નાવડાં, એ બધી

વસ્તુઓ જોઇ શકયો હતો તેટલી જ સ્પષ્ટ રીતે જોઈ શકયો અને ઉત્તરપ્રદેશના ઉનાળાની આજની રાતે જેમ હવે પૃથ્વી પર શાન્ત સ્વાસ્થ્યપ્રેરક અંધકાર નહોતો રહ્યો, પણ ઝાંખો ભૂખરો પ્રકાશ કોઈ અકળ સ્થળેથી આવી રહ્યો હતો, તેવી જ રીતે નેખ્લ્યુડોફના આત્મામાં પણ હવે શાન્ત સ્વાસ્થ્યપ્રેરક અજ્ઞાનાંધકાર નહોતો રહ્યો.

બધી બાબત દીવા જેવી સ્પષ્ટ થઈ ગઈ. સ્પષ્ટ રીતે સમજાયું કે શુભ ને મહત્ત્વની ગણાતી સઘળી વસ્તુઓ તુચ્છ અને ઘૃણાસ્પદ છે, ને આ બધો ઝાકઝમાળ અને આ બધો વૈભવ એ તો જૂનાં ને જાણીતાં પાપો ને ગુનાઓ પરના આચ્છાદનમાત્ર રૂપ છે, અને આ ગુનાઓની કોઇ સજા કરતું નથી, પણ માનવી યોજી શકે એવી સર્વ જાતના ઠાઠમાઠની સામગ્રીથી તે ગુનાઓને તો ઊલટા શણગારવામાં આવે છે.

આ બધી વસ્તુ ભૂલી જવાનું, આ સત્યદર્શન ન કરવાનું એને ઘણું યે મન થયું, પણ હવે એ સત્યદર્શન કર્યા વિના એનાથી રહી શકાય એવું હતું નહિ. પીટર્સબર્ગનગર પર પથરાઈ રહેલો પ્રકાશ ક્યાંથી આવે છે તે એ જેમ જોઇ શકતો નહોતો, તેમ આ બધું સત્યદર્શન કરાવનારો પ્રકાશ ક્યાંથી આવે છે તે એ જોઇ શકતો નહોતો, અને એ પ્રકાશ જોકે એને ઝાંખો, ભૂખરો ને બિન-કુદરતી લાગતો હતો, છતાં એ પ્રકાશ દ્વારા પ્રકટ થતી વસ્તુસ્થિતિ જોયા વિના એનાથી રહેવાતું નહોતું, અને તેથી એને આનંદ અને અકળામણ ઉભય સાથેલાગાં થતાં હતાં.

# પ્રકરણ ઓગણત્રીસમું

**મોસ્કો** આવીને તરત **સેનેટે અદાલતનો** ચુકાદો કાયમ રાખ્યાના સમાચાર **માસ્લોવાને** આપવા તથા તેથી **સાઇબીરિયા** જવા હવે તેણે તૈયારી કરવાની છે એમ તેને જણાવવા **નેખ્લ્યુડોફ** જેલની ઇસ્પિતાલમાં ગયો. ખરી વાત કે એડવોકેટે હજુ **શહેનશાહ** પર એક અરજી લખી આપી હતી, અને તેમાં **માસ્લોવાની** સહી કરાવવા **નેખ્લ્યુડોફ** તે અરજી અત્યારે પોતાની સાથે લેતો પણ આવ્યો હતો, છતાં એથી કંઇ વળે એવી આશા એને બિલકુલ નહોતી. અને નવાઇ જેવી વાત તો એ છે, કે એથી કંઇ વળે એવું અત્યારે તો એ ઇચ્છતો પણ નહોતો; કેમકે **સાઇબીરિયા** જઈ દેશવટો પામેલા ગુનેગારો ભેગા રહેવાનો વિચાર લાંબા વખતથી એને પરિચિત થઇ પડયો હતો, એટલે **માસ્લોવાને** જો છોડી મૂકે તો પછી તેની અને પોતાની જિંદગી કેવું સ્વરૂપ લે તેનો કશો ખ્યાલ એને અત્યારે આવી શકે એમ નહોતું. **અમેરિકામાં** ગુલામી ચાલુ હતી તે દિવસોમાં ત્યાંના લેખક **થોરોએ** કહેલું કે 'કોઈ પણ માણસને અન્યાયી રીતે જેલમાં પૂરનારી સરકારના અમલ તળે ન્યાયી માણસનું સાચું સ્થાન જેલ જ છે,' તે વાત **નેખ્લ્યુડોફને** અત્યારે યાદ આવી. ખાસ કરીને **પીટર્સબર્ગ** જઈ આવ્યા પછી તથા ત્યાં જાતજાતનો નવો અનુભવ મેળવ્યા પછી **નેખ્લ્યુડોફ** પણ એવા વિચારનો બની ગયો હતો.

'હા, અત્યારે રશિયામાં પ્રમાણિક માણસને માટે લાયક સ્થાન તો એક જેલ જ છે,' ગાડીમાં બેસી જેલ નજીક પહોંચ્યો અને તેના કિલ્લાની અંદર પેઠો એટલે એને વિચાર આવ્યો અને વિશેષમાં એને લાગ્યું કે આ વસ્તુ અંગત રીતે પોતાને તો ખાસ લાગુ પડે છે.

ઇસ્પિતાલના દરવાને **ને**ખ્લ્યુડોફને ઓળખી કાઢ્યો એટલે તેણે એને તરત કહ્યું કે **મા**સ્લોવા હવે અહીં નથી.

'ત્યારે ક્યાં છે તે?'

'તે તો પાછી જેલમાં ગઈ.'

'અહીંથી કેમ તેને ત્યાં મોકલી?' **ને**ખ્લ્યુડોફે પૂછ્યું.

'જી, નામદાર, એવાં લોકોની તે શી વાત કરવી?' તિરસ્કાર-પૂર્વક મોં મલકાવીને દરવાને કહ્યું. 'આસિસ્ટંટ દાક્તર સાથે તેણે ચેનચાળા આદરેલા એટલે વડા દાક્તરસાહેબે હુકમ કરીને તેને મોકલી દીધી છે.'

**મા**સ્લોવા ને તેની મનોદશા **ને**ખ્લ્યુડોફને મન કેટલાં મહત્ત્વનાં હતાં તેનો અત્યાર સુધી એને ખ્યાલ નહોતો. આ સમાચાર સાંભળીને તો એ શીંગડું જ બની ગયો.

કોઇ અણધારી જબરી આફતના સમાચાર મળે ને માણસને જેવું વસમું લાગે એવું વસમું એને લાગ્યું અને અતિ તીવ્ર દુઃખ એને થઈ આવ્યું. પ્રથમ લાગણી તો એને શરમની જ થઈ. એણે ધાર્યું હતું કે **મા**સ્લોવાના આત્મામાં પરિવર્તન થઇ ગયું છે અને એ ખ્યાલે એ ખુશખુશાલ બની ગયો હતો તે હવે આ વાત સાંભળીને પોતાની જ નજરમાં પોતાની જાત એને હાસ્યાસ્પદ લાગી. એને લાગ્યું કે પોતાનું સ્વાર્પણ નહિ સ્વીકારવાની તેણે જે બધી વાતો કરેલી, તેણે પોતાને વારંવાર ઠપકો આપેલો અને આંસુ

ઢોળેલાં એ બધું તો પોતાની પાસેથી વધારેમાં વધારે લાભ ખાટી જવાની ઇચ્છાથી એક ભ્રષ્ટ કુલટા સ્ત્રીએ વાપરેલી તરકીબરૂપ જ માત્ર હતું. પોતે એને છેલ્લી વાર મળેલો તે વખતે પોતે તેનામાં હઠીલાઈનાં ચિહ્નો જોએલાં એવું અત્યારે એને યાદ આવ્યું. દરવાનની વાત સાંભળતાં વેંત કંઈ વિચાર કર્યા વિના કેવળ સહજ પ્રેરણાના આવેશમાં એ એકદમ ટોપી લઇને ઇસ્પિતાલમાંથી ચાલી નીકળ્યો એ વખતે આવા ભાવો એના ચિત્તમાં વીજળીના ઝબકારા માફક પસાર થઇ ગયા.

'હવે મારે શું કરવું? હજી પણ શું હું તેની સાથે બંધાએલો ગણાઉં? તેના આ કામે તેના પ્રત્યેના નૈતિક બંધનમાંથી હવે મને મુક્ત જ નથી કરી દીધો?' પણ એણે જ્યારે આ પ્રશ્નો પોતાના અંતરને પૂછ્યા, ત્યારે એને તરત ભાન થયું કે પોતે જો પોતાની જાતને મુક્ત ગણે અને માસ્લોવાને જો પોતે પડતી મૂકે, તો એથી જે શિક્ષા થવાની તે એ ઇચ્છિતો હતો તેમ તેને નહિ થવાની, પણ પોતાની જાતને જ થવાની, એટલે એ ભયભીત બની ગયો.

'ના, આ જે બનાવ બન્યો છે તે કંઇ મારો નિશ્ચય ફેરવી ન શકે, એ તો ઊલટો તેને દૃઢાવી જ શકે. તે ભલે પોતે જે મનોદશામાં હોય તે મનોદશામાં સૂઝે એવું કામ કરે. એ કામ જો મદદગાર દાક્તર સાથે ચેનચાળા કરવાનું હોય તો ભલે તે મદદગાર દાક્તર સાથે ચેનચાળા કરે; એ તેની નિસ્બત ને અખત્યારની વાત છે. મારે તો મારો અંતરાત્મા આદેશ આપે એ પ્રમાણે કરવું જોઇએ અને મારા અંતરાત્માનો આદેશ છે કે મારે મારી સ્વાધીનતાનું બલિદાન આપવું. એટલે તેની સાથે લગ્ન કરવાનો મારો જે નિશ્ચય છે—એ લગ્ન ભલેને પછી ઉપચારમાત્ર હોય—અને લગ્ન કરી તેને જ્યાં મોકલવામાં આવે ત્યાં તેની પાછળ પાછળ જવાનો મારો જે નિશ્ચય છે તે તો હતો તેવો ને તેવો જ અચળ

રહે છે.' ઇસ્પિતાલમાંથી નીકળી જેલના મોટા દરવાજા ભણી મક્કમ પગલે ચાલવા લાગ્યો એ વખતે આ બધા શબ્દો નેખ્લ્યુડોફ જક્કી હઠીલાઈપૂર્વક સ્વગત બોલ્યો.

દરવાજે પહેરો ભરતા દારોગાને એણે પોતે માસ્લોવાને મળવા માગે છે એવા સમાચાર ઇન્સ્પેક્ટરને આપવા કહ્યું. આ દારોગો નેખ્લ્યુડોફને ઓળખતો હતો, એટલે પરિચિત જન સાથે બોલતો હોય એવી ઢબે જેલના બધા જાણવા જેવા મહત્ત્વના ખબર એને આપ્યા. તેણે કહ્યું કે જૂનો ઇન્સ્પેક્ટર બદલાઇ ગયો છે, અને તેને ઠેકાણે એક નવો ને ભારે કડક સ્વભાવનો અમલદાર આવ્યો છે.

'હમણાં હમણાં તો એ લોકો એવી કડકાઈ ચલાવે છે કે ત્રાહિતોબા થઇ રહ્યું છે બધે,' દારોગાએ કહ્યું. 'ઇન્સ્પેક્ટર અંદર જ છે, ને એમને તરત ખબર આપું છું.'

નવો ઇન્સ્પેક્ટર જેલમાં હતો ત્યાંથી તે તરત નેખ્લ્યુડોફ પાસે આવ્યો. તે ઊંચો દૂબળો આદમી હતો, તેના ગાલનાં હાડકાં તરી આવતાં હતાં, ને તે સ્વભાવે ગમગીન અને મંદગતિ હતો.

'મુલાકાતો તો મુલાકાતખંડમાં જ અને મુકરર કરેલા દિવસોએ જ લઇ શકાય છે,' નેખ્લ્યુડોફની સામે જોયા વિના તેણે કહ્યું.

'પણ મારે શહેનશાહને અરજી આપવી છે, અને તેમાં સહી કરાવવાની છે.'

'મને આપો તે.'

'કેદીબાઇને મારે જાતે મળવાની જરૂર છે. અગાઉ મને હમેશાં એ પ્રમાણે મળવા દેતા.'

'હા, અગાઉ એમ થતું,' નેખ્લ્યુડોફ તરફ છાની દૃષ્ટિ કરીને ઇન્સ્પેક્ટરે કહ્યું.

'મારી પાસે સૂબાએ આપેલી રજાચિઠ્ઠી છે,' પોતાની વાત પકડી રાખીને નેખ્લ્યુડોફે કહ્યું, અને પોતાની ખીસાપોથી કાઢી.

'મને જોવા દ્યો તો,' હજુ પણ નેખ્લ્યુડોફની સામે મીટ માંડયા વગર જ ઇન્સ્પેક્ટરે કહ્યું અને એમ કહી પોતાની લાંબી, લોહી વગરની ગૌર આંગળીઓ વડે નેખ્લ્યુડોફના હાથમાંથી અરજીનો કાગળ લઇ તે ધીરે ધીરે વાંચ્યો. 'ઓફિસમાં આવો તો,' તે બોલ્યો.

આ વખતે ઓફિસ ખાલી જ હતી. ઇન્સ્પેક્ટર એક ટેબલ આગળ બેઠો, અને તેના પર પડેલાં કેટલાંક કાગળિયાં જુદાં પાડવા લાગ્યો. એટલે મુલાકાતસમયે ત્યાં હાજર રહેવાનો તેનો ઇરાદો સ્પષ્ટ દેખાઇ આવતો હતો.

રાજકીય કેદી ડુખોવાને પોતે મળી શકે કે કેમ એવો પ્રશ્ન નેખ્લ્યુડોફે કર્યો એટલે ઇન્સ્પેક્ટરે ટૂંકો ને ટચ જવાબ આપ્યો કે તેને નહિ મળી શકાય.

'રાજકીય કેદીઓની મુલાકાત લેવાની પરવાનગી નથી,' તેણે કહ્યું, અને ફરી પાછું પોતાનાં કાગળિયાંમાં પોતાનું ધ્યાન પરોવ્યું. નેખ્લ્યુડોફના ખીસામાં ડુખોવાને આપવાનો એક પત્ર હતો, એટલે આ સાંભળીને જાણે પોતે કોઈ ગુનો કરવા તૈયાર થયો હોય અને એવામાં પોતાની બાજી પકડાઇ ગઈ હોય ને ધૂળ મળી હોય એવું એને લાગ્યું.

માસ્લોવા અંદર આવી એટલે ઇન્સ્પેક્ટરે પોતાનું માથું ઊંચું કર્યું, ને તેના કે નેખ્લ્યુડોફના તરફ જોયા વગર તે બોલ્યો: 'તમે તમારે વાત કરો,' આમ બોલી તે ફરી પાછો કાગળો જુદા પાડવા લાગ્યો.

આજે પણ પાછાં માસ્લોવાએ સફેદ જાકીટ ને ચણિયો પહેર્યાં હતાં તથા સફેદ રૂમાલ બાંધ્યો હતો. નેખ્લ્યુડોફની નજીક

આવી પહોંચી એટલે એનો કડક ભાવશૂન્ય ચહેરો દેખીને તે શરમથી લાલચોળ બની ગઇ અને પોતાના જાકીટની કોર વાળીને તેણે નજર નીચી નાખી દીધી.

તેને થએલો ગૂંચવાડો ઇસ્પિતાલના દરવાને કહેલી વાતને પુષ્ટિ આપતો હોય એમ નેખ્લ્યુડોફને લાગ્યું.

નેખ્લ્યુડોફનો વિચાર તો તેની સાથે પહેલાંના જેવું જ વર્તન રાખવાનો હતો, પણ હવે તે એને એટલી બધી અળખામણી લાગી કે કેમે કરતાં તેની સાથે હસ્તધૂનન કરવા જેવી મનોદશામાં એ પોતાની જાતને મૂકી શકયો નહિ.

'તારા માટે માઠા સમાચાર લાવ્યો છું,' તેની સામે જોયા વિના તેમ તેણે ધરેલો હાથ લીધા વિના એકધારા અવાજે એણે કહ્યું, 'સેનેટે અપીલ રદ કરી.'

'રદ કરવાના એ તો જાણતી જ હતી હું,' જાણે મહામહેનતે શ્વાસ લેતી હોય એવા વિચિત્ર અવાજે તેણે કહ્યું.

અગાઉ આવો જવાબ આપ્યો હોત તો નેખ્લ્યુડોફે પૂછ્યું હોત કે રદ કરવાના એમ તેં શી રીતે જાણ્યું, પણ અત્યારે તો એણે તેના ભણી નજર જ નાખી. નજર નાખી તો જોયું કે તેની આંખો આંસુથી છલકાતી હતી.

પણ આ આંસુ એની સખ્તાઇ ઓછી કરી શકયાં નહિ, એથી તો તેના પ્રત્યેની એની ખીજ ઊલટી વધી.

ઇન્સ્પેકટર ઊભો થઇને ખંડમાં આમતેમ આંટા મારવા લાગ્યો. આ પળે નેખ્લ્યુડોફને તેના પર ચીડ ચડી હતી છતાં સેનેટે આપેલા ચુકાદા વિશે પોતાની દિલગીરી તો પોતે દર્શાવવી જોઇએ એમ એને લાગ્યું.

'નિરાશ થઇશ નહિ,' એ બોલ્યો 'શહેનશાહને અરજી કરવાનાં છીએ તે કદાચ સફળ થશે, ને મને આશા છે કે—'

'હું એ વાતનો વિચાર નથી કરતી,' પોતાની ભીની મલાખી આંખે એના તરફ દયામણી નજર કરીને તે બોલી.

'ત્યારે શાનો ?'

'તમે ઇસ્પિતાલમાં થઇને આવતા હશો, અને ઘણે ભાગે ત્યાંના માણસે તમને મારા સંબંધમાં કહ્યું હશે કે—'

'એમાં શું થઇ ગયું ? એ તારી મુનસફીની વાત છે,' નેખ્લ્યુડોફે ભાવશૂન્ય રીતે કહીને ભવાં સંકોચાવ્યાં. માનખંડન થયાની જે નિર્દય લાગણી શાન્ત પડી ગઇ હતી એ તેણે ઇસ્પિતાલનું નામ લીધું એટલે બમણા જોરથી ઊછળી આવી.

એને થયું કે પોતાના જેવો પૈસેટકે સુખી, પ્રતિષ્ઠિત, ને મોભાદાર માણસ, સર્વશ્રેષ્ઠ કુટુંબની કોઇ પણ કુમારિકા જેને પરણવામાં ધન્યતા માને એવો માણસ, આ બાઇ સાથે પરણવા સ્વેચ્છાથી તૈયાર થયો હતો, છતાં આ બાઈ થોડો વખત થોભી પણ શકી નહિ ને મદદગાર દાક્તર સાથે તેણે ઇશ્કબાજી આદરી દીધી, એટલે આ વિચારે એ તેના તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોવા લાગ્યો.

'ઠીક, આ અરજીમાં સહી કર,' ખીસામાંથી મોટું પરબીડિયું લઈ તેમાંથી કાગળ કાઢીને ટેબલ પર મૂકતાં મૂકતાં એણે કહ્યું. એટલે માસ્લોવાએ પોતાના રૂમાલના ખૂણાથી પોતાનાં આંસુ લૂછી નાખ્યાં અને ક્યાં શું લખવું તે પૂછ્યું.

એણે તે બધું બતાવ્યું એટલે ડાબે હાથે પોતાના જમણા હાથની બાંય સરખી કરતી તે બેઠી. એ તેની પાછળ ઊભો રહ્યો અને લાગણીના આવેશને લીધે તેનો વાંસો ધ્રૂજી રહ્યો હતો તે એ

મૂંગો મૂંગો જોઇ રહ્યો. આ વખતે એના અંતરમાં શુભ અશુભ લાગણીઓનું જુદ્ધ જામ્યું. આમાં એક બાજુ માનખંડનને પરિણામે જન્મેલી લાગણીઓ હતી, તો બીજી બાજુ આવી રીતે પીડા પામી રહેલી માસ્લોવાને માટે દયાની લાગણી હતી, અને આ સામસામી લાગણીઓમાંથી આખરે દયાની લાગણી વિજય પામી.

એમાંથી કયો ભાવ એના અંતરમાં પહેલો આવ્યો તે એને યાદ આવે એમ નહોતું—પહેલાં એના અંતરમાં તેને માટે દયાભાવ પ્રવેશેલો, કે પહેલાં એનાં પોતાનાં પાપો–જેને કારણે અત્યારે એ તેને ધિક્કારી રહ્યો હતો તેનાં તે જ એનાં પોતાનાં ઘૃણાસ્પદ દુષ્કૃત્યો—એને યાદ આવેલાં તે એ કહી શકે એમ નહોતું. પણ પહેલાં ગમે તે લાગણી પ્રવેશી હોય, છતાં અત્યારે તો એને એની પોતાની જાત ગુનેગાર છે એ ભાવ તેમ માસ્લોવા પ્રત્યેની દયાનો ભાવ એ બન્ને ભાવો એકીસાથે થઇ આવ્યા.

અરજીમાં સહી કરીને તથા શાહીવાળી થએલી આંગળી પોતાના ચણિયા પર લૂછી નાખીને તે ઊભી થઈ અને એના તરફ જોઈ રહી.

‘ગમે તે બનાવ બને, ગમે તે પરિણામ આવે, પણ મારો નિશ્ચય તો હતો તેવો ને તેવો જ અફર છે,’ નેખ્લ્યુડોફે કહ્યું. પોતે તેને માફી બક્ષી એ વિચારે તેના પ્રત્યેનાં એનાં ચિત્તનાં દયાભાવ અને મૃદુતામાં વધારો કર્યો, એટલે તેને દિલાસો આપી શાન્ત કરવાની એને ઇચ્છા થઇ આવી. ‘હું તો મેં તને કહ્યું છે એ પ્રમાણે કરવાનો જ, એ લોકો તને ગમે ત્યાં લઇ જાય, હું તારી સાથે સાથે આવવાનો જ.’

‘શું કામ?’ નેખ્લ્યુડોફના બોલ સાંભળીને તેનો ચહેરો પ્રફુલ્લ બની ગયો, છતાં તે અધવચથી બોલી ઊઠી.

'"શું કામ" ની વાત જવા દેને હવે. એ કરતાં તારે મુસાફરી કરતી વખતે વાટમાં શી શી વસ્તુઓની જરૂર પડશે એનો વિચાર કરે તો સારું.'

'પાડ તમારો; પણ કોઇ ખાસ વસ્તુની જરૂર પડશે એવું લાગતું નથી મને.'

એવામાં ઇન્સ્પેક્ટર આવી પ્હોંચ્યો, એટલે તે કંઇ કહે એ પ્હેલાં જ નેખ્લ્યુડોફે માસ્લોવા આગળથી રજા લીધી. એ બહાર નીકળ્યો ત્યારે જીવનમાં પ્હેલાં કદી નહિ અનુભવેલી એવી શાન્તિ, એવો આનંદ, અને સર્વ પ્રત્યેનો પ્રેમ એના અંતરમાં ઊભરાતો હતો. માસ્લોવાનું કોઇ પણ કાર્ય તેના પ્રત્યેના પોતાના પ્રેમને ચલિત કરે એમ નથી એવી અત્યારે એને દૃઢ ખાતરી થઇ એટલે એ દૃઢ ખાતરીએ એને અતિશય આનંદ આપ્યો અને અત્યાર સુધીમાં એ કદી નહિ પહોંચેલો એવી ઉચ્ચ કક્ષાએ એને પહોંચાડી દીધો. એને થયું કે 'મદદનીશ દાક્તર સાથે ઇશ્કબાજી ખેલવી હોય તો તે ભલે ખેલે; એ તેના પોતાના અખત્યારની વાત છે. હું તેને ચાહું છું તે કંઇ મારા પંડના સ્વાર્થને ખાતર નહિ, પણ હું તો તેને તેના સ્વાર્થ ખાતર તેમ પ્રભુપ્રીત્યર્થ ચાહું છું.'

અને આ જે ઇશ્કબાજીના તહોમતને કારણે માસ્લોવાને ઇસ્પિતાલમાંથી કાઢી મૂકી હતી, ને જે ઇશ્કબાજીમાં તે ખરેખર પડેલી એમ નેખ્લ્યુડોફે માની લીધેલું, તેની હકીકત નીચે મુજબ હતી.

ચાલને છેડે દવાખાનું હતું ત્યાંથી દવાનો ઉકાળો લઈ આવવાનું મુખ્ય પરિચારિકાએ માસ્લોવાને એક દિવસ સોંપેલું. માસ્લોવા તે લેવા ગઇ તો ત્યાં એકાન્તમાં મદદનીશ દાક્તરને તેણે દીઠો. આ મદદનીશ દાક્તર કાઠાળો આદમી હતો ને તેને મોઢે ખીલ હતા. લાંબા વખતથી તે માસ્લોવાની પાછળ પડી તેને

પજવ્યા કરતો હતો. તેના હાથમાંથી છૂટવાને મથતાં મથતાં **માસ્લોવાએ** તેને એવો સખત હડસેલો માર્યો કે તેનું માથું એક અભરાઇ સાથે ભટકાયું એટલે તેની ઉપર શીશીઓ હતી તેમાંથી બે શીશી નીચે પડીને ભાંગી ગઇ.

આ વખતે મુખ્ય દાક્તર ત્યાં થઇને પસાર થતો હતો તેણે શીશીઓ ફૂટવાનો અવાજ સાંભળ્યો, અને **માસ્લોવાને** લાલચોળ મોંએ નાસી જતી દેખી, એટલે તેણે ગુસ્સે થઇને હાંક મારી—

'ઓહો, બાઇસાહેબ, અહીં પણ જો એવી ઇશ્કબાજી ચલાવવી હોય તો હું તમને તમારે લાયક ઠેકાણે મોકલી આપું...... આ શું બધું આદર્યું છે ?' પોતાના મદદનીશ દાક્તરને સંબોધીને તથા પોતાના ચશ્માની ઉપરના ગાળામાંથી તેના તરફ કડક નજરે જોઇને તેણે કહ્યું.

મદદનીશ દાક્તરે મોં મલકાવ્યું અને પોતાનો બચાવ કરવા માંડ્યો, દાક્તરે તેના બોલ કાને ધર્યા નહિ, પણ ચશ્માની આરપાર જ સીધી નજર જાય એવી રીતે તેણે પોતાનું માથું કર્યુ અને દરદીના વિભાગમાં પેઠો. પછી તે જ દિવસે તે ઇન્સ્પેક્ટરને મળ્યો, અને **માસ્લોવાને** બદલે કોઇ વધુ ઠાવકી બાઇને પરિચારિકા તરીકે મોકલવા તેને કહ્યું.

ત્યારે **માસ્લોવાની** મદદનીશ દાક્તર સાથેની 'ઇશ્કબાજી' તે આ. ઇશ્કબાજીનું આળ મૂકીને ઇસ્પિતાલમાંથી તેને કાઢી મૂકી એથી **માસ્લોવાને** ખાસ દુઃખ થયું, કેમકે મૂળથી જ તેને પુરુષસંસર્ગ લાંબા વખતથી અળખામણો થઇ પડ્યો હતો, તેમાં એ **નેખ્લ્યુડોફને** મળ્યા પછી તો પુરુષસંસર્ગ તેને ખાસ ઘૃણાસ્પદ લાગતો હતો. વળી, સૌ પોતાનો તોલ પોતાના ભૂતકાળ ઉપરથી તેમ પોતાની અત્યારની હાલત ઉપરથી કરતા હતા, અને એવી રીતે તોલ

કરીને મોઢા પર ખીલવાળા આ મદદનીશ દાક્તર જેવા સૌ પોતાની આબરૂ પર હાથ નાખતા હતા ને પોતે એમાં વિરોધ કરતી હતી એથી અચંબો પામતા હતા-એ બધું જોઇને અને એનો વિચાર કરતાં તેને પારાવાર દુઃખ થતું હતું અને તેથી તેને પોતાની જાત પર દયા આવતી હતી. પેલાં જે આંસુ તેને આવેલાં તે આના જ પરિણામરૂપ હતાં. આ વખતે તે નેખ્લ્યુડોફની પાસે આવી ત્યારે તેણે ધારેલું કે પોતાના પર મુકાએલા આળની વાત એણે સાંભળી હશે એટલે એ બાબતમાં ખુલાસો કરી પોતાને માથેથી એ ખોટું આળ કાઢી નાખવાની તેની ઇચ્છા હતી. પણ જ્યારે તેણે પોતાનો બચાવ કરવા માંડયો, ત્યારે એ પોતાની વાત માનતો ન હોય એમ તેને લાગ્યું; એટલે પોતે પોતાના બચાવમાં આપેલાં કારણો એની શંકાને ઊલટી પુષ્ટિ જ આપશે એમ તેને લાગ્યું. આથી તેની આંખમાં આંસુ આવ્યાં, અને એ આંસુથી તે ગળગળી બની ગઇ. અને તેથી તે મૂંગી જ રહી.

માસ્લોવા હજુ એમ માનતી હતી તથા પોતાના મનને મનાવતી હતી કે બીજી મુલાકાત વખતે પોતે એને કહેલું તે પ્રમાણે પોતે નેખ્લ્યુડોફને હજુ માફી આપેલ નથી, અને પોતે હજુ એને ધિક્કારી જ રહી છે, પણ ખરી રીતે તો તે એને ફરી પાછી ચાહવા લાગી હતી, અને એવો ચાહવા લાગી હતી કે એ તેની પાસેથી જે જે બાબતોની આશા રાખતો હતો તે તે સઘળી બાબતો તે સ્વયમેવ કરવા લાગી હતી—અર્થાત્ તેણે દારૂ પીવો છોડી દીધો હતો, બીડી મૂકી દીધી હતી, વિલાસચેષ્ટાઓ પણ તજી દીધી હતી, અને પોતે ઇસ્પિતાલમાં કામ કરે એવી એની ઇચ્છા છે તે વાત તે જાણતી હતી એટલે ઇસ્પિતાલમાં દાખલ થઇ હતી. આમ છતાં નેખ્લ્યુડોફ જ્યારે જ્યારે તેની સાથેનાં લગ્નની વાત કરતો

ત્યારે ત્યારે તે એનું એવું બલિદાન સ્વીકારી તેને પરણવાની ના પાડતી એનું કારણ તો એ હતું કે પોતે એક વાર જે અભિમાન-ભર્યાં વેણ ઉચ્ચારેલાં તે ફરી ફરી વાર ઉચ્ચારવામાં તેને આનંદ આવતો હતો અને વળી તેને માલૂમ હતું કે પોતાની સાથેનું એનું લગ્ન એને માટે તો દુર્ભાગ્યરૂપ જ નીવડશે. એટલે એનો આ સ્વાર્થત્યાગ નહિ સ્વીકારવાનો તો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો; છતાં એ પોતાને ધિક્કારી રહ્યો છે અને પોતે ભૂતકાળમાં હતી તેવી જ રહી છે એમ માની રહ્યો છે ને પોતામાં જે પરિવર્તન થએલું છે તે એના લક્ષમાં નથી આવ્યું એ ખ્યાલે તેને અતીવ દુઃખ થતું હતું. પોતે ઇસ્પિતાલમાં હતી એ દરમિયાન પોતે દુરાચરણ કરેલું એ વિચાર કદાચ હજુ પણ એ સેવી રહ્યો હશે, એ ખ્યાલથી તેને પોતાને થએલી સજા જેમની તેમ કાયમ રહ્યાના સમાચાર કરતાં પણ વિશેષ વેદના થઇ.

## પ્રકરણ ત્રીસમું

**માસ્લોવાને** કેદીઓની પહેલી ટુકડી ભેગી જ કદાચ રવાના કરે એવું હતું, એટલે **ને**ખ્લ્યુડોફે પણ રવાના થવાની તૈયારી કરવા માંડી. પણ એને એટલાં બધાં કામ કરવાનાં હતાં, કે એને લાગ્યું કે પોતાને ગમે તેટલો સમય હોય તોપણ એ બધાં કામ પોતે પૂરાં કરી શકે એમ નથી. કેમકે પહેલાં કરતાં હવે વાત સાવ બદલાઇ ગઇ હતી. પહેલાં તો એને કામો પરાણે ઉદ્ભાવીને ઊભાં કરવાં પડતાં, અને એ દરેક કામનું રસકેન્દ્ર એક જ વ્યક્તિમાં

આવી રહેતું, ને તે વ્યક્તિ તે દ્મિટ્રી ઈવાનિચ નેખ્લ્યુડોફ, અને છતાં, એના જીવનનો સર્વ પ્રકારનો રસ આવી રીતે કેન્દ્રિત હોવા છતાં આ બધાં કામો એને અતિશય કંટાળાભરેલાં લાગતાં. પણ હવે એનાં બધાં કામો દ્મિટ્રી ઈવાનિચ સંબંધી નહિ પણ ઇતરજન સંબંધી હતાં, એટલે એ બધાં કામો રસપ્રદ ને આકર્ષક લાગતાં હતાં, અને એ બધાં કામોનો કદી પાર આવતો નહિ. વળી વાત આટલેથી જ અટકતી નહોતી. અગાઉ દ્મિટ્રી ઇવાનિચનાં કામ એને સદાય પજવીને ચીડિયો કરી મૂકતાં, પણ હવે તો એનાં કામો એને ચિત્તપ્રસાદ બક્ષતાં.

અત્યારે જે કામમાં નેખ્લ્યુડોફ મશગૂલ બન્યો હતો તેને ત્રણ વિભાગમાં વહેંચી શકાય. પોતાના લાક્ષણિક અતિપાંડિત્યથી એણે પોતે પોતાના કામના આવા ત્રણ વિભાગ પાડ્યા હતા, અને એ ત્રણે જુદા જુદા કામને લગતાં કાગળિયાં ત્રણ જુદાં જુદાં દફ્તરમાં એ રાખતો હતો.

પહેલું કામ માસ્લોવાનું હતું. તેમાં મુખ્ય બાબત શહેનશાહને તેણે કરેલી અરજી પર લક્ષ અપાય એવાં પગલાં લેવાં એ તેમ તેને સાઇબીરિયા જવું પડે એવો સંભવ વિશેષ હતો તેથી ત્યાંની મુસાફરીને માટે તૈયારી કરવી એ હતી.

બીજું કામ પોતાની જાગીરોની વ્યવસ્થા કરવાનું હતું. પાનોવોમાં એણે જમીન ખેડૂતોને આપી દીધી હતી અને તેમાં શરત એ કરી હતી કે તેમણે એ જમીનનું ગણોત આપવું અને તેનો ઉપયોગ તેમની પોતાની પંચાયતનાં કામમાં કરવો. પણ એણે કરેલા આ ઠરાવને કાયદેસર દસ્તાવેજનું રૂપ આપવાનું હતું અને એ ઠરાવની સાથે બંધબેસતું આવે એ પ્રકારનું

વસિયતનામું એને કરવાનું હતું. કુસ્મિન્સ્કીનો વહીવટ હજુ એણે પહેલાં નક્કી કરેલો તે મુજબનો જ હતો; એટલે કે ખેડૂતો પાસેથી એ ગણોતની રકમ લેવાનો હતો, પણ એ ગણોતનો દર અને બીજી શરતો નક્કી કરવાનાં હતાં, તેમ એ રીતે આવેલા ગણોતની રકમમાંથી કેટલો ભાગ એ પોતે પોતાના અંગત ખર્ચને માટે રાખવાનો તથા કેટલા ખેડૂતોના ઉપયોગને માટે રાખવાનો તે વાત નક્કી કરવાની હતી. પોતાને સાઇબીરિયા જવાનું હતું તેની વાટખર્ચી પોતાને કેટલી જોઇશે તેની એને હજુ ખબર નહોતી એટલે આ જાગીરમાંથી આવવાની બધી રકમ સાવ જતી કરવાનો ઠરાવ હજુ એણે કર્યો નહોતો, જોકે એમાંથી અડધી જ રકમ પોતે રાખવી એવો નિર્ણય તો એણે કરી નાખ્યો હતો.

એનું ત્રીજું કામ કેદીઓને મદદ કરવાનું હતું, અને એ કેદીઓની અરજો હવે એની આગળ મોટી સંખ્યામાં આવવા લાગી હતી.

એ જ્યારે નવો નવો કેદીઓના સંબંધમાં આવેલો અને એ કેદીઓ જ્યારે પોતાને મદદ કરવા એને આજીજી કરતાં ત્યારે શરૂઆતમાં તો એમનાં દુઃખો કંઇક કમી કરવાની આશા રાખીને એ તરત તેમના વતી વકીલાત કરવા નીકળી પડતો; પણ થોડા જ વખતમાં એની આગળ એટલી બધી અરજીઓ આવી કે એ બધી અરજીઓ પર લક્ષ આપવાનું અશકય થઇ પડયું, અને એનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે આ અશકયતાએ એને એક જુદું જ કામ ઉપાડી લેવા પ્રેર્યો, ને આ નવા કાર્યમાં એને આગલાં ત્રણે કામો કરતાં વિશેષ રસ પડયો.

આ નવું કામ તે પોતાને ઊઠતા કેટલાક પ્રશ્નોનો ઉત્તર શોધવાનું હતું. એ પ્રશ્નો આવા હતા; જે જેલોમાં વસતા કેદીઓની પિછાન થોડી ઘણી પોતાને કરવી પડી હતી તે જેલોને તથા જ્યાં સેંકડો ને હજારો કેદીઓ ઝૂરી ઝૂરીને મરણશરણ થઇ રહ્યાં હતાં તેવી પીટર્સબર્ગમાં આવેલા પેટ્રોપાલોન્સ્કી કિલ્લાથી માંડીને તે સાખાલિન દ્વીપ સુધીની અન્ય સઘળી જેલોને અસ્તિત્વમાં લાવનાર ફોજદારી કાયદાને નામે ઓળખાતી આ વિચિત્ર વસ્તુ તે શી છે? આવી ઘોર તરેહની વસ્તુનું અસ્તિત્વ શાથી? એ કાયદો ક્યાંથી આવ્યો?

કેદીઓ સાથેના પોતાના અંગત સંબંધ ઉપરથી, કારાવાસમાં રહેલાં કેટલાંકના કાગળપત્રો ઉપરથી, તેમ એડવોકેટ તથા જેલપાદરીને પોતે કરેલી પૂછપરછ ઉપરથી નેખ્લ્યુડોફ એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે આ કહેવાતા ગુનેગારોના—આ જેલવાસીઓના—પાંચ વર્ગ પાડી શકાય. આમાંનો પહેલો વર્ગ તે કેવળ ન્યાયાધિકારીઓની ભૂલને લીધે જ સજા પામેલાં એવા સર્વથા નિર્દોષ માણસોનો હતો. ઘર બાળી મૂકવાનો આરોપ પામેલાં પેલાં મેન્શોફ કુટુંબીઓ અને માસ્લોવા એ આ પ્રકારનાં માણસો હતાં. આવાં માણસોની સંખ્યા મોટી નહોતી—જેલપાદરીની ગણતરી પ્રમાણે તો તેમનું પ્રમાણ સેંકડે સાત ટકા જેટલું જ હતું—પણ તેમની વાત સૌનું ખાસ લક્ષ ખેંચીને સૌને રસ ઉપજાવે એવી હતી.

બીજો વર્ગ તે આવેશ, વહેમ, ઇર્ષ્યા, કે નશા જેવા અસાધારણ સંજોગોમાં કરેલાં કામો બદલ સજા પામેલાં—આવી સજા કરનાર ન્યાયાધિકારીઓ પોતે જે સંજોગોમાં મુકાયા હોત તો તેઓ પોતે પણ એ ગુનેગારોના જેવાં જ કામ અચૂક કરત એવા સંજોગોમાં કરેલાં કામો બદલ સજા પામેલાં—માણસોનો હતો. નેખ્લ્યુડોફને

પોતે કરેલી તપાસને પરિણામે માલૂમ પડયું કે સમસ્ત ગુનેગારોમાંથી અર્ધા કરતાં વિશેષ ભાગ તો આ પ્રકારનો જ હતો.

ત્રીજો વર્ગ તે એવાં માણસોનો બનેલો હતો કે જેઓને તેમની પોતાની સમજણ પ્રમાણે જેને તેઓ સાવ સ્વાભાવિક ને વળી શુભ ગણતાં હતાં પણ જેને બીજાં મનુષ્યો—આ કાયદા ઘડનારા લોકો–ગુનો ગણતા હતા એવાં કામો બદલ સજા થએલી. વગર પરવાને દારૂ વેચનારાં, દાણચોરી કરનારાં, મોટી જાગીરોમાંથી તેમ સરકારી જંગલોમાંથી ઘાસ કે લાકડાં લઇ આવનારાં, તથા પર્વતવાસી વાટપાડુઓ અને દેવળોમાં ખાતર પાડનારા નાસ્તિકો એ સૌ આ પ્રકારનાં હતાં.

ચોથા વર્ગમાં સમાજની સામાન્ય સપાટી કરતાં નીતિવિષયમાં ઊંચી ભૂમિકા સેવવાને કારણે જ કેદમાં પુરાએલાં એવાં માણસોનો સમાવેશ થતો હતો. પેલા **ખ્રિસ્તી** ધર્મસંપ્રદાયના માણસો આ જાતના હતા; પોતાની ઝૂંટવી લીધેલી સ્વાધીનતા સંપાદન કરવા માટે બંડ કરી ઊઠેલા **પોલવાસીઓ** તથા **સિરકાસિયન** લોકો આ જાતના હતા; રાજકીય કેદીઓ, સમાજસત્તાવાદીઓ તેમ હડતાલ પાડનારા લોકો પણ આ જ જાતના હતા. **નેખ્લ્યુડોફને** પોતે કરેલી તપાસને અંતે માલૂમ પડેલું કે ગુનેગારોની મોટા પ્રમાણની સંખ્યા આ વર્ગમાં જ આવતી હતી, એટલે આ વર્ગમાં અધિકારીઓ સામે ટક્કર ઝીલવા બદલ કેટલીક ઉત્તમોત્તમ પ્રકારની વ્યક્તિઓ સજા પામી હતી.

પાંચમા વર્ગમાં સમાજ સાથેના વ્યવહારમાં જેમણે બીજા કોઇનું ખૂરું કર્યું હોય એ કરતાં ખુદ સમાજે જ જેમનું અનેકગણું ખૂરું કરેલું એવાં માણસોનો સમાવેશ થતો હતો. આઠે પહોર જુલમ ને લાલચોથી રિબાઇ રિબાઇને જડ બની ગએલાં સમાજના ઉતાર

જેવાં માણસો આ પ્રકારનાં હતાં. સાદડીઓની ચોરી કરનારો પેલો જુવાન આ જાતનો હતો. આવાં બીજાં પણ અનેક જણ નેખ્લ્યુડૉફે જેલમાં તેમ જેલ બહાર જોયાં હતાં. તેઓ જે સંજોગોમાં પોતાનું જીવન ગુજારતાં હતાં તે સંજોગો જ ગુનાને નામે ઓળખાતાં કામો કરવા જાણે કે રીતસર પદ્ધતિપૂર્વક તેમને પ્રેરતા હોય એમ લાગતું હતું. નેખ્લ્યુડૉફ હમણાં હમણાં જે ચોર ને ખૂની માણસોના પરિચયમાં આવેલો તેમાંનો મોટો ભાગ તેની પોતાની માન્યતા ને તુલના મુજબ આ જ વર્ગમાં આવતો હતો. અપરાધવિજ્ઞાન (ક્રિમિનોલૉજી) નો નવો વિદ્વત્સંપ્રદાય જેમને પ્રકૃતિથી જ ગુનેગાર વર્ગનાં ગણે છે, અને જેમનું અસ્તિત્વ જ ફોજદારી કાયદાની તેમ સજાપદ્ધતિની આવશ્યકતાની સાબિતીરૂપ ગણવામાં આવે છે એવાં ભ્રષ્ટ નીતિશૂન્ય માણસોને પણ નેખ્લ્યુડૉફ આ જ વર્ગમાં મૂકતો હતો. નેખ્લ્યુડૉફની સમજ પ્રમાણે તો આ ભ્રષ્ટ, નીતિશૂન્ય ને વિકૃત પ્રકૃતિનાં માણસો પણ સમાજે જેમનું ભૂરું કર્યું છે એ માણસોના જેવા જ બરાબર હતા, અને એ બન્ને પ્રકાર વચ્ચે જો ભેદ હોય તો તે ફક્ત એટલો જ હતો કે સમાજે આમનું જે ભૂરું કરેલું તે સીધી રીતે એમનું પોતાનું જ નહિ કરેલું, પણ એમનાં માબાપ તેમ વડવાઓનું ભૂરું તેણે કરેલું.

આ વર્ગની વ્યક્તિઓમાં ઓખોટિન નામે એક જૂના ને રીઢા ચોરે નેખ્લ્યુડૉફનું ખાસ લક્ષ ખેંચ્યું. તે એક કસબણનો અનૌરસ પુત્ર હતો અને એક વીશીમાં રહીને તે મોટો થયો હતો. સાવ કાચી ઉંમરે તે ચોરોની એક ટોળીમાં ભળેલો, ને ત્રીસ વરસનો થયો ત્યાં સુધી પોલીસ સિપાઇ કરતાં ચડિયાતી નીતિની કોઇ પણ વ્યક્તિનો તેને દુનિયામાં કદી ભેટો થયો નહોતો. તેનો સ્વભાવ ભારે રમૂજી હતો, અને એ રમૂજી સ્વભાવને લીધે તે સહુને માનીતો થઇ પડતો હતો. પોતાનો પક્ષ લઈ પોતાની વકીલાત

કરવા નેખ્લ્યુડોફને તેણે આજીજી કરેલી, અને આજીજી કરતાં કરતાં તેણે પોતાની જાતની તેમ વકીલો, જેલ, અને મનુષ્યકૃત તથા ઈશ્વરકૃત સર્વ નિયમો એ સઘળાની ઠેકડી કરેલી. બીજો આવો માણસ ફ્રેડોરોફ નામનો હતો. તે દેખાવમાં ફૂટડો હતો અને ડાકુઓની એક ટોળીનો તે આગેવાન હતો. તેની આગેવાની નીચે તેની આ ટોળીએ એક વૃદ્ધ અમલદારને લૂંટી તેનું ખૂન કરેલું. આ ફ્રેડોરોફ એક ખેડૂતનો દીકરો હતો. એ ખેડૂત પાસેથી તેનું મકાન ગેરકાયદે ખૂંચવી લીધું હતું અને પાછળથી તે લશ્કરી નોકરીમાં દાખલ થએલો ત્યાં કોઈ અફસરની ઓરત સાથે ઇશ્ક આદરેલો તેને પરિણામે તે ખુવાર થઈ ગયો હતો. આ ફ્રેડોરોફ ઊર્મિપ્રધાન પ્રકૃતિનો આકર્ષક આદમી હતો, અને ગમે તે ભોગે અમનચમન ઉડાવવાની આતુર ઇચ્છા રાખતો હતો. કોઈ પણ કારણે પોતાના ચિત્ત પર કાબૂ રાખનારો કોઇ પણ માણસ જિંદગીમાં તેણે જોયો નહોતો અને લહેર મારવા સિવાય જીવનનો કોઈ આશય હોઇ શકે એવી વાત કદી તેણે સાંભળી નહોતી. નેખ્લ્યુડોફ સ્પષ્ટ રીતે જોઇ શક્યો કે આ બન્ને આદમીઓને પ્રભુ તરફથી સરસ શક્તિઓની બક્ષિસ મળેલી છે, પણ એમના તરફ અત્યાર સુધીમાં કોઈએ લક્ષ આપ્યું નથી, એટલે સંભાળ લીધા વિનાના રોપાઓનો વિકાસ જેમ અટકી જાય તેમ આમનો પણ વિકાસ અધવચથી અટકી ગયો છે અને પરિણામે તેઓ અપંગ જેવા જ રહ્યા છે. આ બે જણ ઉપરાંત નેખ્લ્યુડોફને એક રખડુ આદમી અને એક ઓરતનો પણ ભેટો થયો. આ બન્ને જણની જડતા અને સ્પષ્ટ દેખાઇ આવતી નિર્દયતાથી એને તેમના તરફ કંટાળો આવેલો, છતાં એમનામાં પણ ઈટાલિયન વિદ્વત્સંપ્રદાય જેને પ્રકૃતિથી જ ગુનેગાર વર્ગનાં ગણે છે એવા માણસોનું એક પણ લક્ષણ કે નિશાન એને જડેલું નહિ; પરંતુ જેલની બહાર પણ

કોટ ને સ્કંધાભારણ ધારણ કરીને અથવા લેઈસમાં શણગારાઈ ને ફરતી વ્યક્તિઓમાં પણ પોતાને કેટલાંક માણસો અંગત દૃષ્ટિએ અળખામણાં લાગતાં તેના જેવાં જ આ બે જણ પણ એને લાગેલાં.

એટલે આમના જેવાં જ બીજાં માણસો સ્વતંત્રપણે મહાલી રહ્યાં છે, અને કેટલાંક તો વળી આમનો ઇનસાફ તોળી રહ્યાં છે, ત્યારે આ બધાં ભિન્ન ભિન્ન પ્રકારનાં મનુષ્યોને જેલમાં ગોંધી મૂકવામાં આવે છે તેનાં કારણોનું અન્વેષણ કરવું એ નેખ્લ્યુડોફનું ચોથું કામ થઈ પડયું.

આ પ્રશ્નનો ઉત્તર પોતાને પુસ્તકોમાંથી મળશે એમ એણે ધાર્યું, અને તેથી એ વિષયને લગતાં સઘળાં પુસ્તકો એણે ખરીદ્યાં. લોમ્બ્રોઝો, ગારોફેલો, ફેરી, લિઝ્ટ, મૉડ્સ્લે, ટાર્ડે આદિ સૌએ રચેલા ગ્રંથો એણે વસાવ્યા અને તે બધા એ ધ્યાન દઈને વાંચી ગયો. પણ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ એ વધુ ને વધુ નિરાશ થતો ગયો. એની દશા અત્યારે, શાસ્ત્રસંશોધનમાં નામ કાઢવા, તેને લગતા ગ્રંથ લખવા, તેને વિશે વાદવિવાદ કરવા કે તેનું શિક્ષણ આપવા નહિ પણ કેવળ નિત્યજીવનના કોઇ ચાલુ પ્રશ્નનો ઉત્તર મેળવવા જ શાસ્ત્રનું શરણું લેનારા સઘળા માણસોની થાય છે તેવી થઈ. આ શાસ્ત્ર પાસેથી એને ફોજદારી કાયદાને લગતા હજારો સૂક્ષ્મ ને આંટીઘૂંટી ભરેલા પ્રશ્નોના ઉત્તર મળ્યા, પણ પોતે જે પ્રશ્નનો ખુલાસો મેળવવા મથી રહ્યો હતો તે એક પ્રશ્નનો કશો ઉત્તર એને મળ્યો નહિ.

એનો પ્રશ્ન સાવ સાદો હતો: ‘ પોતે જાતે પણ સામા માણસોના —જેને પોતે સજા કરે છે તેમના—જેવા જ બરાબર હોવા છતાં, કેટલાક માણસો બીજા માણસોને સજા કરી જેલમાં પૂરી રાખે છે, રિબાવે છે, દેશવટો દે છે, ફટકાવે છે, અને જાનથી મારી

નાખે છે એ બધું શા માટે થાય છે, અને કયા અધિકારથી થાય છે?' અને આના ઉત્તરમાં એને ભાતભાતની વિચારણાઓ મળી—માનવપ્રાણીમાં કર્તૃત્વસ્વાતંત્ર્ય જેવું છે કે કેમ; કોઈની ખોપરીનું માપ લેવાથી એ માણસ ગુનેગાર છે કે નહિ તેનાં ચિહ્નો શોધી શકાય કે કેમ; આ બધા ગુનાઓમાં વંશપરંપરાની અસરનો કેટલો હિસ્સો હશે; માનવીની અનીતિ, દુષ્ટતા આદિ વારસામાં ઓધે ઊતરતી હશે કે કેમ; ગાંડપણનું સ્વરૂપ શું? વિકૃતિ એટલે શું, ને પ્રકૃતિ એટલે શું? હવાપાણી, ખોરાક, અજ્ઞાન, અનુકરણશીલતા, જાદૂઇ સંમોહન, અથવા ઊર્મિનો આવેગ આ બધી વસ્તુઓ ગુનેગારી સાથે શો સંબંધ ધરાવે છે; સમાજ એટલે શું; તેની ફરજો શી, ઇત્યાદિ ઇત્યાદિ બાબતો વિશેની વિચારણાઓ જ એને ઉત્તરમાં મળી.

આ બધી મીમાંસા નેખ્લ્યુડોફને એક વાર નિશાળેથી ઘેર આવતાં મળેલા એક નાનકડા છોકરાએ આપેલા ઉત્તરનું સ્મરણ કરાવતી હતી. નેખ્લ્યુડોફે એ વખતે તેને પૂછેલું કે 'તને લખતાં આવડ્યું?'

'હા, મને લખતાં આવડે છે,' છોકરાએ જવાબ આપ્યો.

'ઠીક ત્યારે, કહે જોઇએ, "પગ" કેમ લખાય?'

'કોનો પગ કૂતરાનો?' છૂપી દૃષ્ટિ કરીને છોકરાએ પૂછ્યું.

પોતે જે એક મૂળભૂત–આખી વસ્તુના તત્ત્વરૂપ–પ્રશ્ન પૂછી રહ્યો હતો તેના શાસ્ત્રીય ગ્રંથોમાંથી નેખ્લ્યુડોફને આવા પ્રશ્નાત્મક ઉત્તર મળ્યા. આ ઉત્તરોમાં ઘણું શાણપણ, ઘણી વિદ્વત્તા, ને પુષ્કળ રસિકતા રહેલી હતી; પણ જે મુખ્ય મુદ્દો હતો કે 'કેટલાક માણસો બીજા માણસોને સજા કરી રહ્યા છે તે કયા હક્કથી?' તેનો તો કશો ઉત્તર મળતો ન હતો.

આ મુદ્દાના પ્રશ્નનો ઉત્તર નહોતો મળતો એટલું જ નહિ, પણ સજા કરવાની આવશ્યકતા તો સઘળી ચર્ચાના પ્રારંભમાં જ પાયારૂપ

સિદ્ધાન્ત તરીકે સ્વીકારી લેવામાં આવતી હતી, અને સઘળી દલીલો-નો ઉપયોગ એ સજાપદ્ધતિનો બચાવ ને ખુલાસો કરવામાં જ થતો હતો.

નેખ્લ્યુડોફ વાંચતો હતો પુષ્કળ, પણ તે સઘળું તૂટક તૂટક ને ઝડપભેર વાંચતો હતો, એટલે એને લાગ્યું કે પોતે આવી ઉપલક રીતે વાંચે છે તેથી જ પૂરો ખુલાસો મેળવી શકતો નથી અને તેથી આજ નહિ તો આગળ ઉપર આવો ખુલાસો પોતાને મળી રહેશે, એવી એણે આશા રાખી. કેમકે આ પ્રશ્નનો જે ઉત્તર એના અંતરમાં વારંવાર આપોઆપ ઊગવા લાગ્યો હતો તેની સત્યતા પર શ્રદ્ધા રાખવા હજુ એનું મન કબૂલ કરતું નહોતું.

## પ્રકરણ એકત્રીસમું

**માસ્લોવાવાળી** કેદીઓની ટુકડી ૫ મી જુલાઈએ ઊપડવાની હતી, એટલે નેખ્લ્યુડોફે પણ તે જ દિવસે નીકળવાની તૈયારી કરી.

તેને આગલે દિવસે નેખ્લ્યુડોફની બહેન અને એનો બનેવી એને મળવા નગરમાં આવ્યાં.

નેખ્લ્યુડોફની બહેનનું નામ નાટાલી રોગોઝિન્સ્કાયા હતું અને એનાથી તે દસ વરસ મોટી હતી. નેખ્લ્યુડોફ અમુક અંશે તેની છાયા નીચે ઊછર્યો હતો. એ જ્યારે કિશોરાવસ્થામાં હતો ત્યારે નાટાલીને એના પર અતિશય વહાલ હતું, અને તે પછી પણ, નેખ્લ્યુડોફ પંદર વરસનો ને નાટાલી પચીસ વરસની થઈ તે વખતે પણ, જાણે એ બન્ને સમોવડિયાં હોય એવી રીતે એમના

નાખે છે એ બધું શા માટે થાય છે, અને કયા અધિકારથી થાય છે?' અને આના ઉત્તરમાં એને ભાતભાતની વિચારણાઓ મળી—માનવપ્રાણીમાં કર્તૃત્વસ્વાતંત્ર્ય જેવું છે કે કેમ; કોઈની ખોપરીનું માપ લેવાથી એ માણસ ગુનેગાર છે કે નહિ તેનાં ચિહ્નો શોધી શકાય કે કેમ; આ બધા ગુનાઓમાં વંશપરંપરાની અસરનો કેટલો હિસ્સો હશે; માનવીની અનીતિ, દુષ્ટતા આદિ વારસામાં ઓધે ઊતરતી હશે કે કેમ; ગાંડપણનું સ્વરૂપ શું? વિકૃતિ એટલે શું, ને પ્રકૃતિ એટલે શું? હવાપાણી, ખોરાક, અજ્ઞાન. અનુકરણશીલતા, જાદૂઈ સંમોહન, અથવા ઊર્મિનો આવેગ આ બધી વસ્તુઓ ગુનેગારી સાથે શો સંબંધ ધરાવે છે; સમાજ એટલે શું; તેની ફરજો શી, ઇત્યાદિ ઇત્યાદિ બાબતો વિશેની વિચારણાઓ જ એને ઉત્તરમાં મળી.

આ બધી મીમાંસા નેખ્લ્યુડોફને એક વાર નિશાળેથી ઘેર આવતાં મળેલા એક નાનકડા છોકરાએ આપેલા ઉત્તરનું સ્મરણ કરાવતી હતી. નેખ્લ્યુડોફે એ વખતે તેને પૂછેલું કે 'તને લખતાં આવડયું?'

'હા, મને લખતાં આવડે છે,' છોકરાએ જવાબ આપ્યો.

'ઠીક ત્યારે, કહે જોઈએ, "પગ" કેમ લખાય?'

'કોનો પગ કૂતરાનો?' છૂપી દૃષ્ટિ કરીને છોકરાએ પૂછ્યું.

પોતે જે એક મૂળભૂત—આખી વસ્તુના તત્ત્વરૂપ—પ્રશ્ન પૂછી રહ્યો હતો તેના શાસ્ત્રીય ગ્રંથોમાંથી નેખ્લ્યુડોફને આવા પ્રશ્નાત્મક ઉત્તર મળ્યા. આ ઉત્તરોમાં ઘણું શાણપણ, ઘણી વિદ્વત્તા, ને પુષ્કળ રસિકતા રહેલી હતી; પણ જે મુખ્ય મુદ્દો હતો કે 'કેટલાક માણસો બીજા માણસોને સજા કરી રહ્યા છે તે કયા હક્કથી?' તેનો તો કશો ઉત્તર મળતો ન હતો.

આ મુદ્દાના પ્રશ્નનો ઉત્તર નહોતો મળતો એટલું જ નહિ, પણ સજા કરવાની આવશ્યકતા તો સઘળી ચર્ચાના પ્રારંભમાં જ પાયારૂપ

સિદ્ધાન્ત તરીકે સ્વીકારી લેવામાં આવતી હતી, અને સઘળી દલીલોનો ઉપયોગ એ સજાપદ્ધતિનો બચાવ ને ખુલાસો કરવામાં જ થતો હતો.

નેખ્લ્યુડોફ વાંચતો હતો પુષ્કળ, પણ તે સઘળું તૂટક તૂટક ને ઝડપભેર વાંચતો હતો, એટલે એને લાગ્યું કે પોતે આવી ઉપલક રીતે વાંચે છે તેથી જ પૂરો ખુલાસો મેળવી શકતો નથી અને તેથી આજ નહિ તો આગળ ઉપર આવો ખુલાસો પોતાને મળી રહેશે, એવી એણે આશા રાખી. કેમકે આ પ્રશ્નનો જે ઉત્તર એના અંતરમાં વારંવાર આપોઆપ ઊગવા લાગ્યો હતો તેની સત્યતા પર શ્રદ્ધા રાખવા હજુ એનું મન કહ્યું કરતું નહોતું.

## પ્રકરણ એકત્રીસમું

**માસ્લોવાવાળી** કેદીઓની ટુકડી ૫ મી જુલાઈએ ઊપડવાની હતી, એટલે નેખ્લ્યુડોફે પણ તે જ દિવસે નીકળવાની તૈયારી કરી.

તેને આગલે દિવસે નેખ્લ્યુડોફની બહેન અને એનો બનેવી એને મળવા નગરમાં આવ્યાં.

નેખ્લ્યુડોફની બહેનનું નામ નાટાલી રેગોઝિન્સ્કાયા હતું અને એનાથી તે દસ વરસ મોટી હતી. નેખ્લ્યુડોફ અમુક અંશે તેની છાયા નીચે ઊછર્યો હતો. એ જ્યારે કિશોરાવસ્થામાં હતો ત્યારે નાટાલીને એના પર અતિશય વહાલ હતું, અને તે પછી પણ, નેખ્લ્યુડોફ પંદર વરસનો ને નાટાલી પચીસ વરસની થઈ તે વખતે પણ, જાણે એ બન્ને સમોવડિયાં હોય એવી રીતે એમના

વચ્ચે ગાઢ સંબંધ શરૂ થયો હતો. તે વખતે નાટાલી નેખ્લ્યુડોફ્નો મિત્ર નિકોલેન્કા ઇર્ટિન્યેફ્ની સાથે પ્રેમમાં પડી હતી. આ નિકોલેન્કા તો પાછળથી ગુજરી ગયો, પણ તે વખતે એ ભાઈબહેન બન્ને તેના પર તેમ તેનામાં અને તેમના પોતામાં માનવમાત્રને અભેદ-ભાવથી સાંકળનારું જે કંઈ શુભ તત્ત્વ રહેલું હતું તે શુભ તત્ત્વ પર પ્રેમ રાખતાં હતાં.

તે પછી તો એ ભાઈબહેન બન્નેનું અધઃપતન થએલું; નેખ્લ્યુડોફ્નું લશ્કરી નોકરી અને ભ્રષ્ટાચારમય જીવનને લીધે ને નાટાલીનું પોતે જેના પર કેવળ પાર્થિવ પાશવ પ્રેમ જ રાખતી હતી અને જે પોતાની જીવનભાવનાઓ માટે લેશમાત્ર પરવા નહોતો કરતો એવા પુરુષ સાથે લગ્ન કરવાને લીધે. આ પુરુષ નાટાલી તેમ તેના ભાઈને જે વસ્તુઓ અત્યંત પ્રિય ને પવિત્ર લાગતી હતી તેને માટે લેશમાત્ર પરવા નહોતો કરતો એટલું જ નહિ, પણ નૈતિક દૃષ્ટિએ પોતાનું જીવન સર્વથા નિર્દોષ, ઉચ્ચ, ને સંપૂર્ણ કરવાની તથા માનવજાતિની સેવા કરવાની જે પ્રાણતુલ્ય પ્રિય મહેચ્છાઓ તેના અંતરને ભરી રહી હતી તેને સમજી પણ શકતો નહોતો, અને એ બધું તો મોટા બનવાની ને લોકો આગળ દેખાડો કરી સમાજમાં ઝળકી ઊઠવાની ઇચ્છાનું જ પરિણામ છે એમ તે માનતો હતો. કેમકે એથી વધુ ઉચ્ચ આશય કોઇ પણ માનવીના હૃદયમાં હોઈ શકે એ વાત તેના માન્યામાં જ આવતી નહોતી.

નાટાલીનો પતિ ન્યાયખાતામાં હતો. મૂળ તો તે ખ્યાતિ તેમ સમૃદ્ધિ વિનાનો માણસ હતો, પણ પોતાના ધંધામાં તે ઘણો ચાલાક હતો. દેશમાં એક બાજૂથી ઉદારમતવાદ અને બીજી બાજૂથી સંરક્ષણવાદના જે બે ભિન્ન ભિન્ન પ્રવાહો એ વખતે વહી રહ્યા હતા તેમાંથી 'જિસકે તડમેં લડ્ડુ ઉસકે તડમેં હમ' એની પેઠે જે વખતે જે પ્રવાહમાં પોતાને લાભ થાય એવું હોય એ

પ્રવાહ ભણી પોતાની નાવડી દક્ષતાપૂર્વક હંકારીને તથા રમણી-વર્ગમાં ખાસ રોચક થઈ પડે એવા કોઈ અકળ ગુણને લીધે તેણે ન્યાયખાતામાં પોતાને માટે ઠીકઠીક ઝળકતી કહી શકાય એવી કારકિર્દી રચી કાઢી હતી. તેનો યૌવનકાળ વીતી ગયો હતો એવે વખતે એક વાર તે પરદેશમાં મુસાફરી કરી રહ્યો હતો. તે દરમિયાન તેણે **નેખ્લ્યુડોફ**નો પરિચય સાધ્યો, અને એની બહેન **નાટાલી**, જેનો પણ યૌવનકાળ વીતી ગયો હતો તેનો પ્રેમ પોતાના પ્રત્યે આકર્ષ્યો. આ વાતમાં **નાટાલી**ની માતાની સંમતિ નહોતી, કેમકે એવા માણસ સાથે પોતાની પુત્રી પરણે એ તેને તો કજોડા જેવું જ લાગતું હતું.

**નેખ્લ્યુડોફ** એના આ બનેવીને ધિક્કારતો હતો, જો કે આ ધિક્કારની લાગણી પોતાના અંતરથી પણ છુપાવવાને એ મથતો હતો અને એ લાગણી સામે એ ઝઘડતો પણ હતો.

**નેખ્લ્યુડોફ**ને પોતાના બનેવી **રેગોઝિન્સ્કી**નો જે સખત અણગમો હતો તેનું કારણ એક તો એ હતું કે **રેગોઝિન્સ્કી**ની વૃત્તિઓ છેક પામર પુરુષના જેવી હલકી હતી ને તેના વિચાર સંકુચિત અને આત્મસંતુષ્ટ હતા; અને બીજું એ હતું કે **રેગોઝિન્સ્કી**ના ચિત્તની આવી સંકુચિતતા છતાં પોતાની બહેન **નાટાલી** તેને ખાતર પોતાની અંદર રહેલી સઘળી શુભ વૃત્તિઓને ગૂંગળાવી મારીને સ્વાર્થાન્ધ બનીને તેને અત્યંત આસક્તિપૂર્વક પાશવ પ્રેમથી ચાહી રહી હતી.

આખે શરીરે રૂંછડાંવાળો ને માથાનાં જીંથરકાં વચ્ચે ચળકતી ટાલવાળો આ પુરુષ પોતાની બહેનનો પતિ છે એ ખ્યાલે **નેખ્લ્યુડોફ**ને સદાએ દુઃખ થતું. તેના તરફ એને એટલો બધો અણગમો હતો કે એ અણગમો તેમનાં સંતાન એટલે કે એનાં ભાણેજો સુધી પણ પહોંચતો તેને એ કેમે કરીને રોકી શકતો

નહિ. એટલે હમણાં એને જ્યારે ખબર મળ્યા કે પોતાની બહેનને વળી પાછો પ્રસૂતિપ્રસંગ આવવાનો છે ત્યારે પોતાને અત્યંત અળખામણા એવા આ પુરુષે પોતાની બહેનને વળી પાછો કોઇ દુષ્ટ ચેપ જાણે વળગાડચો ન હોય એવી એક પ્રકારની ખેદની લાગણી એને થઈ આવી.

આ **રેગોઝિન્સ્કી** અને **નાટાલી મૉસ્કો** આવેલાં તે એકલાં જ આવ્યાં હતાં. તેમને એક દીકરો ને એક દીકરી એમ બે સંતાન હતાં તેને તેઓ ઘેર મૂકતાં આવ્યાં હતાં; અને **મૉસ્કો** આવીને સર્વોત્તમ હોટેલમાં સર્વોત્તમ ખંડોમાં તેમણે ઉતારો કર્યો હતો. **નાટાલી** એક વાર ગાડીમાં બેસીને પોતાની માના જૂને ઘેર ગએલી, પણ ત્યાં **આગાફેના પેટ્રોવ્નાએ** ખબર આપ્યા કે **નેખ્લ્યુડોફ** તો આ ઘર છોડીને ભાડાની ચાલીમાં રહેવા ગયો છે એટલે ત્યાંથી તે એ ચાલીમાં ગઇ. ત્યાં **નેખ્લ્યુડોફનો** એક ગંદો નોકર હતો તે એને ત્યાંની બંધિયાર ચાલીમાં મળ્યો. આ ચાલી બહુ અંધારી હતી અને ધોળે દહાડે પણ ત્યાં દીવો બળતો તેથી જ થોડો આછો પ્રકાશ ત્યાં પડતો હતો. એવી ચાલીમાં મળેલા એ નોકરે **નાટાલીને** ખબર આપ્યા કે **પ્રિન્સ** તો બહાર ગયેલ છે.

**નાટાલીને** એના પર ચિઠ્ઠી લખીને મૂકતાં જવું હતું, તેથી તેણે આ નોકરને **નેખ્લ્યુડોફના** ખંડમાં પોતાને લઇ જવાનું કહ્યું, એટલે નોકરે તેને એ બતાવ્યો.

**નાટાલીએ** પોતાના ભાઇના નાનકડા બે ખંડ તપાસ્યા. આ બંને ખંડોમાં સર્વત્ર તેણે પોતાના ભાઇનો લાક્ષણિક સ્વચ્છતા-પ્રેમ અને વ્યવસ્થાપ્રેમ દીઠો અને અહીંની નવી જાતની સાદાઇથી તે ચકિત બની ગઇ. એના લેખનપીઠ પર કૂતરાની કાંસાની આકૃતિવાળું એક પેપરવેઇટ પડ્યું હતું તે લાંબા વખતથી તેની સ્મૃતિમાં તાજું જ હતું, અને જુદા જુદા વિષયને લગતાં દફતરો

તથા લેખનસામગ્રી એ સઘળું જે સુઘડ રીતે ત્યાં મૂક્યું હતું તે રીત પણ તેને સુપરિચિત હતી; તેમ હેન્રી જ્યોર્જે લખેલું એક અંગ્રેજી પુસ્તક તથા શિક્ષણપદ્ધતિને લગતાં બીજાં પુસ્તકો ભેગું ટાર્ડેએ લખેલું એક ફ્રેન્ચ પુસ્તક પડ્યું હતું તેમાં એક જગાએ નિશાન રાખવા માટે કાગળ કાપવાનું હાથીદાંતનું બનાવેલું ચપ્પુ મૂક્યું હતું તે પણ તેને સુપરિચિત હતું.

આ ટેબલ આગળ બેસીને તેણે ચિઠ્ઠી લખી અને તેમાં જણાવ્યું કે આજ ને આજ તારે અમને મળવા અચૂક આવવું. આ ચિઠ્ઠી ત્યાં મૂકીને અહીંની બધી સામગ્રી જોઇ આશ્ચર્યથી માથું ધુણાવતી તે પોતાની હોટલે પાછી ગઈ.

પોતાના ભાઇને લગતી બે વાતોમાં નાટાલી અત્યારે રસ લઈ રહી હતીઃ આમાં એક વાત તો કાટુશા સાથેનાં એનાં લગ્નની— આ વાત તેણે પોતાના નગરમાં સાંભળેલી, કેમકે જ્યાં જાઓ ત્યાં એ જ વાત હમણાં ચર્ચાઈ રહી હતી—અને બીજી વાત એણે ખેડૂતોને જમીન આપી દીધી હતી તેની. આ વાત પણ જગજાણીતી થઈ ગઇ હતી, અને ઘણા એથી ચકિત થઇ ગયા હતા. કેમકે એમાં તેમને રાજકીય ચળવળની ગંધ આવતી હતી અને તેથી એ તેમને જોખમભરેલી લાગતી હતી. કાટુશા સાથેનાં એનાં લગ્નની વાત એક રીતે તેને ગમી. કેમકે પોતાના લગ્ન પૂર્વેના એ ચિરસ્મરણીય સુખમય દિવસોમાં પોતામાં તેમ પોતાના ભાઇમાં જે મક્કમતાનો ગુણ રહેલો હતો તેને છાજે એવું એનું આ કાર્ય તેને લાગ્યું. અને છતાં આવી ભયંકર બાઈને પોતાનો ભાઈ પરણવાનો છે એ વિચારે તે હબકી ગઇ. આ રીતે નેખ્લ્યુડોફનાં લગ્નસંબંધમાં બે પરસ્પરવિરોધી ભાવ તેના અંતરમાં ઊઠ્યા, અને એ બેમાંથી આ ઉત્તરોક્ત ભીતિનો ભાવ વધુ પ્રબળ નીવડ્યો; એટલે આવાં લગ્ન કરતાં એને અટકાવવામાં પોતાની સઘળી

લાગવગ અને શક્તિનો ઉપયોગ કરવાનો તેણે નિશ્ચય કર્યો. અલબત્ત આવી રીતે એને અટકાવવો એ કંઈ સહેલું કામ નથી, એ તે સારી રીતે જાણતી હતી.

ખેડૂતોને જમીન આપી દેવા સંબંધી જે બીજી વાત હતી તેણે આ લગ્નની વાત જેટલી અસર તેના મન પર કરી નહિ, પણ આ વાત સાંભળીને તેનો પતિ અતિશય કોપાયમાન થઇ ગયો હતો અને નાટાલીએ આ બાબતમાં પોતાની સઘળી લાગવગનો ઉપયોગ કરી તેના ભાઈનો આ વિચાર બદલાવવો, એવી તેના અંતરની ઇચ્છા હતી.

રોગોઝિન્સ્કીએ તો કહ્યું કે નેખ્લ્યુડોફનું આવું કામ એ તો એના તરંગીપણા, અભિમાન, ને અસંગતિદોષ એ બધા અવગુણોની સરટોચ જેવું કાર્ય છે, અને આવું કામ એ કેમ કરતો હશે એનો જો કોઈ ખુલાસો શકય હોય તો તે એટલો જ કે એને કોઈ અપૂર્વ કામ કરી બતાવવાની, એ કામ કર્યાની બડાઈ હાંકવાની, અને એ રીતે લોકોમાં ઠેરઠેર પોતાના વિશે વાતો થાય એવું કરવાની ઇચ્છા છે તેથી જ તે આવું કામ કરવા માગે છે.

'નહિ તો ખેડૂત લોકો ગણોત પોતાને ને પોતાને જ ભરે એવી શરતે તેમને જમીન આપવામાં શો અર્થ હોઇ શકે?' તે બોલ્યો. 'એને જો એમ જ કરવું હતું, તો પછી ખેડૂતોની બેંક મારફતે એણે આ જમીન તેમને કાં વેચાતી ન આપી? એમ કર્યું હોત તો એમાં કંઇક અર્થ છે, એમ કહી શકાત. બાકી આ તો સાવ ગાંડપણનું કામ છે.'

રોગોઝિન્સ્કી તો નેખ્લ્યુડોફનો કોઈ કાયદેસર વાલી નિમવાનો ગંભીરપણે વિચાર કરવા લાગ્યો, અને પોતાની પત્નીને તેણે કહી દીધું કે તારા ભાઇના આવા બધા જે અડબંગ વિચારો છે એ સંબંધમાં તારે એની સખત શબ્દોમાં ઝાટકણી કાઢવી.

# પ્રકરણ બત્રીસમું

**સાંજે** નેખ્લ્યુડોફ ઘેર આવ્યો ને ટેબલ પર પોતાની બહેનની ચિઠ્ઠી એણે દીઠી કે તરત એ તેને મળવા માટે ઊપડ્યો. પોતાની માતાના મૃત્યુ પછી આ ભાઇબહેન હજી મળ્યાં જ નહોતાં. હોટેલના ખંડમાં જઇને જોયું તો નાટાલી એકલી જ હતી; તેનો પતિ બાજૂના ખંડમાં સૂતો હતો. અત્યારે તેણે શરીર સાથે ચપોચપ ચોંટી ગએલો એવો કાળો રેશમી પોશાક પહેર્યો હતો, અગ્રભાગમાં લાલ ધનુષાકાર આભરણ રાખ્યું હતું, અને તેના કાળા વાળ છેલ્લામાં છેલ્લી ઢબે કાપીને ઓળ્યા હતા.

ઉંમરમાં તે તેના પતિના જેવડી જ હતી, છતાં તેને રીઝવવા ખાતર તે જુવાન દેખાવાને ભાતભાતના યત્ન કરતી હતી, અને એ બાબતમાં તે જે કાળજી રાખતી હતી તે અત્યારે તેના પોશાક વગેરેમાં સ્પષ્ટ દેખાઇ આવતી હતી.

પોતાના ભાઇને દેખ્યો કે તરત તે કૂદીને ઊભી થઇ, અને તેનાં રેશમી વસ્ત્રો ઝીણો અવાજ કરે એવી રીતે ઉતાવળે દોડીને એની સામે ગઇ. બન્ને મળ્યાં એટલે બન્નેએ પરસ્પર ચુંબન કર્યું અને સસ્મિત મુખે એકબીજાને જોઇ રહ્યાં. પછી તેમની વચ્ચે ભાષામાં વ્યક્ત ન કરી શકાય એવા રહસ્ય ને સત્યથી ભરપૂર એવો અકળ દૃષ્ટિવિનિમય થયો. આટલું થઈ રહ્યા પછી શબ્દપ્રવાહ શરૂ થયો—જૂઠા ઔપચારિક શબ્દો વહેવા લાગ્યા.

'તું તો પહેલાં કરતાં લઠ્ઠ ને જુવાન બની ગઈ છે,' એ બોલ્યો, એટલે નાટાલીના હોઠ આનંદથી બીડાઈ ગયા.

'ને તું તો પહેલાં કરતાં દૂબળો થઇ ગયો છે.'

'વારુ, ને મારા બનેવીના શા ખબર છે? ખુશીમાં છેને એ?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'એ જરાક જંપી ગયા છે; કાલ આખી રાત એમને ઊંઘ નહોતી આવી.'

ઘણાં વાનાં કહેવાનાં હતાં–પણ વાણી દ્વારા એમાંનું કશું એમણે કર્યું નહિ. વાણી જે વ્યક્ત કરવાને અશક્ત નીવડી હતી તે વાતો એમના દૃષ્ટિનિક્ષેપ દ્વારા એમણે સ્પષ્ટ કરી.

'હું તારે રહેવાને ઠેકાણે જઈ આવી.'

'હા, મને ખબર છે. આપણું ઘર મારા જેવા માટે બહુ મોટું હતું, એટલે મેં ફેરવી નાખ્યું. ત્યાં સાવ એકલું એકલું લાગતું હતું, અને જરાએ ગોઠતું નહોતું. એ ઘરમાં જે સરસામાન છે તેમાંનું કશું મારે જોઇતું નથી, એટલે એ બધું તું લઇ જા તો સારું– ઘરનું રાચરચીલું ને બીજી બધી ચીજવસ્તુ, સમજી ને?'

'હં, આગ્રાફેના પેટ્રોવ્નાએ કહ્યું મને એ. હું ત્યાં ગઇ'તી. એ બદલ તારો પાડ માનું છું. પણ—'

આ પળે હોટેલનો નોકર ચાનો ચાંદીનો સરંજામ લઇને આવ્યો. તેણે ટેબલ તૈયાર કર્યું ત્યાંસુધી એ બન્ને જણ ચૂપ રહ્યાં. પછી નાટાલી એ ટેબલ આગળ બેઠી, અને હજુ પણ મૌન જાળવી રાખીને તેણે ચા તૈયાર કરી. નેખ્લ્યુડોફ પણ દરમિયાન કશું બોલ્યો નહિ.

આખરે નાટાલીએ દૃઢતાપૂર્વક શરૂઆત કરી.

'વારું, દ્મિત્રી, મને એ બાબતમાં બધી બાતમી મળી ગઇ છે,' આમ બોલીને તેણે એની સામે જોયું.

'એમાં શું? તને બાતમી મળી એ જાણીને મને આનંદ થયો.'

'આવી જિંદગી ગાળી આવી છે તેને સુધારી શકાય એવી આશા તે તને શી રીતે રહેતી હશે?' તેણે પૂછ્યું.

એક નાનકડી ખુરસી પર સાવ ટટ્ટાર બેઠો બેઠો એ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો અને પોતાની બહેન શું કહે છે તે બરાબર સમજીને તેને સાચો જવાબ આપવા એ યત્ન કરવા લાગ્યો. માસ્લોવાની છેલ્લી મુલાકાતે એને જે મનોદશામાં મૂક્યો હતો તેમાંથી શાન્ત આનંદ ને માનવમાત્ર પ્રત્યેના સદ્‌ભાવનો સ્રોત હજુ પણ વહી રહ્યો હતો અને અંતરને છલકાવી રહ્યો હતો.

'મારે જે સુધારવાની ઇચ્છા છે તે તેને નહિ, પણ મારા પંડને જ,' એણે જવાબ આપ્યો.

નાટાલીએ નિઃશ્વાસ નાખ્યો.

'લગ્ન સિવાય બીજી રીતે પણ સુધારી શકાય એ તો.'

'પણ મને લાગે છે કે આ રીત સૌથી સારી છે. વળી, આ રીત મને એવા જગતમાં લઇ જવાની, કે જ્યાં હું કંઇક ઉપયોગી થઇ શકીશ.'

'એ રીતે તું સુખી થાય એ મારા તો માન્યામાં નથી આવતું,' નાટાલીએ કહ્યું.

'મારા સુખની વાત જ નથી કરતો હું.'

'બરાબર; પણ એ બાઇને હૃદય ને લાગણી જેવી વસ્તુ હોય તો તે પણ સુખી થઇ શકે નહિ—તે પણ આવી વસ્તુ ઇચ્છે નહિ.'

'અને તે ઇચ્છતી પણ નથી.'

'સમજી, પણ જીવન.....'

'હા–જીવન, તેનું શું?'

'કોઈક જુદી જ વસ્તુ માગી રહ્યું છે.'

'આપણે સત્યાચરણ કરવું એ સિવાય બીજી કોઈ વસ્તુ એ માગતું જ નથી,' આંખો અને મોઢાની આજૂબાજૂના ભાગમાં જરા કરચલીઓ પડેલી હોવા છતાં હજુ પણ સુંદર રહેલા એવા તેના ચહેરા પર નજર કરીને નેખ્લ્યુડૉફે કહ્યું.

'મને તો કંઈ સમજાતું નથી,' કહીને તેણે નિસાસો નાખ્યો.

'બીચારી! આટલી બધી કેમ બદલાઈ ગઈ હશે?' નેખ્લ્યુડૉફને વિચાર આવ્યો, ને લગ્ન પહેલાં નાટાલી કેવી હતી તે યાદ આવતાં તથા બાલપણનાં અસંખ્ય સંસ્મરણો ચિત્તમાં ઊભરાતાં એના હૃદયમાં તેના પ્રત્યે આર્દ્રભાવ ઊપજ્યો. આ જ ક્ષણે રોગોઝિન્સ્કી ખંડમાં દાખલ થયો. માથું પાછળ રાખી તથા છાતી કાઢીને તે પોતાના રોજિન્દા રિવાજ મુજબ નિઃશબ્દ ત્વરિત પગલે ચાલતો આવ્યો. આ વખતે તેના ચશ્મા, તેની ટાલ, અને તેની કાળી દાઢી એ સઘળું ચમકારા કરતું હતું.

'કાં, કેમ છો? છો તો મજામાં ને?' શબ્દો પર કૃત્રિમ ભાર મૂકીને તેણે પૂછ્યું.

બન્ને જણે હસ્તધુનન કર્યું ને પછી રોગોઝિન્સ્કી ધીરે રહીને આરામખુરસીમાં ઢળી પડયો.

'તમારી વાતચીતમાં વિઘ્નરૂપ તો નથી થયો ને?'

'ના, ના; હું જે કંઇ બોલું કે કરું છું તે હું કોઈથી છુપાવવા માગતો નથી.'

નેખ્લ્યુડૉફે તેના રૂંછડાવાળા હાથ દીઠા ને તેનો વડીલોચિત આત્મસંતુષ્ટ અવાજ સાંભળ્યો કે તરત પળવારમાં એના અંતરમાંથી નમ્રતાનો ભાવ ચાલ્યો ગયો.

'હા, અમે એના સંકલ્પો વિષે વાત કરતાં હતાં,' નાટાલીએ કહ્યું, 'તમને ચા આપું ?' કીટલી લઇને તેણે પૂછયું.

'ભલે, ખાસ શા સંકલ્પો છે એમના ?'

'જે બાઇને મેં અન્યાય કર્યો છે તેની ટુકડી સાથે સાઇબીરિયા જવું એ મારો સંકલ્પ છે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'મેં તો સાંભળ્યું કે સાથે જવું એટલું જ નહિ, પણ કંઈક બીજું પણ તમે કરવા ધારો છો.'

'હા, તેની ઈચ્છા હોય તો તેને પરણવું.'

'એમ ? પણ તમને વાંધો ન હોય તો એમ કરવાનાં તમારાં કારણ જરા સમજાવશો ? મને તો કંઈ સમજણ પડતી નથી એમાં.'

'મારાં કારણ એ છે કે ... ... ... આ બાઈ અધોગતિને માર્ગે ચડી તેમાં પહેલું પગલું ... ... ...' યોગ્ય શબ્દ ન જડવાથી નેખ્લ્યુડોફ પોતાની જાત પર ગુસ્સે થયો. 'કારણ એ છે કે વાંક મારો છે, ને સજા તેને ભોગવવી પડે છે.'

'જો સજા જ થઇ હોય તો તો તે પણ નિર્દોષ ન જ હોઈ શકે.'

'સાવ નિર્દોષ છે તે તો.'

આમ બોલીને નેખ્લ્યુડોફે વધુપડતા આવેશ સાથે એ આખો કિસ્સો તેને કહી બતાવ્યો.

'ખરું, મુખ્યાધિકારીએ એ પ્રસંગે પ્રમાદ કરેલો, એટલે એને પરિણામે જ્યુરીએ અર્થશૂન્ય ચુકાદો આપેલો. પણ એવા મુકદ્દમાઓ માટે તો સેનેટ છે જ.'

'સેનેટે અપીલ રદ કરી.'

'વારુ, જો સેનેટે અપીલ રદ કરી હોય તો અપીલને માટે પૂરતાં કારણો જ નહિ હોય,' સત્ય એ તો અદાલતના નિર્ણયોની નીપજ છે એવો પ્રચલિત મત સ્વીકારીને રોગોઝિન્સ્કીએ કહ્યું.

'સેનેટ કંઈ મુકદ્દમાના ગુણદોષનો વિચાર ન કરી શકે. ખરેખરી ભૂલ થઈ હોય તો શહેનશાહને અરજ કરવી.'

'તે તો કરી છે, પણ એમાં સફળતા મળવાનો ક્શો સંભવ નથી. એ લોકો દીવાનખાતાનો મત માગશે, દીવાનખાતું સેનેટની સલાહ પૂછશે, ને સેનેટ પોતે આપેલો નિર્ણય ફરી જણાવશે, એટલે, પરાપૂર્વથી થતું આવ્યું છે તેમ નિર્દોષ માણસ માર્યું જશે.'

'પહેલી વાત તો એ કે દીવાનખાતું સેનેટનો મત નહિ માગે,' જાણે કોઇ ઊંચી અટારીએ ઊભો ઊભો એના અજ્ઞાનને દરગુજર કરતા હોય એવી રીતે સ્મિત કરીને શેગોઝિન્સ્કીએ કહ્યું. 'તે તો અદાલતમાંથી મુકદ્દમાના અસલ કાગળો મંગાવશે, અને એ કાગળોમાં જો તેને ભૂલ માલૂમ પડશે તો તદનુસાર તે નિર્ણય કરશે, અને બીજી વાત એ કે નિર્દોષ માણસ સજા પામતાં જ નથી, અને પામતાં હોય તો તે કેવળ અત્યંત વિરલ, અને એકદમ અસાધારણ પ્રસંગોમાં જ પામે છે. સજા પામે છે તે તો ગુનેગારો જ,' શેગોઝિન્સ્કીએ દૃઢતાપૂર્વક કહ્યું અને પછી આત્મમગ્ન બનીને મોં મરકાવ્યું.

'પણ મને તો એથી ઊલટી જ વાતની પ્રતીતિ થઇ છે,' પોતાના બનેવી પર દાઝે બળીને નેખ્લ્યુડોફે કહ્યું, 'મને તો પૂર્ણ પ્રતીતિ થઇ છે કે અદાલતે સજા કરેલાં માણસોમાંથી મોટો ભાગ નિર્દોષ જ હોય છે.'

'કેવા અર્થમાં નિર્દોષ?'

'એ શબ્દનો જે સીધો ને અક્ષરશઃ અર્થ થાય ને, તે અર્થમાં નિર્દોષ. ને વળી નિર્દોષ તે કેવા પાછાં? આ બાઇએ કોઇને પણ ઝેર દીધું નથી, ને એ બાબતમાં તે સાવ નિર્દોષ છે તેવા નિર્દોષ; એક ખેડૂત સાથે હું હમણાં જ પરિચયમાં આવ્યો, તેણે કદી ખૂન કર્યું જ નથી,

છતાં તેને ખૂનની સજા થઈ છે તેના જેવા નિર્દોષ; એક માદીકરો છે, તેણે આગ નહિ લગાડેલી, આગ તો સળગી ગએલા મકાનના માલિકે જ જાતે લગાડેલી, છતાં આ માદીકરાને આગ લગાડવા બદલ થોડા જ દહાડામાં સજા થવાની છે, એમના જેવા નિર્દોષ માણસો આ બધામાં મોટે ભાગે હોય છે.'

'અલબત્ત, ઇન્સાફના કામમાં ભૂલો તો સદાએ થતી આવી છે અને થશે પણ ખરી. માનવસંસ્થા કંઇ સર્વથા સંપૂર્ણ તો હોય જ નહિ ને ?'

'આ ઉપરાંત, આ સજા પામેલાંઓમાં ઘણાં માણસો તો એવાં છે કે જેમણે પોતે જે સમાજમાં ઊછરેલ છે તે સમાજમાં અઘટિત ગણાતું એક પણ કામ કર્યું ન હોય ને જે સાવ નિર્દોષ હોય.'

'માફ કરજો હો, પણ એ વાત સાચી નથી. એકેએક ચોરને ખબર હોય છે કે ચોરી એ ખરાબ કામ છે અને પોતે ચોરી ન કરવી ઘટે—ચોરી એ તો નીતિવિરુદ્ધ વસ્તુ છે એમ એકેએક ચોર જાણતો હોય છે,' શાન્ત, આત્મસંતુષ્ટ, ને જરા તિરસ્કારસૂચક એવું સ્મિત કરીને રોગોઝિન્સ્કીએ કહ્યું. નેખ્લ્યુડોફને જે ખાસ ખીજ ચડતી હતી તે તેના આવા સ્મિતથી જ.

'ના, તેને એ ખબર હોતી જ નથી. લોકો તેને કહે છે કે "તારે ચોરી ન કરવી" પણ તેને ખબર હોય છે કે પોતાના કારખાનાનો માલિક પોતાને ઓછો પગાર આપીને પોતાની મજૂરી ચોરી જાય છે, અને સરકાર પણ પોતાના પર રોજ રોજ કર નાખીને જાતજાતના અમલદારો દ્વારા પોતાને ચોરી રહી છે.'

'અરે, આ તો અરાજકતાની વાતો કરવા માંડી,' પોતાના સાળાના શબ્દોનું સ્વરૂપ શાંત ઢબે નિશ્ચિત કરીને રોગોઝિન્સ્કીએ કહ્યું.

'એ તો જે હોય તે; પણ હું તો જે બની રહ્યું છે તેની વાત કરું છું,' નેખ્લ્યુડોફે આગળ બોલવા માંડ્યું. 'સરકાર તેને લૂંટી રહી છે તે એ જાણે છે; આપણે જમીનદારોએ તેને લાંબા વખતથી લૂંટી લીધો છે, સૌની સહિયારી મિલકત ગણાવી જોઇએ એવી જમીન તેની પાસેથી આપણે લૂંટી લીધી છે તે એ જાણે છે; ને પછી આવી રીતે તેની પાસેથી લૂંટી લીધેલી જમીનમાંથી તે જો થોડાં ડાળાંપાંખડાં દેવતા પાડવા લઇ જાય તો આપણે તેને જેલમાં ખોસી ઘાલીએ છીએ અને તજવીજ કરીને તેને સમજાવીએ છીએ કે અલ્યા, તું તો ચોર છે. અલબત્ત, તે તો જાણે જ છે કે ચોર પોતે નહિ પણ પોતાની પાસેથી જમીન ઝૂંટવી જનાર જ ચોર તો છે, અને આવી રીતે પોતાની પાસેથી જે ચોરાઇ ગયું હતું તેમાંથી બને તે વળતર લેવું એ પોતાની પોતાના કુટુંબ પ્રત્યેની ફરજ જ છે એમ તે તો માને છે.'

'મને તો કંઇ સમજ પડતી નથી, ને પડતી હોય તો આવા વિચારમાં હું સંમત થઇ શકતો નથી. જમીનની માલિકી કોઇકની તો હોવી જ જોઇએ. તમે જો તેની વહેંચણી—' નેખ્લ્યુડોફ સમાજસત્તાવાદી છે, સમાજસત્તાવાદનો સિદ્ધાન્ત એવો છે કે સઘળી જમીનના સરખા ભાગ કરવા જોઇએ, ને આવી વહેંચણી કરવી એ તો સાવ બેવકૂફાઈ જ ગણાય અને એ વાત પોતે સહેલાઇથી પુરવાર કરી શકે એમ છે એમ માનીને શેગોઝિન્સ્કીએ સ્વસ્થતાપૂર્વક બોલવા માંડ્યું. 'તમે જો તેની વહેંચણી સરખે ભાગે કરશો, તો કાલ સવારે તે જમીન જે લોકો સૌથી ઉદ્યોગી ને કાબેલ હશે તેમના હાથમાં વળી પાછી આવી પડશે.'

'સરખે ભાગે વહેંચણી કરવાની વાત કોઇ કરતું જ નથી ને! મુદ્દાની વાત તો એ છે કે જમીન કોઈ પણ એક માણસની

મિલકતરૂપ ન હોવી જોઈએ; જમીન ખરીદી શકાય કે વેચી શકાય કે સાંથે આપી શકાય એવી વસ્તુ ન હોવી જોઇએ.'

'મિલકતના હક્ક તો માણસને જન્મથી મળેલા છે; એવા હક્ક ન હોય તો જમીન ખેડીને સુધારવાની કોઇને દાનત થાય નહિ. એટલે મિલકતહક્ક નાબૂદ કર્યો કે તરત આપણે સૌ જંગલી દશામાં આવી પડવાનાં એ નક્કી સમજી લેવું.' આ શબ્દો રોગોઝિન્સ્કીએ પ્રમાણપુરુષના જેવી અદાથી ઉચ્ચાર્યા. આમાં તે નવું કંઈ નહોતો કહેતો, પણ જમીનની ખાનગી માલિકી ધરાવવાના પક્ષમાં સામાન્ય રીતે જે દલીલ કરવામાં આવતી હતી, અને લોકોને જમીન પર માલિકી ભોગવવી ગમે છે એનો અર્થ જાણે કે એવો થયો કે એમને જમીનની માલિકીનો હક્ક છે એ પ્રકારની માની લીધેલી વાત પર જે દલીલ રચાએલી હતી તે જ દલીલનો તેના શબ્દોમાં અનુવાદ થતો હતો.

'ના રે ના, એવું કંઈ થવાનું નથી. ઊલટું, જમીન જ્યારે કોઇ પણ એક જણની મિલકત નહિ રહે ત્યારે જ તે અત્યારની જેમ નકામી પડી નહિ રહે. બાકી અત્યારે તો ગંજીના કૂતરાની જેમ જમીનદારો જાતે જમીન ખેડી શકતા નથી, અને જેઓ ખેડી શકે એમ છે તેમને ખેડવા પણ દેતા નથી; એટલે જમીન સાવ નકામી પડી રહે છે.'

'પણ દ્મિત્રી ઇવાનિચ, તમે તો સાવ અક્કલ વિનાની વાત કરો છો. આપણા જમાનામાં જમીનનો માલિકીહક્ક રદ કરવો એ શું શક્ય છે? હું જાણું છું તમારું તો આ ઘણા જૂના વખતનું વેન છે. પણ, જરાક નિખાલસ રીતે કહું તો દરગુજર કરજો,' આટલું બોલ્યો ત્યાં રોગોઝિન્સ્કી ધોળો પૂણી જેવો થઈ ગયો અને તેનો અવાજ ધ્રૂજવા લાગ્યો; એટલે સ્પષ્ટ જોઈ શકાતું હતું

કે આ બાબત તેના મર્મભાગને સ્પર્શી રહી હતી. 'કે કંઈ વ્યાવહારિક નિર્ણય કરતાં પહેલાં આ પ્રશ્ન પર ખૂબ વિચાર કરવાની મારી તમને સલાહ છે.'

'મારી અંગત બાબત વિશે કહો છો તમે?'

'હા. મારો એવો મત છે કે આપણા જેવા વિશિષ્ટ પરિસ્થિતિમાં જન્મેલા અને રહેલા માણસોએ એ પરિસ્થિતિમાંથી ઉપસ્થિત થતી જવાબદારીઓ સ્વીકારી લેવી જોઈએ, ને આપણા જન્મ વખતે જે રીતરિવાજ કે વભોમોભો હોય તે આપણે જાળવી રાખવો જોઇએ. કેમકે આપણા પૂર્વજો તરફથી આપણને વારસામાં મળેલી એ બધી વસ્તુઓ આપણે પાછી આપણા અનુજોને સુપરત કરવાની છે.'

'મને તો મારી ફરજ લાગે છે કે— '

'મને જરા મારી વાત તો પૂરી કરવા દો.' વચ્ચે બોલવા જતો હતો તેને અટકાવીને રેગોઝિન્સ્કીએ કહ્યું. 'હું આ કહું છું તે મારા પંડને વાસ્તે કે મારાં સંતાનોને વાસ્તે નથી કહેતો. મારાં સંતાનની સ્થિતિ તો સદ્ધર છે. અમે સુખસગવડમાં રહી શકીએ એટલું હું કમાઉં છું, અને મારાં સંતાન પણ એવી જ રીતે સુખસગવડમાં રહે એટલું કમાશે. એટલે તમારી આ વાતમાં હું જે રસ લઉં છું તે કોઇ સ્વાર્થી દાનતથી નથી લઈ રહ્યો. મારો તમારી સાથે જે મતભેદ છે અને તમારી સામે જે વિરોધ છે તે સિદ્ધાંતનો છે. અને તમારું પગલું મને વિચારભર્યું નથી લાગતું. માટે મારી તમને સલાહ છે કે તમે તેનો બરાબર વિચાર કરો અને તેટલા માટે હું નામ આપું એ પુસ્તકો વાંચો—'

'કૃપા કરીને મારી વાતમાં હાથ ઘાલો મા, ને મારી બાબતોનો મારે કેમ નિકાલ કરવો તથા મારે શું વાંચવું-વિચારવું તેનો નિર્ણય

મારી મેળે મને કરવા દો,' આવેશમાં ફીકા બનીને નેખ્લ્યુડોફે કહ્યું. પોતાના હાથ એને ઠંડા થતા લાગ્યા, અને પોતાના ચિત્ત પરનો નિગ્રહ એને સરકતો લાગ્યો, એટલે એ બોલતો બંધ પડી ગયો અને પોતાને માટે મૂકેલી ચા પીવા લાગ્યો.

# પ્રકરણ તેત્રીસમું

'હું, ને છોકરાં કેમ છે?' શાન્ત પડયો એટલે નેખ્લ્યુડોફે પોતાની બહેનને પૂછ્યું. એની બહેને ઉત્તર આપ્યો કે છોકરાં તો એમની દાદીમા સાથે રહ્યાં છે. પોતાના પતિ સાથેની એની જીભા-જોડીનો અંત આવ્યો જાણીને તેને આનંદ થયો, અને તેણે જણાવ્યું કે 'નાનપણમાં તું પોતે ત્રણ ઢીંગલીઓ સાથે પ્રવાસ કરતો, આ ત્રણ ઢીંગલીમાંની એક નીગ્રો હતી અને બીજીને તું ફ્રેન્ચ બાનૂ કહેતો, તેવી જ રીતે આ છોકરાં પણ પ્રવાસ કરતાં હોય એવી રમતો રમે છે.'

'એ બધું ખરેખર તને હજી યાદ છે?' નેખ્લ્યુડોફે સ્મિત કરીને પૂછ્યું.

'હા, ને જો તો ખરો, આ છોકરાં પણ બરાબર એવી જ રમત રમે છે.'

કડવી વાતો પતી ગઈ હતી અને નાટાલી શાન્ત બની હતી; પણ પોતાનો ભાઇ જ સમજી શકે એવી વાતો પોતાના પતિની હાજરીમાં કરવાની તેની ઇચ્છા નહોતી, એટલે, કોઇ સાર્વજનિક વિષય ઉપાડવાની ઇચ્છાથી દ્વંદ્વયુદ્ધમાં માર્યા ગએલા એકના એક

પુત્ર કામેન્સ્કીના મૃત્યુથી એની માતાને જે દુઃખ થતું હતું તેની વાત તેણે કાઢી. હમણાં હમણાં સઘળે ચર્ચાઇ રહેલા આ પીટર્સબર્ગના પ્રસંગની વાત આટલા દિવસ દરમિયાન હવે મોસ્કો પણ પહોંચી ગઈ હતી. આ રીતે દ્વંદ્વયુદ્ધમાં ખૂન થાય તેને સામાન્ય ફોજદારી ગુનાઓથી અલગ ગણવામાં આવે છે એ સ્થિતિ તરફ રેગોઝિન્સ્કીએ પોતાની નાપસંદગી દર્શાવી.

રેગોઝિન્સ્કીએ આવો અભિપ્રાય દર્શાવ્યો કે તરત નેખ્લ્યુડોફે સામો ઉત્તર વાળ્યો, અને વળી પાછી એમની વચ્ચે એ વિષય પર નવી તકરાર જામી. એક પણ વાતનો પૂરો ખુલાસો કોઇ કરતું નહોતું, પોતાના મનની વાત પૂરી એમાંથી એકે જણ જણાવતું નહોતું, અને છતાં દરેક જણ પોતાની માન્યતાને દૃઢ રીતે વળગી રહેતું હતું અને સામાના મતને તુચ્છકારતું હતું. રેગોઝિન્સ્કીને લાગ્યું કે નેખ્લ્યુડોફ પોતાને ધિક્કારી રહ્યો છે તેમ પોતાની પ્રવૃત્તિને પણ ધિક્કારી રહ્યો છે, એટલે એના જે અભિપ્રાયો હતા તે કેટલા ગેરવાજબી હતા તે બતાવી આપવાની તેને ઇચ્છા થઇ.

બીજી બાજૂ, જમીનના સંબંધમાં પોતે જે પગલાં લીધાં હતાં તેમાં પોતાનો બનેવી માથું મારતો હતો, (અંતરના ઊંડાણમાં તો એ પણ સમજતો હતો કે પોતાની બહેન, પોતાનો બનેવી, તેમ પોતાનાં ભાણેજ એ પોતાનાં વારસ હોવાથી આ સંબંધમાં વાંધો ઉઠાવવાનો તેમને હક્ક છે) એથી નેખ્લ્યુડોફ ચીડાતો હતો, અને જે બાબતો હવે પોતાને નિઃશંક નરી બેવકૂફાઇભરી ને દોષપૂર્ણ લાગતી હતી તે બાબતોને શાન્ત સ્વસ્થ ચિત્તે કાયદેસર ને યોગ્ય ગણનાર આ સંકુચિત મનના માણસ પર એને દાઝ ચડતી હતી. એને આમ દાઝ ચડવાનું મુખ્ય કારણ તો જે શાન્ત સ્વસ્થ ઢબે તે વાત કરી રહ્યો હતો તે હતું.

'એમાં કાયદો શું કરી શકે?' એણે પૂછ્યું.

'કાયદો એ જીવતા રહેલાં દ્વંદ્વયુદ્ધ ખેલનારને સાધારણ ખૂનીની માફક સખત મજૂરીની સજા ભોગવવા ખાણોમાં મોકલી દે.'

નેખ્લ્યુડોફના હાથ વળી પાછા ઠંડાગાર થઇ ગયા.

'હં, પણ એથી શો લાભ થાય?' તપી જઇને એણે પૂછ્યું.

'એથી ન્યાય મળે.'

'કેમ જાણે ન્યાયને માટે કાયદા કર્યા હોય ને ચાલતા હોય?' નેખ્લ્યુડોફે કહ્યું.

'ન્યાયને માટે નહિ તો પછી શાને માટે હોય?'

'જુદા જુદા વર્ગોનો સ્વાર્થ સાચવી રાખવા માટે વળી! મારા મત પ્રમાણે તો, કાયદો એ આપણા વર્ગના લોકોને લાભ થાય એવી રીતે ચાલુ વ્યવસ્થા જાળવી રાખવાનું સાધનમાત્ર છે.'

'આ તો વળી સાવ નવો જ મત સાંભળ્યો,' સ્વસ્થ સ્મિત કરીને રેગોઝિન્સ્કીએ કહ્યું. 'સાધારણ સમજ તો એવી છે કે કાયદાનો ઉદ્દેશ એથી સાવ જુદો જ છે.'

'હા, સિદ્ધાંતરૂપે છે, પણ વ્યવહારમાં નહિ, એમ મને માલૂમ પડી આવ્યું છે. કાયદાનો ઉદ્દેશ તો વર્તમાન સમાજતંત્ર ચાલુ રાખવું એટલો જ છે, અને તેથી જેઓ સમાજની સામાન્ય સપાટીથી ઊંચે રહેલા હોય છે અને એ સપાટીને ઊંચે લાવવા યત્ન કરતાં હોય તેમને—અર્થાત્ કહેવાતા રાજકીય ગુનેગારોને—તેમ જ જેઓ સમાજની સરેરાશ સપાટીથી નીચે હોય તેમને—અર્થાત્ કહેવાતા સાધારણ ગુનેગારોને—એ કાયદો પીડીને સજા કરે છે.'

'તમારી વાત હું સ્વીકારતો નથી. પહેલી વાત તો એ કે, રાજકીય ગણાતા ગુનેગારો સમાજની સામાન્ય સપાટી કરતાં

ચડિયાતા હોય છે એ કારણે એમને સજા કરવામાં આવે છે એ તમારી વાત મારા માન્યામાં આવતી હતી. મોટે ભાગે તો એ બધા સમાજના ઉતાર જેવા હોય છે, અને જેને તમે સમાજની સામાન્ય સપાટી કરતાં નીચે રહેલા ગણો છો એવા સાધારણ ગુનેગારો જેટલા જ તેઓ સડેલા ને બગડેલા હોય છે, જો કે કંઇક જુદી રીતે, એટલું જ.'

'પણ મેં તો એવા માણસો નજરોનજર જોયા છે ને, જે પોતાનો ઇન્સાફ તોળવા બેસનાર ન્યાયાધિકારી કરતાં નીતિની બાબતમાં કયાંયે ચડિયાતા હોય. ઉદાહરણ તરીકે, આ નવા પંથના સઘળા અનુયાયીઓ નીતિમાન છે, અને વળી—'

પણ પોતે બોલતો હોય ત્યારે કોઇ વચમાં બોલે એ રોગોઝિન્સ્કીને પસંદ ન હતું, એટલે નેખ્લ્યુડોફની વાત પર તેણે લક્ષ આપ્યું નહિ, અને નેખ્લ્યુડોફ બોલતો હતો છતાં તેણે પોતાનું બોલવું સાથે સાથે ચાલુ જ રાખ્યું. નેખ્લ્યુડોફ આથી વિશેષ રોષે ભરાયો.

'તેમ કાયદાનો ઉદ્દેશ પ્રવર્તમાન સમાજતંત્ર સાચવી રાખવું એવો છે એ વાત પણ હું સ્વીકારી શકતો નથી. કાયદાનો ઉદ્દેશ તો સમાજને ભયરૂપ થઇ પડેલા વિકૃત ને પશુતુલ્ય બની ગએલા માણસોની સુધારણા કરવાનો—'

'જેલમાં પૂરીને સુધારણા કરવી! ભારે સરસ સુધારણા કરે છે હો આ કાયદો તો!' નેખ્લ્યુડોફ બોલી ઊઠયો.

'અથવા તો પછી સમાજથી તેમને અલગ રાખવાનો જ છે,' રોગોઝિન્સ્કીએ તો આગ્રહપૂર્વક આગળ બોલવું ચાલુ જ રાખ્યું.

'પણ ત્યાં જ વાંધો છે. બરાબર એ જ કામ કાયદો નથી

કરતો. તમે જણાવી એ બેમાંથી એકે વાત કરવાની સમાજમાં તાકાત નથી.'

'કેમ એમ? તમારું કહેવું કંઈ સમજાતું નથી.' પરાણે સ્મિત કરીને રોગોઝિન્સ્કીએ કહ્યું.

'મારું કહેવું એમ છે કે સજા કરવાની બુદ્ધિમાન્ય રીતો ફક્ત બેજ છે, અને તે જૂના કાળમાં ચાલતી તે. તેમાંની એક શારીરિક સજા ને બીજી દેહાન્તદંડની સજા. પણ માનવસ્વભાવ ધીરે ધીરે સૌમ્ય ને કોમળ બનતો જાય છે તેમતેમ આ બન્ને પ્રકારની સજાઓનો વપરાશ ઘટતો જાય છે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'ખરેખર, તમારે મોઢેથી આવી વાત નીકળે એ બહુ નવાઇ જેવું ને વિચિત્ર લાગે છે.'

'હા, કોઈ માણસને ઇજા કરવી, કે જેથી જે કામ બદલ તેને ઈજા કરી હોય તે કામ એ ફરીથી ન કરે, એ વાત બુદ્ધિથી સમજી શકાય એવી છે; તેજ રીતે કોઇ માણસ સમાજને નુકસાનકારક કે ભયંકર થઇ પડે ત્યારે તેનું માથું ઉડાવી દેવું એ વાત પણ સમજી શકાય એવી છે. આ બન્ને સજાઓમાં બુદ્ધિમાન્ય થઇ શકે એવો અર્થ રહેલો છે; પણ કોઈ માણસ કામધંધો નહિ મળવાને લીધે ને ખોટી સોબતને રવાડે ચડી જવાને લીધે બગડયો હોય તેને જેલમાં ગોંધી રાખવો, અને ત્યાં તેને એવી પરિસ્થિતિમાં મૂકવો કે એને જોઇતી ચીજ વસ્તુ વગર મહેનતે મળી રહે, એના પર એદીપણું ફરજિયાત રીતે લાદવામાં આવે, ને એને સમાજના દુષ્ટમાં દુષ્ટ માણસોના સંગમાં રહેવું પડે, એમાં શો બુદ્ધિમાન્ય અર્થ રહેલો છે? એ કઇ રીતે યોગ્ય ગણી શકાય? કોઇ માણસને રૈયતને ખરચે ટુલાથી ઇર્કુટ્સ્ક રિસાયતમાં લઈ જવો (માથા દીઠ પાંચસો રૂબલનો ખર્ચ આવે છે એમાં) એમાં શો બુદ્ધિમાન્ય અર્થ રહેલો છે? એવું કામ કઇ રીતે યોગ્ય ગણી શકાય?'

'હા, પણ એમ છતાં રૈયતને ખર્ચે આવી મુસાફરીઓ કરવાથી લોકો ડરે છે, અને આવી મુસાફરીઓ તથા આવી જેલો જો ન હોત તો તમે ને હું અત્યારે આમ બેઠા છીએ તે ન બેસી શકત.'

'જેલો કંઇ આપણી સલામતી સાધતી નથી, કેમકે આ લોકો કંઇ ત્યાં સદાકાળ રહેતા નથી, એમને તો પાછાં છોડી મેલવામાં આવે છે. ઊલટાં, આવી સંસ્થાઓમાં તો આ લોકોને બેહદ બગાડી મૂકવામાં આવે છે, અત્યંત દુરાચારી બનાવી દેવામાં આવે છે, ને છેક નીચે પાડી દેવામાં આવે છે, એટલે એમના તરફની દહેશત તો ઊલટી વધે છે.'

'એટલે તમે એમ કહેવા માગો છો કે સજાની પદ્ધતિમાં સુધારો કરવાની જરૂર છે.'

'એમાં સુધારો થઇ શકે એમ જ નથી. સુધરેલી ઢબની જેલો રાખો તો અત્યારે લોકોની કેળવણી ખાતે ખર્ચાય છે તેથી પણ મોટી રકમનો ખર્ચ કરવો પડે, અને એથી લોકો પરનો બોજો અતિશય વધી પડે.'

'પણ સજાપદ્ધતિમાં ખામી હોય તેથી કાયદો કંઈ કોઈ રીતે ખોટો ઠરતો નથી,' પોતાના સાળાની વાત પર ધ્યાન આપ્યા વગર રોગોઝિન્સ્કીએ આગળ ચલાવ્યું.

'એ ખામીઓ ટાળવાનો કોઈ ઉપાય જ નથી ને,' અવાજ વધારીને નેખ્લ્યુડોફે કહ્યું.

'ત્યારે શું કરવું? બધાંને મારી નાખવાં? અથવા, એક રાષ્ટ્રચિંતકે સૂચવેલું તેમ એ બધાંની આંખો ફોડી નાખવી?' રોગોઝિન્સ્કીએ કહ્યું.

'હા, એ કામ નિર્દય છે ખરું, પણ એની કંઈક અસર થાય. અત્યારે જે થઇ રહ્યું છે તે તો નિર્દય છે, છતાં એની કશી અસર નથી થતી એટલું જ નહિ પણ એ એવું બેવકૂફાઇભરેલું છે કે ફોજદારી કાયદા જેવી કમઅક્કલ ને ક્રૂર પ્રવૃત્તિમાં સમજુ માણસો ભાગ શી રીતે લઇ શકતા હશે એ જ સમજી શકાતું નથી.'

'પણ ભાગ તો હું પોતે પણ એમાં લઈ રહ્યો છું,' રોગોઝિન્સ્કીએ કહ્યું ને તેનો ચહેરો ફીક્કો પડી ગયો.

'તમારી વાત તમે જાણો. પણ મને તો એ વસ્તુ અગમ્ય જ લાગે છે.'

'હું ધારું છું તમને તો ઘણી ઘણી વસ્તુઓ અગમ્ય લાગે છે,' રોગોઝિન્સ્કીએ ધ્રૂજતા અવાજે કહ્યું.

'અવિકૃત ચિત્તના કોઇ સાધારણ માણસને તો દેખીને દયા આવે એવા એક કમનસીબ છોકરાને સજા કરાવવા એક સરકારી વકીલે પોતાના હાથમાં હોય એટલા બધા ઉપાય અજમાવેલા એ મેં નજરોનજર જોયું છે. બીજા સરકારી વકીલે નૂતન પંથના અનુયાયીની ઊલટપાલટ તપાસ કરેલી અને સુવાર્તાવાચન જેવા પવિત્ર કાર્યને પણ ફોજદારી ગુનો ઠરાવેલો એ પણ મેં નજરોનજર જોયું છે. ખરી હકીકત જ એ છે કે અદાલતોની આખી પ્રવૃત્તિ આ પ્રકારનાં સમજવિનાનાં ક્રૂર કાર્યોથી ભરપૂર છે.'

'એવું લાગતું હોત તો હું અદાલતમાં કામ ન કરત,' ઊઠતાં ઊઠતાં રોગોઝિન્સ્કીએ કહ્યું.

પોતાના બનેવીના ચશ્મા નીચે નેખ્લ્યુડોફને કંઇક ચળકતું હોય એવું લાગ્યું. 'આંસુ હશે એ?' એવો એને વિચાર આવ્યો ને ખરેખર તેનું માન ખંડિત થવાને લીધે આવેલાં આંસુ જ એ હતાં. બારી આગળ જઇને રોગોઝિન્સ્કીએ રૂમાલ કાઢ્યો, ને ઉધરસ

ખાઇ ચશ્મા સાફ કરવા લાગ્યો, તથા આંખ આગળથી ચશ્મા કાઢી નાખી તેણે આંખો લૂછી નાખી.

પાછો આવી તે સોફા પર બેઠો એટલે તેણે સિગાર સળગાવી અને પછી કશું વિશેષ તે બોલ્યો નહિ.

પોતાનાં બહેન બનેવીને પોતે આટલું બધું માઠું લગાડ્યું એ ખ્યાલે **ને**ખ્લ્યુડોફને દુઃખ થયું તથા શરમ આવી. આમ થવાનું મુખ્ય કારણ તો એ હતું કે વળતે જ દિવસે એ ચાલ્યો જવાનો હતો, અને ફરી તેમને મળે એમ નહોતો.

આથી એણે તેમની અસ્વસ્થ ચિત્તે રજા લીધી અને ગાડીમાં બેસી ઘેર આવ્યો.

'મેં કહ્યું એ બધું સાચું હશે—ગમે તેમ પણ તેણે કશો ઉત્તર વાળ્યો નહિ, એટલે સાચું તો હશે પણ મેં કહ્યું તે યોગ્ય રીતે ન કહ્યું. રેગોઝિન્સ્કીને આટલું બધું ખોટું લગાડવા જેટલો તેમ બાપડી **નાટાલીને** આટલું બધું દુઃખ દેવા જેટલો જો હું દુર્વૃત્તિને વશ થઇ જતો હોઉં તો મારી મૂળ પ્રકૃતિમાં કેટલું ઓછું પરિવર્તન થયું ગણાય?' એવો વિચાર એને આવ્યો.

# પ્રકરણ ચોત્રીસમું

**મા**સ્લોવાવાળી કેદીઓની ટુકડી ત્રણ વાગ્યાની ગાડીમાં ઊપડવાની હતી; તેથી આ ટુકડી રવાના થાય એ વખતે હાજર રહેવા તથા કેદીઓના સાથમાં જ સ્ટેશને જવા નેખ્લ્યુડોફ બાર વાગ્યા પહેલાં જેલમાં પહોંચવા વિચાર રાખતો હતો.

આગલી રાતે એ પોતાનો સરસામાન બાંધતો હતો તેમ કાગળિયાં છૂટાં પાડીને ગોઠવતો હતો એવામાં, પોતાની રોજનિશી એના હાથમાં આવી એટલે તેમાંથી આડે અવળે સ્થળેથી થોડા ફકરા એણે વાંચ્યા. પીટર્સબર્ગ જવા ઊપડયો એ પહેલાંનો છેલ્લો ફકરો નીચે મુજબ લખેલો હતોઃ–'કાટુશા મારું બલિદાન સ્વીકારવા નથી માગતી, ને ઊલટી જાતે જ બલિદાન આપવા માગે છે. એટલે તેનો વિજય થયો છે, તેમ મારો પણ થયો છે. તેના અંતરમાં જે પરિવર્તન ચાલી રહ્યું છે એ મને આનંદ આપી રહ્યું છે, જો કે એ પરિવર્તન પર વિશ્વાસ રાખતાં મને ડર લાગે છે. પણ વિશ્વાસ રાખતાં ડર લાગે છે છતાં તે ફરી પુનર્જીવન પામતી દેખાય છે ખરી.' પછી આગળ વાંચ્યું એણેઃ 'અતિશય આકરા ને છતાં અતિશય આનંદદાયક એવા એક પ્રસંગમાંથી હમણાં હું પસાર થઈ ગયો. મને ખબર મળ્યા કે ઇસ્પિતાલમાં કાટુશાની ચાલચલગત બહુ ખરાબ હતી, એટલે એ ખબર સાંભળીને મને એકાએક પારાવાર દુઃખ થયું. તેની ચાલચલગતને કારણે મને

ખાઇ ચશ્મા સાફ કરવા લાગ્યો, તથા આંખ આગળથી ચશ્મા કાઢી નાખી તેણે આંખો લૂછી નાખી.

પાછો આવી તે સોફા પર બેઠો એટલે તેણે સિગાર સળગાવી અને પછી કશું વિશેષ તે બોલ્યો નહિ.

પોતાનાં બ્હેન બનેવીને પોતે આટલું બધું માઠું લગાડયું એ ખ્યાલે નેખ્લ્યુડોફને દુઃખ થયું તથા શરમ આવી. આમ થવાનું મુખ્ય કારણ તો એ હતું કે વળતે જ દિવસે એ ચાલ્યો જવાનો હતો, અને ફરી તેમને મળે એમ નહોતો.

આથી એણે તેમની અસ્વસ્થ ચિત્તે રજા લીધી અને ગાડીમાં બેસી ઘેર આવ્યો.

'મેં કહ્યું એ બધું સાચું હશે–ગમે તેમ પણ તેણે કશો ઉત્તર વાળ્યો નહિ, એટલે સાચું તો હશે પણ મેં કહ્યું તે યોગ્ય રીતે ન કહ્યું. રોગોઝિન્સ્કીને આટલું બધું ખોટું લગાડવા જેટલો તેમ બાપડી નાટાલીને આટલું બધું દુઃખ દેવા જેટલો જો હું દુર્વૃત્તિને વશ થઇ જતો હોઉં તો મારી મૂળ પ્રકૃતિમાં કેટલું ઓછું પરિવર્તન થયું ગણાય?' એવો વિચાર એને આવ્યો.

# પ્રકરણ ચોત્રીસમું

**મા**સ્લોવાવાળી કેદીઓની ટુકડી ત્રણ વાગ્યાની ગાડીમાં ઊપડવાની હતી; તેથી આ ટુકડી રવાના થાય એ વખતે હાજર રહેવા તથા કેદીઓના સાથમાં જ સ્ટેશને જવા નેખ્લ્યુડૉફ બાર વાગ્યા પહેલાં જેલમાં પહોંચવા વિચાર રાખતો હતો.

આગલી રાતે એ પોતાનો સરસામાન બાંધતો હતો તેમ કાગળિયાં છૂટાં પાડીને ગોઠવતો હતો એવામાં, પોતાની રોજનિશી એના હાથમાં આવી એટલે તેમાંથી આડે અવળે સ્થળેથી થોડા ફકરા એણે વાંચ્યા. પીટર્સબર્ગ જવા ઊપડ્યો એ પહેલાંનો છેલ્લો ફકરો નીચે મુજબ લખેલો હતો:–' કાટુશા મારું બલિદાન સ્વીકારવા નથી માગતી, ને ઊલટી જાતે જ બલિદાન આપવા માગે છે. એટલે તેનો વિજય થયો છે, તેમ મારો પણ થયો છે. તેના અંતરમાં જે પરિવર્તન ચાલી રહ્યું છે એ મને આનંદ આપી રહ્યું છે, જો કે એ પરિવર્તન પર વિશ્વાસ રાખતાં મને ડર લાગે છે. પણ વિશ્વાસ રાખતાં ડર લાગે છે છતાં તે ફરી પુનર્જીવન પામતી દેખાય છે ખરી.' પછી આગળ વાંચ્યું એણે: ' અતિશય આકરા ને છતાં અતિશય આનંદદાયક એવા એક પ્રસંગમાંથી હમણાં હું પસાર થઇ ગયો. મને ખબર મળ્યા કે ઇસ્પિતાલમાં કાટુશાની ચાલચલગત બહુ ખરાબ હતી, એટલે એ ખબર સાંભળીને મને એકાએક પારાવાર દુઃખ થયું. તેની ચાલચલગતને કારણે મને

આટલું બધું દુઃખ થઇ શકે એવો ખ્યાલ મને કદી આવેલો નહિ. એટલે તેની સાથેની વાતમાં મેં તો ખૂબ ચીડ ને તિરસ્કાર દર્શાવ્યાં. પણ પછી, જે બદકામ બદલ હું તેનો તિરસ્કાર કરી રહ્યો હતો તેવું બદકામ મેં પોતે અગાઉ કેટલી બધી વાર કરેલું, અને અત્યારે પણ જોકે કાયિક નહિ પણ માનસિક રીતે કેટલી બધી વાર એ બદકામ હું કરી રહ્યો છું તે મને એકાએક યાદ આવ્યું, એટલે તરત મને મારા પંડ પર જ ચીડ ચડી, ને તેના તરફ દયા પ્રગટી. એટલે ફરી પાછો મને અંતરમાં આનંદનો અનુભવ થયો. આપણને જો આપણા પોતાના દોષનું વખતસર દર્શન થઇ જતું હોયતે તો આપણે કેવા માયાળુ બનીએ !' આટલું વાંચીને એણે લખ્યું, 'આજે નાટાલીને મળવા ગયો હતો, પણ આત્મતૃપ્તિની વૃત્તિએ ફરી પાછો મને નિષ્ઠુર ને ખારીલો બનાવ્યો, અને એને પરિણામે ચિત્તમાં ગમગીની વ્યાપી રહી છે. વારું, આવી બાબતમાં કંઇ ઉપાય ચાલે એમ નથી, આવતી કાલથી નવું જીવન શરૂ થાય છે. જૂના જીવનને હવે છેલ્લી વારના રામ રામ ! ઘણા નવા સંસ્કારો ચિત્તમાં એકત્ર થયા છે, પણ એ બધા સંસ્કારોની એકવાક્યતા હજુ હું કરી શકતો નથી.'

બીજે દિવસે સવારમાં જાગ્યો એટલે નેખ્લ્યુડોફના ચિત્તમાં જે પ્રથમ ભાવ ઊઠયો તે પોતાના બનેવી સાથે એને જે ટપાટપી થએલી તે બદલ થએલી દિલગીરીનો ભાવ હતો.

'આમ ને આમ કંઇ ચાલ્યું ન જવાય મારાથી,' એને મનમાં થયું. 'મારે જઇને એમની સાથે સમાધાન કરવું જોઇએ— એમને માઠું લાગ્યું છે તે છાપ મારે ધોઇ નાખવી જોઇએ.' પણ ઘડિયાળમાં જોયું તો એને લાગ્યું કે એમની પાસે જવા જેટલો વખત હવે રહ્યો નથી, ને કેદીઓની ટુકડી ઊપડે તે વખતે

બરાબર પહોંચવા માટે પોતે ખૂબ ઝડપ કરવી પડે એવું છે. એટલે એણે ઝપાટાબંધ બધો સરસામાન તૈયાર કરી લીધો, એક નોકર તથા ટારાસ સાથે તે બધો સ્ટેશને મોકલી દીધો (ટારાસ તે થીઓડોસયાનો ધણી. તે પણ એની સાથે આવતો હતો.) અને પછી જે પહેલામાં પહેલી ગાડી એને મળી તે એણે ભાડે કરી લીધી અને તેમાં બેસી એ જેલ તરફ ઊપડ્યો.

નેખ્લ્યુડોફ જે ગાડીમાં જતો હતો તેની પહેલાં બે કલાકે જ કેદીઓવાળી ગાડી ઊપડતી હતી, એટલે નેખ્લ્યુડોફે પોતાના મકાનનું ભાડું ચૂકવી દીધું અને ત્યાંથી બધી છેવટની તૈયારી કરીને એ નીકળ્યો.

---

જુલાઈ મહીનો ચાલતો હતો એટલે અસહ્ય તાપ પડતો હતો ને લૂ વાતી હતી. રાત પણ આવી ગરમીમાં પસાર થઈ હતી એટલે રાતના પણ ઠંડા નહિ પડેલા એવા પથ્થરો, દીવાલો, અને પતરાંનાં છાપરાંમાંથી સ્થિર વાતાવરણમાં ગરમીનો પ્રવાહ વહી રહ્યો હતો. અવારનવાર આછી પવનલહરી ઊઠતી હતી ત્યારે પણ ધૂળ ને રોગાનની વાસથી ભરપૂર એવી ગંદી ગરમ હવા જ તેમાંથી આવતી હતી.

રસ્તામાં થોડાં જ માણસો જોવામાં આવતાં હતાં અને જે થોડાં હતાં તે છાંયડાવાળા ભાગમાં ચાલવાને મથતાં હતાં. એક બાજૂ, તડકામાં રસ્તો સમો કરવા આવેલા મજૂરો એકલા બેઠા હતા, તેમનાં મોં સૂર્યના તાપમાં રહી રહીને તાંબા જેવાં બની ગયાં હતાં, અને પગમાં તેમણે ઝાડની છાલના જોડા પહેર્યા હતા. અત્યારે

તે રસ્તાની અંદરના પથ્થરના ટુકડા પર હથોડા મારતા ઊની ધગધગતી રેતીમાં કામ કરી રહ્યા હતા. બીજી બાજૂ, ગમગીન પોલીસો, પહેરણ પહેરીને તથા નારંગી રંગની દોરીઓ સાથે રિવોલ્વરો લટકાવીને ખિન્ન સોગિયું મોં કરીને માર્ગના મધ્યભાગમાં ઊભા હતા ને ઘડીમાં એક પગ પર તો ઘડીમાં બીજા પગ પર પોતાના શરીરનો ભાર ટેકવતા હતા. ત્રીજી બાજૂ, કાનને માટે કાણુંવાળી ટોપીઓ પહેરીને તડકાવાળા રસ્તા ઉપર થઇને ઘંટડી વગાડતા ટ્રામના ઘોડા આવજાવ કરી રહ્યા હતા.

નેખ્લ્યુડોફની ગાડી જેલમાં જઇ પહોંચી ત્યારે કેદીઓની ટુકડી હજુ ચોગાનમાંથી બહાર નીકળી નહોતી. કેદીઓનો હવાલો સોંપવા લેવાનું માથાકૂટિયું કામ મળસકાના ચાર વાગ્યાનું શરૂ થયું હતું છતાં હજુ ચાલુ હતું. આ ટુકડીમાં છસોત્રેવીસ આદમી ને ચોસઠ ઓરતો જવાની હતી. આ બધાંની ગણતરી કરવાની હતી, રજીસ્ટરનંબર મુજબ સૌને ગણી ગણીને સંભાળી લેવાનાં હતાં, તેમાંથી માંદાં કે નબળાં હોય તેમને જુદાં તારવવાનાં હતાં, અને પછી એ સઘળાં રક્ષકઅધિકારીને સોંપી દેવાનાં હતાં. નવો ઇન્સ્પેક્ટર ને તેના બે આસિસ્ટંટ ઇન્સ્પેક્ટરો, દાક્તર ને આસિસ્ટંટ દાક્તર, રક્ષક અધિકારી ને કારકુન—આ સૌ જેલના ચોગાનમાં દીવાલને છાંયડે લેખનસામગ્રીવાળા એક ટેબલ પાસે બેઠા હતા. તેઓ કેદીઓને એક પછી એક નામ લઇને બોલાવતા હતા, તેમની તપાસ કરતા હતા, પૂછપરછ કરતા હતા, અને તેમને વિશે નોંધ ટપકાવી લેતા હતા.

સૂર્યનાં કિરણો ધીમે ધીમે કરીને ટેબલ પર આવી પહોંચ્યાં હતાં, તાપ અતિશય વધતો જતો હતો, અને હવા બંધિયાર હતી તેથી તથા બાજૂમાં ઊભેલાં કેદીઓનાં મોંનો ગરમ શ્વાસ આવતો હતો તેથી ગૂંગળામણ વધવા માંડી હતી.

'અરે ભગવાન! આનો તે કંઇ પાર જ નહિ આવે કોઈ દહાડો!' રક્ષક અધિકારી બોલી ઊઠ્યો. તે ઊંચો, જાડો આદમી હતો. તેનો ચહેરો લાલઘૂમ હતો, ખભા ઊંચા હતા, હાથ ટૂંકા હતા, ને સિગારેટના ધુમાડાની ઘૂંટ તે જાડી મૂછવાળા મોઢામાં લઇ રહ્યો હતો. એવી એક મોટી ઘૂંટ તેણે હમણાં લીધી. 'એલા, તમે તો મને લાંબો કરી દીધો. આટલાં બધાં ક્યાંથી ભેગાં કર્યાં તમે તે? હજુ બીજાં ખૂબ બાકી છે?'

કારકુને યાદીમાં જોયું.

'બોરતો ઉપરાંત ચોવીસ આદમીઓ હજુ બાકી છે.'

'એલા, ત્યાં કેમ ઊભા છો? ચાલો,' તપાસ નહિ કરાવેલી એવા કેદીઓ એક પાછળ બીજો એમ ટોળે મળીને ઊભા હતા તેને હાક મારીને રક્ષકઅધિકારીએ કહ્યું. ધોમ ધખતા સૂર્યના તાપમાં આ કેદીઓ હારબંધ થઇને પોતાનો વારો આવે તેની વાટ જોતા ત્રણ કલાકથી આમ ઊભા હતા.

ચોગાનમાં આ બધું ચાલી રહ્યું હતું તો દરવાજા બહાર (રોજના નિયમ પ્રમાણે એક બંદૂકધારી સિપાઇ ત્યાં ઊભો હતો તે ઉપરાંત) આ કેદીઓનો સરસામાન ભરવા તથા તેમનામાંથી ચાલી ન શકે એવાં કેદીઓને બેસવા વીસેક ગાડાં જોડેલાં ઊભાં હતાં, અને ખૂણા પર આ સઘળાં કેદીઓનાં સગાં તથા મિત્રો તેઓ રવાના થાય ત્યારે તેમને નિરખી લેવા ને તક મળે તો થોડી વાત કરી લેવા તથા થોડી ચીજવસ્તુ આપવા ટોળે મળીને ઊભાં હતાં.

નેખ્લ્યુડોફ આ ટોળામાં ભળ્યો. ત્યાં આશરે એક કલાક ઊભો રહ્યો ને પછી બેડીઓનો ખણખણાટ, ચાલવાનો અવાજ,

અધિકારીઓના હોકારા, ઉધરસનું ખોંખોં ને મોટા ટોળામાં ચાલતો ધીમો ગણગણાટ એ બધું સંભળાવા લાગ્યું.

પાંચેક મિનિટ સુધી આ બધું ચાલ્યું. એ દરમિયાન કેટલાક જેલરો દરવાજા બહાર આવી ગયા ને પાછા અંદર જતા રહ્યા. આખરે હુકમ મળ્યો એટલે જબરા અવાજ સાથે દરવાજો ઊઘડ્યો, બેડીઓનો ખણખણાટ વધ્યો, સફેદ પહેરણ પહેરેલા બંદૂકધારી રક્ષક સૈનિકો બહાર રસ્તા પર આવ્યા અને દરવાજાના આગલા ભાગમાં આવેલા એક વિશાળ વર્તુલમાં બરાબર ગોઠવાઇ ગયા. જોતાં જ દેખાઇ આવતું હતું કે આ રોજિન્દા રિવાજ મુજબની અનેક વાર અમલમાં મુકાતી એવી વ્યૂહરચના હતી. પછી એક બીજો હુકમ આપવામાં આવ્યો, એટલે બધા કેદીઓ, બોડાવેલે માથે ભૈયા લોકો જેવી ટોપી પહેરીને અને ખભે કોથળો ઊંચકીને, બેડીથી જકડાએલા પગ મુસીબતે ચલાવતા ચલાવતા, એક હાથે કોથળો પકડી રાખીને તથા બીજો હાથ લોડાવતા બબ્બેની ટુકડીમાં બહાર નીકળવા લાગ્યા.

પહેલાં સખત મજૂરીની સજા પામેલા આદમીઓ આવ્યા. તેમણે સૌએ ભૂખરા ચોરણા ને વાંસે નિશાનીવાળા ભૂખરા ઝભ્ભાનો એકસરખો પોશાક પહેર્યો હતો. આ સૌ—ઘરડા તેમ જુવાન, દૂબળા તેમ જાડા, ફીકા લાલઘૂમ તેમ કાળા, દાઢીવાળા તેમ દાઢીવગરના, રશિયનો, તાતારો તેમ યાહુદીઓ એમ સૌ—બેડીઓ ખખડાવતા ને જાણે દૂર પલ્લે જવાને તૈયાર થઇ ગયા હોય એવી રીતે હવામાં જોરથી હાથ વીંઝતા વીંઝતા બહાર આવ્યા, પણ દસ ડગલાં ચાલ્યા એટલામાં અટકી ગયા અને આજ્ઞાધીન બનીને ચાર ચારની હાર બનાવી એક એકની પાછળ ગોઠવાઇ ગયા. તે પછી તરત બોડાવેલા માથાવાળા બીજા આદમીઓ બહાર આવ્યા. તેમનો પોશાક પણ આગલા લોકો જેવો જ હતો, પણ તેમના

પગમાં બેડીઓ નહોતી, તેમના તો હાથ જ, બબ્બે જણાને ભેગા રાખી એક એક હાથકડીમાં જકડયા હતા. આ બધાને દેશનિકાલની સજા થઇ હતી. તેઓ પણ આગલી ટુકડી જેટલી જ ત્વરાથી બહાર નીકળ્યા ને તેમની પેઠે જ એકદમ અટકીને ઊભા રહી ગયા, અને ચાર ચારની ટુકડીમાં ગોઠવાઇ ગયા. તેમની પછી પંચાયતોએ દેશનિકાલ કરેલા આદમીઓની ટુકડી આવી.

પછી, એ જ ક્રમમાં ઓરતો આવી; પહેલાં સખત મજૂરીની સજા પામેલી ઓરતો ભૂખરા ઝભ્ભા ને ભૂખરા માથાબંધણામાં સજ્જ થઇને આવી; પછી, દેશનિકાલ થએલી બાઇઓ તેમ સ્વેચ્છાએ પોતાના પતિની સાથે જતી સ્ત્રીઓ પોતપોતાનો શહેરી કે ગામડિયો પોશાક પહેરીને આવી. આમાંની કેટલીક બાઇઓએ પોતાના ભૂખરા ઝભ્ભાના આગલા ભાગમાં કપડું ઓઢાડીને નાનાં બચ્ચાં તેડી લીધાં હતાં.

ઓરતોની સાથે તેમનાં છોકરાછોકરીઓ આવ્યાં અને ઘોડાના ટોળામાં વછેરાઓ કરે તેમ કેદીઓના આ ટોળામાં તેઓ ધક્કામુક્કી કરવા લાગ્યાં.

આદમીઓ પોતપોતાની જગાએ શાન્તિથી ગોઠવાઇ ગયા. તેમના વિભાગમાં અવાજ થતો તો ઉધરસનો અથવા આછી વાતચીતનો જ.

પણ ઓરતો તો પળવારના પહોરા વિના સતત રીતે વાતો કર્યા જ કરતી હતી. આ ઓરતો બહાર આવતી હતી ત્યારે એમાં **માસ્લોવાને** પોતે જોઈ એમ **નેખ્લ્યુડોફ્**ને જરાક લાગ્યું, પણ વધારે ધ્યાન દઇને નિરખવા જાય ત્યાં તો એ વિશાળ મેદનીમાં તે અદૃશ્ય થઇ ગઇ અને પછી તો વાંસે કોથળા ને કેડે છોકરાં લઇને ચાલ્યું જતું એવું કોઈ સફેદ જાનવરોનું જૂથ જ હોય એવું એ

ટોળું નેખ્લ્યુડૉફને લાગ્યું—મનુષ્યત્વની નહિ તો સ્ત્રીત્વની તો એક પણ નિશાની એ ટોળામાં એ વખતે દેખી શકાતી નહોતી. આ ઓરતો પણ આદમીઓની પાછળના ભાગમાં ગોઠવાઈ ગઈ.

જેલની અંદર જ આ સઘળાં કેદીઓની ગણતરી કરી લીધેલી હતી છતાં રક્ષકદળે અહીં તેમની ફરીવાર ગણતરી કરી, અને આગલી યાદી સાથે અત્યારનો આંકડો સરખાવી જોયો. આ રીતે ગણતરી કરવામાં ઘણો વખત લાગ્યો, ને તેમ થવાનું એક મુખ્ય કારણ એ હતું કે કેદીઓ વચ્ચે વચ્ચે પોતાની જગાએથી બહુ હરફર કરતાં હતાં એટલે રક્ષકદળને ગણતરી કરવામાં ભારે ગોટાળો થતો હતો.

આથી રક્ષકસૈનિકો બૂમો પાડીને કેદીઓને હડસેલવા લાગ્યા, (કેદીઓને ગુસ્સો તો ચડતો હતો, પણ તેઓ એમના હુકમ મુજબ વર્તવા લાગ્યાં) અને બધી સંખ્યા તેમણે ફરીથી ગણી જોઇ. બધાં કેદીઓની ગણતરી થઇ ગઇ ત્યારે રક્ષકદળના ઉપરીએ હુકમ આપ્યો એટલે એ જંગી ટોળામાં ધમાલ શરૂ થઈ. નબળા હતા તે આદમીઓ, ને ઓરતો ને છોકરાં જાણે અંદર અંદર દોડવાની હરીફાઇ કરતાં હોય એવી રીતે ગાડાં પાસે એકદમ દોડી ગયાં ને પોતાનો સામાન તેમાં મૂકવા લાગ્યાં તેમ કોઇક તો પંડે પણ તેમાં બેસવા લાગ્યાં. ચીસો નાખતાં બચ્ચાં તેડી આવેલી બૈરીઓ, જગા મેળવવા લડાલડી કરતાં છોકરાં, ને નૂરતેજ વિનાના ચિંતાગ્રસ્ત ચહેરાવાળા ગમગીન કેદીઓ ગાડાંમાં બેઠાં.

કેટલાક કેદીઓ માથેથી ટોપી ઉતારી રક્ષક અધિકારી આગળ કંઇક વિનંતિ કરવા આવ્યા. નેખ્લ્યુડૉફને પાછળથી માલૂમ પડયું કે એ સૌ ગાડામાં બેસવાની પરવાનગી માગવા આવેલા. એ લોકો આવ્યા એટલે રક્ષક અધિકારીએ તેમના તરફ નજર

સરખી ન નાખતાં સિગારેટની એક ઘૂંટ લીધી અને પછી એ કેદીઓમાંનો જે મોખરે ઊભો હતો તેના ભણી પોતાનો ટૂંકડો હાથ એવા જોરથી વીંઝ્યો કે પેલા બાપડાને બીક લાગી કે હમણાં થપ્પડ પડી! એટલે તેણે એકદમ પોતાનું બોડેલું માથું પોતાના બે ખભા વચ્ચે પાછું ખેંચી લીધું.

'હા, ઊભા રહો તમને ગાડામાં બેસાડું, હરામખોરો! મોટા પાડા જેવા તો છો. એટલું ચલાતું નથી કેમ તમારાથી?' એમ ત્રાડ મારીને એ અધિકારી બોલ્યો. આટલા જણ આવ્યા હતા તેમાંથી એક જ જણને ગાડામાં બેસવાની પરવાનગી મળી. તે બુઝર્ગ આદમી હતો ને તેના પગમાં બેડીઓ હતી. ગાડામાં બેસવાનું મળ્યું એટલે તેણે પોતાની ટૂંકી વાડકાટોપી નીચે ઉતારી અને ક્રૉસની નિશાની કરતો તે ગાડા નજીક પહોંચ્યો એ નેખ્લ્યુડોફે જોયું. તે ગાડાની આગળ ગયો, પણ ગાડા પર તે ચડી શક્યો નહિ; કેમકે તેના પગ ઘડપણને લીધે કમજોર બની ગયા હતા તેમાં વળી બેડીઓને લીધે તે જરાએ ઊંચા થઈ શકતા નહોતા. પણ આખરે ગાડામાં બેઠેલી એક બાઈએ તેને ઉપર આવવામાં મદદ કરી અને પોતાના હાથ વડે તેને ઉપર ખેંચી લીધો.

બધા કોથળા ગાડામાં મુકાઇ ગયા અને રજા મળેલી તે સૌ ગાડામાં બેસી ગયા એટલે રક્ષક અધિકારીએ પોતાને માથેથી ટોપી હાથમાં લીધી, પોતાનું કપાળ, ટાલવાળું માથું, ને જાડી લાલ-ઘૂમ ગરદન તેણે રૂમાલથી લૂછી. ને ક્રૉસની નિશાની કરી.

'કૂચ!' તેણે હુકમ આપ્યો એટલે સિપાઇઓની બંદૂકોનો ખખડાટ થવા લાગ્યો, કેદીઓએ માથેથી ટોપી ઉતારી ક્રૉસની નિશાની કરી, તેમને વળાવવા આવેલાંઓએ હાક મારીને કંઈક કહ્યું, ને તેના ઉત્તરમાં કેદીઓ મોટે અવાજે કંઈક બોલ્યા. સ્ત્રીઓમાં

ભારે ધાંધલ ને ખળભળાટ થઇ રહ્યાં. આ કેદીઓના ટોળાની આસપાસ પહેરણધારી સિપાઇઓ ઘેરાઈ વળ્યા અને એ રીતે ચોતરફ ચોકીપહેરા નીચે તે આગળ ચાલવા લાગ્યું. તેમના બેડીથી જકડેલા પગના ચાલવાથી ધૂળના ગોટેગોટા ઊડવા લાગ્યા. સૌથી મોખરે સિપાઇઓ ચાલતા હતા; તેમની પછી સખત મજૂરીની સજા પામેલા કેદીઓ બેડીઓનો ખણખણાટ કરતા હતા; તેમની પાછળ સરકારે કે પોતાની પંચાયતે દેશનિકાલ કરેલા કેદીઓ, બબ્બેની ટુકડીમાં હાથકડીથી જકડાએલા, ચાલતા હતા; અને છેવટે ઓરતો હતી. તેમની પછી સરસામાનથી ભરેલાં ગાડાં હતાં ને તેમાં પણ કેટલાંક નબળાં માણસો બેઠાં હતાં. આમાંના એક ગાડામાં એક બૈરી આખું શરીર વસ્ત્રમાં બરાબર લપેટીને ઊંચે બેઠી બેઠી ચીસો નાખતી હતી ને હીબકાં ભરતી હતી.

## પ્રકરણ પાંત્રીસમું

કેદીઓનું આ લંગર એટલું બધું લાંબું હતું કે મોખરાની હાર દેખાતી સાવ બંધ થઇ ગઇ ત્યારે જ અશક્ત માણસો ને સામાનથી ભરેલાં ગાડાં માંડ ચાલવાનું શરૂ કરી શક્યાં. છેલ્લું ગાડું ચાલવા લાગ્યું એટલે નેખ્લ્યુડોફ પોતાને માટે તૈયાર રાખેલી ભાડૂતી ગાડીમાં ચડી બેઠો ને ગાડી ઝડપભેર હાંકીને આગલી હાર આગળ લઇ જવા એણે ગાડીવાનને કહ્યું. આમ કરવામાં એનો વિચાર એ હતો કે આ બધા માણસોમાં પોતાને પરિચિત એવું કોઇ હતું કે કેમ તે જોવું, ઓરતોની અંદરથી માસ્લોવાને

બને તો શોધી કાઢવી, અને પોતે મોકલેલી વસ્તુઓ તેને મળી કે કેમ તે જાણી લેવું.

તાપ સખત હતો, પવન બિલકુલ નહોતો, અને રસ્તાના મધ્યમાં ચાલતા આ કાફલાના હજાર ઉપરના પગે ઉડાડેલું ધૂળનું મોટું વાદળું એમની સાથે ને સાથે સતત રીતે ચાલ્યા કરતું હતું. કેદીઓ ઝપાટાબંધ ચાલતા હતા ને નેખ્લ્યુડોફનો ઘોડો ધીમો હતો એટલે આગલી હારને પકડી પાડતાં એને વખત લાગ્યો. આ બધા વિચિત્ર ને ભયંકર લાગતાં પ્રાણીઓની એક પછી એક હાર વટાવતાં વટાવતાં નેખ્લ્યુડોફ આગળ વધ્યો, પણ એ સઘળાંમાં નેખ્લ્યુડોફને કોઈ પોતાનું પરિચિત દેખાયું નહિ.

એકસરખો પોશાક ને પગરખાં પહેરેલા આ કેદીઓ જાણે વાતાનો ઉત્સાહ ટકાવી રાખવા માટે પોતાના છૂટા હાથ વીંઝતાં વીંઝતાં આગળ ધપવા લાગ્યા. એમની સંખ્યા એવડી જબ્બર હતી, સૌ એટલા બધા એકસરખા લાગતા હતા, અને સૌ એવી વિચિત્ર ને અસાધારણ પરિસ્થિતિમાં મુકાએલા હતા કે નેખ્લ્યુડોફને એ બધા માણસ નહિ પણ કોઈ વિશિષ્ટ પ્રકારનાં ભયંકર પ્રાણી જેવાં લાગ્યાં. એના ચિત્ત પર પડેલી આ છાપ એણે જ્યારે સખત મજૂરીની સજા પામેલા ટોળામાં ખૂની ફ્રેડોરોફને તથા દેશનિકાલની સજા પામેલા ટોળામાં ઉપહાસચતુર ઓખોટિનને ને એક બીજા ભામટાને—પોતાની પાસે મદદ માગવા આવેલા એ માણસોને—ઓળખ્યા ત્યારે જ ભૂંસાઈ. પોતાની પડખે થઈને પસાર થતી ગાડી તરફ અને તેમાં બેઠેલા શેઠિયા તરફ લગભગ બધા કેદીઓએ મોં ફેરવીને નજર કરી. નેખ્લ્યુડોફને પોતે વરતી કાઢ્યો છે એમ સૂચવવા માટે ફેડોરોફે પોતાનું માથું જરા પાછળ ઉછાળ્યું ને ઓખોટિને આંખનો મીચકારો કર્યો, પણ એમાંથી એકે જણે મસ્તક

નમાવ્યું નહિ; કેમકે એમને લાગ્યું કે એવી રીતે નમન કરવું એ જેલના કાયદા વિરુદ્ધ ગણાય.

સ્ત્રીઓને પકડી પાડી કે તરત નેખ્લ્યુડોફે માસ્લોવાને વરતી કાઢી. તે બીજી હારમાં હતી. પહેલી હારમાં ટૂંકા પગ ને કાળી આંખોવાળી એક કૂબડી બાઈ હતી. તેણે પોતાનો ઝભ્ભો પોતાના કમરબંધમાં બાંધી દીધો હતો. આ બાઇ તે હોરોશાવ્કા હતી. તેની પછી એક સગર્ભા ઓરત હતી તે મુશ્કેલીએ ઢસરડા કરીને ચાલતી હતી. ત્રીજી માસ્લોવા હતી; તેણે પોતાનો કોથળો ખભે વળગાડયો હતો અને માર્ગમાં સીધી નજરે જોતી ચાલતી હતી. તેની મુખમુદ્રા સ્વસ્થ ને દઢતાભરી દેખાતી હતી. એ હારમાં ચોથી એક જુવાન રૂપાળી બાઇ હતી. તેણે ટૂંકો ઝભ્ભો પહેર્યો હતો, ને ખેડૂતોની બૈરીઓની ઢબે માથે રૂમાલ બાંધી દીધો હતો અને આવા પોશાકમાં સજ્જ થઈને તે ચપળ ગતિએ ચાલતી હતી. આ બાઈ તે થીઓડોસિયા હતી.

નેખ્લ્યુડોફ ગાડીમાંથી ઊતરીને આ બાઇઓ પાસે ગયો. ત્યાં જઇને એનો વિચાર માસ્લોવાને પોતે મોકલેલી ચીજો મળી ગઇ કે કેમ તેના ખબર પૂછવાનો તથા અત્યારે આ બધું તેને કેવુંક અનુકૂળ–પ્રતિકૂળ લાગી રહ્યું છે તે જાણી લેવાનો હતો; પણ એ નજીક પહોંચ્યો કે તરત એ બાજૂ ચાલતો રક્ષકસૈનિક એને દેખી ગયો એટલે દોડીને એની પાસે આવ્યો.

‘ જી, એવું કરવાનું નથી આપે. આ કેદીઓના કાફલા પાસે આવવું એ કાયદા વિરુદ્ધ કામ છે, ’ આવી પહોંચીને એ સૈનિકે બૂમ પાડી.

પણ નેખ્લ્યુડોફને ઓળખ્યો (જેલમાં સૌ હવે એને ઓળખતું હતું ) એટલે સિપાઇએ પોતાનો હાથ ઊંચો કરીને આંગળીઓ

ટોપીને અડકાડી, અને એની આગળ અટકીને કહ્યું: ' જી, હમણાં નહિ; સ્ટેશને પહોંચીએ ત્યાં સુધી જરા ધીરજ રાખજો; અહીં એવી વાત કરવાની પરવાનગી નથી ...... ત્યાં વાંસે કેમ રહી જાઓ છો ? ચાલો, કૂચ કરો ! ' તેણે હાક મારીને કહ્યું અને ચપળતાનો દેખાવ ધારણ કરીને અત્યારે પુષ્કળ ગરમી હતી તથા નવા ચમકતા બૂટ તેણે પહેર્યા હતા છતાં કૂદતો કૂદતો તે પોતાની અસલ જગાએ આવી પહોંચ્યો.

નેખ્લ્યુડોફ રસ્તાની બાજૂ પરની ફરસબંધી પર ચડી ગયો, અને ગાડીવાનને પોતાની પાછળ પાછળ ગાડી લઇ આવવાનું કહી કેદીઓનો કાફલો નજરે પડે એટલું અંતર રાખીને પગપાળો ચાલવા લાગ્યો. જે જે ભાગમાં થઇને આ કાફલો પસાર થતો હતો ત્યાં ત્યાં સર્વત્ર દયા ને ત્રાસની લાગણી પ્રગટતી હતી. આ કેદીઓની પડખે થઇને જેમની જેમની ગાડીઓ નીકળતી તે સૌ બહાર ડોકિયું કરીને તેમને જોઈ રહેતા અને ઝાઝી વાર સુધી એમની નજર તેમના પર જ ઠેરાઇ રહેતી. પગપાળા ચાલનારાઓ તેમને દેખી અટકી જતાં અને આ ત્રાસદાયક દશ્ય ભય ને આશ્ચર્યથી જોઇ રહેતાં. કેટલાંક માણસો આવીને આ કેદીઓને ભિક્ષા આપી જતાં હતાં તે રક્ષક સૈનિકો એમના વતી સ્વીકારી લેતા હતા. કેટલાંક તો વળી જાણે જાદૂઇ મંત્રથી ખેંચાઇ જતાં હોય એવી રીતે મૂઢ બનીને આ કાફલાની પાછળ પાછળ જતાં હતાં; પછી તે અટકી જતાં અને માથું ધુણાવી એ આગળ વધતા કાફલાને લાંબો વખત એમ ને એમ જોઇ રહેતાં. કાફલાને આવતો જાણી સૌ પોતાને દરવાજે કે ખડકીએ ધસી આવતું, ઘરની અંદરનાં બીજાં માણસોને પણ બહાર બોલાવતું, અથવા ઘરમાં જ રહીને બારીએ ડોકિયું કરતું તથા આ કમકમાટી ઉપજાવે એવા સરઘસને શાન્ત સ્તબ્ધ બનીને જોઈ રહેતું. એક જગ્યાએ વચ્ચે બીજા

રસ્તાનો ચોક આવતો હતો ત્યાં એક ફાંકડી બગી આવતી હતી તેને આ સરઘસે રોકી રાખી. એક જાડો ઝગારા મારતા ચહેરાવાળો કોચમેન એવડી હારનાં બટનવાળો ડગલો પહેરીને આ બગી હાંકવા બેઠો હતો. બગીની અંદર ઘોડાની સામેની બેઠકે પતિપત્નીનું એક યુગલ બેઠું હતું. સ્ત્રીનો વાન ફીકો ને શરીર દૂબળું હતું. તેણે માથે આછા રંગની ટોપી પહેરી હતી ને હાથમાં નાજુક રેશમી છત્રી રાખી હતી. પુરુષે ઊંચી રેશમી ટોપી તથા સરસ સિલાઈવાળો આછો ડગલો પહેર્યો હતો. આગલી બેઠકમાં તેમનાં છોકરાં બેઠાં હતાં. આમાં એક ફૂલના જેવી સુકુમાર ને પ્રફુલ્લ નાનકડી બાળા હતી, તેના સુંદર વાળ છૂટા ફરફરતા હતા, તેણે પણ પોતાની માતાના જેવી નાજુક છત્રી હાથમાં રાખી હતી; અને બીજો આઠેક વરસની ઉંમરનો છોકરો હતો, તેની ગરદન પાતળી ને લાંબી હતી, તેની હાંસડીનાં હાડકાં અણીદાર હતાં, ને તેણે લાંબી રિબનોવાળી ટોપી પહેરી હતી.

લાગ હતો ત્યાં કેદીઓના કાફલાની આગળ ન નીકળી ગયો એ કારણે આ છોકરાના બાપે ખિજાઈને કોચમેનને ધમકાવ્યો અને તેની માએ આ દૃશ્ય જોઈને ભવાં સંકોચાવ્યાં, કટાણું મોં કરીને આંખો અડધી મીંચી દીધી, અને તાપ તથા ધૂળને વારી રાખવા પોતાની રેશમી છત્રી મોંની છેક નજીક ધરી રાખી.

પોતાના શેઠે પોતાને વગર વાંકે ઠપકો આપ્યો એટલે એ જાડિયો કોચમેન ચીડાઈને ભવાં ચડાવવા લાગ્યો; કેમકે બીજે કોઈ નહિ ને આ જ રસ્તે થઈને ગાડી હંકારવાનો એ શેઠે જ તેને હુકમ આપ્યો હતો, એટલે અત્યારના પરિણામ માટે એને પોતાનો દોષ કશો દેખાતો ન હતો. બગીને જોડેલાં કાળાં ચળકતાં ઘોડાં આગળ જવાને અધીરાં થઈ ગયાં હતાં અને મોંમાંથી ફીણના

ગોટાના ગોટા કાઢી રહ્યાં હતાં. તેને થોભાવી રાખતાં કોચમેનને મહા મુશીબત પડતી હતી.

આવી ફાંકડી બગીના માલિકને ખુશ કરવા ખાતર કેદીઓના કાફલાને થોડી વાર ઊભો રાખવાનું પોલીસને મન થઈ આવ્યું; પણ ઘડી પછી પાછું એને લાગ્યું કે આવા ધનાઢ્ય ગૃહસ્થને ખાતર પણ આ સરઘસના ગમગીન ગૌરવને ખલેલ પહોંચવી ન જોઇએ. એટલે એ બીજું તો કંઇ ન કરી શક્યો, પણ ધન પ્રત્યેની પોતાની માનવૃત્તિ દર્શાવવા પોતાની આંગળીઓ ઊંચી કરીને તેણે પોતાની ટોપીને અડકાડી, અને જાણે કોઇ પણ સંજોગોમાં કોઈ પણ ભોગે આ કેદીઓથી આ શેઠિયાનું રક્ષણ કરવાને વચન આપતો હોય એવી રીતે તે કેદીઓ તરફ એ કરડાકીથી જોઇ રહ્યો. આથી આ આખું સરઘસ પસાર થઈ રહ્યું ત્યાં સુધી આ બગીને ખોટી થવું પડ્યું અને કોથળા તથા અશક્ત કેદીઓથી ભરેલાં ગાડાંની લાંબી હારનું છેલ્લું ગાડું ખડખડ ભડભડ કરતું ચાલ્યું ત્યાર પછી જ એ શેઠિયાની બગી ત્યાંથી ચસકી શકી. સરઘસ ચાલવા માંડ્યું તે વખતે ચીસો નાખતી હતી તે આવેશમય પ્રકૃતિની બાઈ પછી શાન્ત થઈ ગઇ હતી, પણ આ દમામદાર બગીને દેખીને વળી પાછી તે ચીસો નાખવા તથા હીબકાં ભરવા લાગી. એનું ગાડું ગયું એટલે કોચમેને લગામને જરાક સ્પર્શ કર્યો કે તરત સુંદર રવાલ ચાલે ચાલતાં એ કાળાં ઘોડાંના ડાબલા રસ્તા પર અથડાવા લાગ્યા ને પોતાના ગ્રામનિવાસમાં અમનચમન કરવા નીકળેલા આ કુટુંબની રબ્બર ટાયરની બગી એ નિવાસસ્થાન ભણી સરસરાટ દોડવા લાગી.

બગીમાં બેઠેલાં બાળકોએ અત્યારે જે બધું જોયું તે વિશે એમનાં માતપિતાએ કોઇએ એમની આગળ કશો ખુલાસો કર્યો

નહિ, એટલે આ અવનવું દૃશ્ય શાનું હશે એ વાત એમને પોતાની મેળે અટકળ કરીને સમજી લેવાની રહી.

પોતાનાં માતપિતાના મોં પરના ભાવ ઉપરથી અનુમાન દોરીને પેલી છોકરીએ આ વાતનો એવો નિર્ણય કર્યો કે આ બધાં માણસો પોતાનાં માતપિતા કે પોતાનાં પરિચિત જનો કરતાં કોઇ સાવ જુદી જ જાતનાં માણસો છે અને અત્યંત દુષ્ટ જાતનાં માણસો છે એટલે એમના તરફ આ પ્રકારનું વર્તન રાખ્યા વિના છૂટકો નથી. એટલે આ માણસોને જોઇને એ બાળાને અમિશ્ર ભીતિ જ ઊપજી ને એ બધાં માણસો ચાલ્યાં ગયાં અને દેખાતાં બંધ થઇ ગયાં ત્યારે એને આનંદ જ થયો.

પણ લાંબી પાતળી ગરદનવાળો પેલો છોકરો તો કેદીઓના સરઘસને એકીટશે જોઇ રહ્યો હતો, તેમના પ્રત્યે પોતાનાં માતપિતાના શા ભાવ છે તેટલું તપાસવા પૂરતી પણ એણે પોતાની આંખ ઊંચી કરી નહોતી, એટલે એણે આ વાતનો જુદો જ નિર્ણય કર્યો; કેમકે એ તો લેશમાત્ર શંકા વિના નિશ્ચયપૂર્વક જાણતો હતો, અંતર્યામી પાસેથી એને સીધું અપરોક્ષ જ્ઞાન મળ્યું હતું, કે આ બધાં માણસો બીજાં બધાં માણસો જેવાં પોતાની જ જાતનાં–પોતાના જ વર્ગનાં–માણસો છે, અને છતાં તેઓ આવી દશામાં આવી પડેલાં છે તેનું કારણ તો એ હતું કે કોઇકે એ માણસોનું બૂરું કરેલું, એમના પ્રત્યે ન છાજે એવું કોઈ અયોગ્ય કામ કરેલું. તેથી જ તેઓના આવા હાલ થએલા એમ એને લાગ્યું. આથી એને એ લોકો માટે દયા ઊપજી તેમ આ પ્રમાણે બેડીથી જકડાવાની ને માથું બોડાવવાની સજા પામનાર તેમ કરનાર બન્ને વર્ગોનાં માણસોનો એને ડર લાગ્યો. એટલે એ બાળકના હોઠ વધુ ને વધુ ધ્રૂજવા લાગ્યા, પણ આવી બાબતમાં રડી પડવું એ તો શરમભરેલું ગણાય એમ લાગવાથી પોતાથી રડી ન પડાય એટલા માટે તે વધુ ને વધુ યત્ન કરવા લાગ્યો.

# પ્રકરણ છત્રીસમું

કેદીઓ ઝડપભેર ચાલતા હતા છતાં નેખ્લ્યુડૉફ જરાએ પાછળ ન પડી જતાં તેમની સાથે ને સાથે જ રહ્યો. એણે આછાં કપડાં જ પહેર્યાં હતાં છતાં એને પારાવાર ગરમી થતી હતી, અને હવા એવી સ્થિર, ગતિહીન, આગઝરતી ને ગૂંગળાવનારી હતી તેમ વળી એમાં કાફલાએ ઉડાડેલી ધૂળ એટલી બધી ભરી હતી કે તેમાં શ્વાસ લેવો પણ આકરો થઈ પડ્યો હતો.

આશરે પા માઇલ ચાલ્યા પછી એ પાછો પોતાની ગાડીમાં બેસી ગયો, પણ ગાડી રસ્તાના મધ્યભાગમાં ચાલતી હતી એટલે ગાડીમાં તો એને ઊલટો વિશેષ ઊકળાટ લાગ્યો. આગલી રાતે પોતાના બનેવી સાથે પોતાને વાતચીત થએલી તે યાદ કરવા એણે યત્ન કર્યો, પણ તે યાદ કરતાં સવારમાં એને જે લાગણી થઇ આવેલી તેવી કશી લાગણી અત્યારે એને થઈ નહિ. એ પ્રસંગનાં સઘળાં સંસ્મરણો આ કેદીઓના કાફલાની રવાનગી અને કૂચના સંસ્કારો આગળ, તેમાંએ વિશેષે કરીને તો અત્યારની અસહ્ય ગરમી આગળ દબાઇ ગયાં હતાં.

રસ્તાની બાજૂ પરની ફરસબંધી પર એક મકાનની સળિયા-વાળી વંડી આવી રહી હતી ને તેના પર થોડાં ઝાડનો છાંયડો આવી રહ્યો હતો. એ છાંયડા નીચે એક બરફના ફેરિયા પાસે બે નિશાળિયાને નેખ્લ્યુડૉફે દીઠા. બરફનો ફેરિયો નીચો નમીને બરફ

આપી રહ્યો હતો. એમાંથી એક છોકરાને તો બરફ ક્યારનો મળી ગયો હતો એટલે તે ચમચો લઇને તેની લિજ્જત ઉડાવી રહ્યો હતો, ને બીજો છોકરો એક પ્યાલામાં કંઇક પીળો પદાર્થ બરફવાળો રેડતો હતો તે ભરાઈ રહે ને પોતાને મળે તેની રાહ જોતો ઊભો હતો.

'આટલામાં કંઇક પીણું ક્યાંય મળશે ?' કંઇક ઠંડક કરવાની અદમ્ય ઇચ્છા થઇ આવતાં નેખ્લ્યુડોફે ગાડીવાળાને પૂછ્યું.

'અહીં પાસે જ એક સરસ જગ્યા છે,' ગાડીવાળાએ જવાબ આપ્યો, અને, એક ખૂણો વળોટાવી મોટું પાટિયું લટકાવેલા એક દુકાનના દ્વાર પાસે ગાડી હાંકી ગયો. ત્યાં જાડો દુકાનદાર રશિયાઈ ઢબનું પહેરણ પહેરીને ગલ્લા પાછળ ઊભો હતો, અને મૂળ સફેદ પણ અત્યારે મેલાં બની ગએલાં કપડાં પહેરીને નોકરો બધા જુદાં જુદાં ટેબલો આગળ બેઠા હતા (કેમકે અત્યારે કોઈ ઘરાક દુકાનમાં નહોતું). તે સૌ પોતાની દુકાનમાં કોઇ દહાડો નહિ ને આજે આવી ચડેલા આ અસાધારણ ઘરાકને દેખી કૌતુકથી જોઈ રહ્યા ને પછી તરત ઊભા થઇ તેનો હુકમ ઉઠાવવા એ તૈયાર થઇ રહ્યા. નેખ્લ્યુડોફે સોડા-વોટરની એક બાટલી મંગાવી અને બારીથી થોડે દૂર ગંદા કપડાથી ઢંકાએલું એક નાનકડું ટેબલ હતું તેની પડખે બેઠો. બીજા એક ટેબલ પર ચાનાં વાસણ ને એક સફેદ શીશી પડી હતી ત્યાં બે જણ પોતાનાં કપાળ લૂછતા તથા મિત્રભાવથી કશીક ગણતરી કરતા બેઠા હતા. એ બેમાંથી એક જણ શ્યામળો હતો, તેને માથે ટાલ હતી, ને બરાબર રેગોઝિન્સ્કીની જેમ પાછળના ભાગમાં થોડા વાળ હતા. એટલે તેને જોઇ વળી પાછું ગઈ કાલે પોતાના બનેવી સાથે પોતાને થએલી વાતનું તથા તેને તથા નાટાલીને મળવાની પોતાને થએલી ઇચ્છાનું નેખ્લ્યુડોફને સ્મરણ થયું.

'ગાડી ઊપડયા પહેલાં એમને મળવાનો વખત મને ભાગ્યે જ મળશે,' એને મનમાં થયું; 'એ કરતાં તો પત્ર લખી નાખું એ જ ઠીક.' એટલે એણે કાગળ, પરબીડિયું, ને ટપાલટિકિટ મંગાવ્યાં, અને પત્રમાં શું લખવું તેનો ઠંડું ફીણથી ઊછળતું સોડાવૉટર પીતાં પીતાં વિચાર કરવા માંડયો; પણ એના વિચારને એ ખીલે બાંધી શકયો નહિ ને કેમે કરતાં તે પત્રલેખનમાં એ ફાવ્યો નહિ.

'પ્રિય બહેન **નાટાલી**,—મારા બનેવી સાથે ગઇ કાલે થએલી વાતચીતને લીધે અમારાં મન ઊંચા થએલાં તેનું કંઇ સમાધાન કર્યા વિના એવી ને એવી મનોદશામાં ચાલ્યા જવું મને ઠીક લાગતું નથી,' એમ એણે શરૂઆત કરી—'પછી? પછી શું લખવું? કાલે બોલેલો તે બદલ માફી આપવા વિનંતિ કરું? પણ મને જે ખરેખર લાગેલું તે જ હું તો બોલેલો. ને અત્યારે માફી માગું તો એનો અર્થ તો એવો કરશે કે મારા મત ને શબ્દો હું અત્યારે હવે પાછા ખેંચી લઉં છું. વળી, મારી ખાનગી અંગત બાબતોમાં એ માથું મારતો હતો.........ના, ના, માફીની વિનંતિ તો મારાથી થઇ જ શકે નહિ......' આમ વિચાર કરતાં કરતાં પોતાની પ્રકૃતિથી સાવ વિલક્ષણ ને તેથી પોતાને અત્યંત અળખામણા એવા એ માણસ તરફ એના હૃદયમાં તિરસ્કાર જાગ્રત થયો. આથી એ અધૂરા પત્રની ઘડી વાળીને એણે તે પોતાના ખીસામાં મૂકયો, દુકાન બહાર નીકળ્યો, ને એ કેદીઓના કાફલાને પકડી પાડવા ફરી પાછો ગાડીમાં બેઠો.

તાપ તો પહેલાં કરતાં પણ વધી ગયો હતો. પથ્થરો ને દીવાલોમાંથી ઊની ઝાળ જેવી લૂ નીકળતી હતી, ફરસબંધી પર ચાલતાં પગ બળી જતા હતા, ને ગાડીના રંગેલા પંખા એટલા

બધા ધગી ગયા હતા કે **નેખ્લ્યુડૉફ** તેને અડક્યો તો હાથમાં લાય બળવા લાગી.

ઊંચા નીચા અણસરખા ધૂળભરેલા રસ્તા પર ડાબલાનો એકસરખો અવાજ કરતો ઘોડો થાકીને ધીમી ગતિએ ચાલતો હતો, અને ગાડીવાન વારે વારે ઝોકાં ખાતો હતો. **નેખ્લ્યુડૉફ** પણ નજર સામેના ભાગ પર લક્ષ્યશૂન્ય દૃષ્ટિ નાખીને મનમાં કશા વિચાર વગર સૂનમૂન બેઠો હતો.

એટલામાં રસ્તામાં ગટર તરફ ઢોળાવ આવ્યો ને પડખે એક મોટી ઇમારત આવી તેના દરવાજાના આગલા ભાગમાં લોકોનું ટોળું એકઠું થયું હતું ને કાફલાનો એક રક્ષક સૈનિક બાજૂમાં ઊભો હતો.

આ જોઇને **નેખ્લ્યુડૉફે** ગાડી થોભાવીને એક દરવાનને પૂછ્યું કે 'શું થયું?'

'કોઇક કેદીને કંઇક થયું છે.'

**નેખ્લ્યુડૉફ** ગાડીમાંથી ઊતરી એ ટોળા નજીક પહોંચ્યો, તો જોયું કે ગટરના ખડબચડા પથ્થર પર પગ ઊંચાણમાં ને માથું નીચાણમાં એવી રીતે એક પાકટ ઉંમરનો કેદી પડયો હતો. તેની છાતી પહોળી હતી, દાઢી રાતી હતી, નાક ચપટું હતું, અને તેનું મોઢું લાલચોળ થઈ ગયું હતું. તેણે ભૂખરો ઝભ્ભો ને ભૂખરો ચોરણો પહેર્યા હતા, અને પોતાના મસાવાળા હાથની હથેળીઓ અવળી રાખીને તથા લોહીના ટશિયાવાળી આંખો આકાશ પર ઠેરવીને તે ચત્તોપાટ પડયો હતો. લાંબે લાંબે અંતરે તેની ઊંચી પહોળી છાતી ઊછળતી હતી અને તે પીડાનો ઊંકારો કરતો હતો. તેની બાજૂમાં ચીડિયા દેખાવનો એક પોલીસ, એક ફેરિયો, એક ટપાલવાળો, એક કારકુન, રેશમી છત્રીધારી એક ડોશી અને

ખાલી છાબડી ઝાલેલો એવો ટૂંકા વાળવાળો એક છોકરો એટલાં જણ ઊભાં હતાં.

'બાપડા કમજોર હોય છે. જેલમાં ગોંધાઇ ગોંધાઇને બાપડા કમજોર બની ગયા હોય છે, ને એમાં આવી ધગધગતી ગરમીમાં એને ઉપાડવામાં આવે છે,' નેખ્લ્યુડોફને સંબોધીને કારકુને કહ્યું.

'બચવાનો નથી બીચારો, મરી જવાનો એ,' ડોશીએ ગમગીન અવાજે કહ્યું.

'ગળાનો કાંઠલો મોકળો કરવો જોઇએ એનો,' ટપાલવાળાએ કહ્યું.

એટલે પોલીસ પોતાની જાડી, ધ્રૂજતી આંગળીઓ વડે આ કેદીના લાલ સ્નાયુબદ્ધ ગળાની આસપાસ આવેલી પહેરણની કસો અણઘડ રીતે છોડવા લાગ્યો. અત્યારે તે આવેશમાં આવી ગયો હતો ને ગૂંચવાઈ ગયો હતો, છતાં એકઠા થએલા ટોળાને હાક માર્યા વિના એનાથી રહેવાયું નહિ.

'તમે બધાં આંહીં શું છે તે એકઠાં થયાં છો? આમે તે બફારો તો ખૂબ છે તેમાં આડાં ઊભાં રહીને ઊલટો વધારી મૂકો છો.'

'આ બધાંની દાક્તરી તપાસ પહેલાં કરવી જોઇએ અને એ તપાસમાં જે અશક્ત માલૂમ પડે તેમને પછવાડે રહેવા દેવાં જોઇએ. આને બાપડાને તો જીવતા કરતાં મૂવા જેવી હાલતમાં રવાના કર્યો લાગે છે,' પોતાનું કાયદાજ્ઞાન પ્રદર્શન કરતો પેલો કારકુન બોલ્યો.

પહેરણની કસો છોડીને પોલીસ ઊભો થયો ને આસપાસ નજર કરી:

'એલાં, કહું છું આઘા ખસો અહીંથી. તમારું કાંઇ કામ છે અહીં? શું છે તે એકીટશે જોઈ રહ્યાં છો?' આમ બોલીને

નેખ્લ્યુડોફ પોતાના આવા વર્તનને અનુમોદન આપશે એવી આશા રાખી તેણે એના ભણી નજર ફેરી, પણ એના મોં પર એવા અનુમોદનનો કશો ભાવ નહિ દેખતાં તે રક્ષક સૈનિક તરફ વળ્યો.

પણ રક્ષક સૈનિક તો પોતાના બૂટની વાંકી વળી ગએલી એડી તપાસવામાં મશગૂલ હતો, એટલે આ પોલીસની મૂંઝવણ તરફ તેણે કંઇ ધ્યાન આપ્યું નહિ.

'આમની સંભાળ રાખવાની જેમની ફરજ છે એ લોકો તો કશી પરવા જ કરતા નથી......માણસોને આમ રહેંસી નાખવા એ તે કંઇ રીત છે? ખરી વાત છે કે કેદી એટલે કેદી, પણ ગમે તેમ તોય એ માણસ તો છે જ ને?' ટોળામાંથી કેટલાક માણસોના અવાજ આવ્યા.

'એનું માથું જરા ઊંચું કરો અને થોડું પાણી પાઓ એને,' નેખ્લ્યુડોફે કહ્યું.

'પાણી મંગાવ્યું છે,' પોલીસે કહ્યું ને કેદીને એ હાથની બાથમાં લઇને મહામહેનતે તેનું શરીર જરા ઊંચું ખેંચ્યું.

'ચાલો, આ ટોળું કેમ અહીં એકઠું થયું છે?' ઉપરીની ઢબનો એક મક્કમ અવાજ આવ્યો, ને ચકિત કરે એવું સ્વચ્છ ચમકદાર પહેરણ અને એથી પણ વધુ ચમકદાર બૂટ પહેરીને એક પોલીસ અમલદાર આ જમા થએલા ટોળા નજીક આવી પહોંચ્યો.

'આઘા ખસો. કોઇએ અહીં ઊભું રહેવાનું નથી,' શા કારણે લોકો અહીં ખેંચાઇ આવ્યાં એ જાણ્યા પહેલાં તેણે ટોળાને હાક મારી.

નજીક આવીને મરવા પડેલા કેદીને જોયો એટલે જાણે

આવું કશુંક બનવાનું તેણે ધારી જ મૂક્યું હોય તેમ રુચિપૂર્વક માથું હલાવીને પોલીસ તરફ વળી તેણે પૂછયું: 'કેમ આમ?'

પોલીસે જવાબ આપ્યો કે કેદીઓનો કાફલો પસાર થતો હતો તેમાંથી એક કેદી પડી ગયો એટલે રક્ષકઅધિકારીએ તેને પાછળ પડયો રાખવાનો હુકમ આપ્યો છે.

'ઠીક, એ તો બરાબર. ત્યારે આને પોલીસસ્ટેશને લઇ જવો જોઇએ. ગાડી લઈ આવ એક.'

'નોકર ગયો છે લેવા,' ટોપી પર આંગળી રાખી પોલીસે કહ્યું.

એક દુકાનદાર અત્યારની ગરમી વિશે કંઇક બોલવા ગયો.

'આમાં તારે શું કામ ચોવટ કરવી પડે? તારું કામ છે આ? ખસ અહીંથી,' આમ કહી એ પોલીસઅમલદારે એવી કડક નજરે જોયું કે પેલો કારકુન તો ચૂપ જ થઇ ગયો.

'એને થોડું પાણી પાવાની જરૂર છે,' નેખ્લ્યુડોફે કહ્યું. એટલે એ પોલીસઅમલદારે નેખ્લ્યુડોફ ભણી સખત નજરે જોયું, પણ કંઇ બોલ્યો નહિ. નોકર પાણીનો લોટો ભરી લાવ્યો એટલે એ અમલદારે કેદીને તેમાંથી પાવા પોલીસને કહ્યું. પોલીસે તેનું લબડતું માથું ઊંચું કરીને તેના મોંમાં થોડું પાણી રેડવા પ્રયત્ન કર્યો, પણ કેદીથી તે ગળે ઉતારી શકાયું નહિ એટલે તેની દાઢી ઉપર થઇને તે બહાર નીકળી ગયું અને જાકીટ તથા જાડું ગંદું સૂતરાઉ પહેરણ ભીંજાઇ ગયું.

'એના માથા પર પાણી છાંટ,' પેલા અમલદારે હુકમ કર્યો, એટલે પોલીસે કેદીની વાડકાટોપી લઇ લીધી અને તેના વાળના લાલ ગુચ્છા તથા ટાલવાળા ભાગ પર પાણી છાંટયું. આથી, જાણે ભડકી ગયો હોય એમ તેની આંખના ડોળા ફાટી ગયા, પણ તે જે સ્થિતિમાં પડયો હતો તેમાં કશો ફેરફાર થયો નહિ.

તેના ધૂળથી ખરડાએલા મોં પરથી ગંદા પરસેવાના રેલા ચાલવા લાગ્યા, પણ તેનું મોઢું તો પહેલાંની જેમ શ્વાસને માટે નિયમિત રીતે ખૂલતું હતું અને તેનું આખું શરીર પહેલાંની જેમ જ ઊછળતું હતું.

'આમ જો! પેલા ગાડીવાળાને પકડ,' નેખ્લ્યુડોફના ગાડીવાળા ભણી આંગળી ચીંધીને પોલીસઅમલદારે કહ્યું. 'એલા એય, આની સાથે ગાડી લઇ જા.'

'મારું ભાડૂત તો બંધાઇ ગયું છે,' ઊંચી નજર કર્યા વિના કટાણા સાદે ગાડીવાળાએ કહ્યું.

'એ ગાડી મારી છે; પણ ફિકર નહિ, લઇ જાઓ. તને પૈસા હું આપીશ,' ગાડીવાળા ભણી વળીને નેખ્લ્યુડોફે કહ્યું.

'લે, હવે કોની વાટ જોઇને ઊભો છે?' અમલદારે હાક મારી, 'ઉપાડ.'

પેલો પોલીસ, નોકર, ને રક્ષક સૈનિક, એ ત્રણ જણા મળીને એ મરવા પડેલા માણસને ગાડી સુધી ઊંચકી ગયા, અને ત્યાં તેને ગાડીની બેઠક પર બેસાડયો, પણ તે બેસી શકયો નહિ; તેનું માથું પાછળ લટકી ગયું અને તેનું આખું શરીર બેઠક પરથી નીચે ગબડી પડયું.

'સુવાડી દ્યો એને,' અમલદારે હુકમ કર્યો.

'જી સાહેબ, આમ ઠીક છે; આમ રાખીને હું એને પોલીસ-સ્ટેશને પહોંચાડી દઇશ,' એ મરવા પડેલા માણસને બેઠક પર પોતાની પડખે બેસાડીને અને પોતાનો મજબૂત જમણો હાથ એના શરીરની આસપાસ રાખીને પોલીસે કહ્યું. રક્ષક સૈનિકે મોજાં વગરના ને જેલના જોડા પહેરેલા એ કેદીના પગ નીચે લટકતા હતા તે ઊંચકીને ગાડીમાં નાખ્યા.

પોલીસઅમલદારે આજૂબાજૂ નજર કરી તો કેદીની વાડકા-ટોપી તેની નજરે પડી એટલે તેણે તે લઈને કેદીના પરસેવાથી રેબઝેબ બનેલા લબડતા માથા પર મૂકી.

'ઊપડો,' તેણે હુકમ આપ્યો.

ગાડીવાળાએ ગુસ્સામાં પાછું વાળી જોઈ માથું ધુણાવ્યું અને પેલા રક્ષક સૈનિકના સાથમાં પોલીસસ્ટેશને જવા તેણે ધીમી ગતિએ ગાડી પાછી હંકારી. કેદીનું શરીર ગાડીની બેઠક પરથી વારેવારે સરી પડતું હતું તે તેની પડખે બેઠેલો પોલીસ ફરી ફરીને ખેંચી રાખતો હતો અને તેનું માથું તો ઘડીમાં એક બાજૂ તો ઘડીમાં બીજી બાજૂ ઢળી પડતું હતું.

ગાડીની સાથે સાથે ચાલતો પેલો રક્ષક સૈનિક કેદીના પગ વારે વારે સરખા કર્યે જતો હતો. નેખ્લ્યુડોફ પણ ગાડીની પાછળ પાછળ ચાલ્યો.

## પ્રકરણ સાડત્રીસમું

**દ**રવાજે એક આગના બંબાવાળો* ચોકી કરતો ઊભો હતો તેને વટાવી ગાડી પોલીસસ્ટેશનના ચોગાનમાં ગઈ અને ત્યાં એક બીજું દ્વાર આવ્યું ત્યાં ઊભી રહી.

ચોગાનમાં બીજા કેટલાક બંબાવાળા બાંયો ચડાવીને એક રેંકડી સાફ કરતાં કરતાં મોટે અવાજે વાતો કરી રહ્યા હતા. ગાડી

* **મૉસ્કો**માં બંબાઘર ને પોલીસસ્ટેશન મોટે ભાગે ભેગાં જ હોય છે.

ઊભી રહી એટલે કેટલાક પોલીસો તેની આસપાસ ફરી વળ્યા ને કેદીનું ચેતન વિનાનું શરીર બાથમાં પકડી ગાડીમાંથી ઊંચકી ગયા. ગાડી આ કેદીના શરીરના વજનને લીધે ચૂંચૂં અવાજ કરવા લાગી.

કેદીનું આ મુડદું લઇને આવેલા પોલીસે પોતાના હાથને ખાલી ચડી ગઈ હતી તેથી તે હાથ હલાવ્યો, પોતાને માથેથી ટોપી કાઢી નાખી અને ક્રોસની નિશાની કરી. એ મુડદાને દ્વારની અંદર થઇને ઉપર લઈ જવામાં આવ્યું. નેખ્લ્યુડોફ તેની પાછળ પાછળ ગયો. મુડદું એક નાનકડી ગંદી ઓરડીમાં આણ્યું. ત્યાં ચાર ખાટલા ઢાળેલા પડયા હતા. આમાંના બે ખાટલા પર બે દરદીઓ ઝભ્ભાભર પડયા હતા, તેમાંના એક દરદીનું મોં વાંકું હતું ને તેને ગળે પાટો બાંધેલો હતો અને બીજો દરદી ક્ષયરોગી હતો. બીજા બે ખાટલા ખાલી હતા એટલે એમાંના એક ખાટલા પર આ કેદીને સુવાડયો; એટલામાં એક ઢીંચકો આદમી ત્યાં ઉતાવળે પગલે આવી પહોંચ્યો. તેની આંખો વિલક્ષણ તેજથી ચમકતી હતી, ને તેનાં પોપચાં તે સતત રીતે પટપટાવ્યા કરતો હતો. તેણે ફક્ત અંદરનાં કપડાં ને મોજાં જ પહેર્યાં હતાં. આવીને તેણે પહેલાં કેદી તરફ ને પછી નેખ્લ્યુડોફ તરફ નજર કરી અને પછી મોટે અવાજે ખડખડ હસી પડયો. આ એક ચસકેલ આદમી હતો ને તેને અહીંની પોલીસહૉસ્પિતાલમાં રાખ્યો હતો.

'બધા મને બીવરાવી મારવા માગે છે; પણ ના, એમાં એમનો કંઈ લાગ ફાવવાનો નથી,' તે બોલ્યો.

પોલીસ મુડદું લઇ આવ્યો એટલે તેની પાછળ પાછળ એક પોલીસઅમલદાર ને એક મદદનીશ દાક્તર એમ બે જણ આવ્યા.

દાક્તર તે કેદીના શરીર પાસે આવ્યો અને તેનો તલકાવાળો હાથ તેણે ઊંચો કરી જોયો. આ હાથ હજુ અક્કડ નહોતો થઈ

ગયો, પણ ક્યારનો હૈડો પડી ગયો હતો તથા મરી ગએલા માણસના જેવો ફીકો બની ગયો હતો. ઘણી વાર તેણે તે થોભી રાખ્યો ને પછી તે પડતો મૂક્યો. ચેતન ન હોય એવી રીતે તે મુડદાના પેટ પર પડ્યો.

'પતી ગયું છે બધું' દાક્તરે કહ્યું, પણ હજુ બધું કામ વિધિસર કરવાની સ્પષ્ટ ઇચ્છાથી તેણે કેદીનું જાડું ભીનું પહેરણ ઉઘાડી ખુલ્લું કર્યું અને પોતાના વાંકડિયા વાળ આઘા હડસેલી કેદીની ફીકી, વિશાળ, નિશ્ચેષ્ટ છાતી આગળ પોતાના કાન માંડ્યા. પણ સઘળું શાન્ત પડી ગયું હતું. મદદનીશ દાક્તર ફરી ઊભો થયો, પોતાનું માથું ધુણાવ્યું, ને પછી પોતાની આંગળીઓ વડે કેદીની ફાટેલી, એકીટશે જોઇ રહેલી, ભૂરી આંખોનાં બન્ને પોપચાં વારા ફરતી તપાસ્યાં.

'હું કંઇ નથી બીતો, હું કંઇ નથી બીતો,' દાક્તર તરફ થૂંકીને પેલો ગાંડિયો લવાન કરવા લાગ્યો.

'કાં?' પોલીસઅમલદારે પૂછ્યું.

'કાં શું?' દાક્તરે કહ્યું, 'મૃતસ્થાનમાં રાખો એને.'

'જો જો હો, કંઇ ઉતાવળ ન કરી બેસતા! ખાતરી છે ને તમને?' પોલીસઅમલદારે કહ્યું.

'આટલાં બધાં વરસ કંઈ પાણીમાં નથી કાઢ્યાં મેં,' મુડદા પર પહેરણ સરખું કરતાં કરતાં દાક્તરે કહ્યું. 'તોય આપણે મેથ્યુ ઇવાનિચને બોલાવીએ. એ આવીને તપાસી જુએ. પેટ્રોફ, એમને બોલાવો,' આમ કહી મદદનીશ દાક્તર મુડદા આગળથી આઘો ખસી ગયો.

'એને મૃતસ્થાનમાં લઇ જાઓ,' પોલીસઅમલદારે કહ્યું. 'પછી તારે ઑફિસમાં આવીને સહી કરવાની છે,' મુડદા પાસેથી

પળવાર પણ નહિ ખસેલા ને તેની પાસે ને પાસે ઊભા રહેલા પેલા રક્ષક સૈનિકને તેણે કહ્યું.

'જી હા, સાહેબ,' રક્ષક સૈનિકે કહ્યું.

પોલીસ મુડદું ઊંચકીને વળી પાછો નીચે લઈ ગયો. નેખ્લ્યુડોફને તેની પાછળ પાછળ જવું હતું, પણ પેલા ગાંડિયાએ એને રોકી રાખ્યો.

'તમે કંઇ મારી સામેના કાવતરામાં સામેલ નથી, માટે તમે તો મને એક સિગારેટ આપો,' તે બોલ્યો, એટલે નેખ્લ્યુડોફે પોતાની સિગારેટપેટી કાઢી તેમાંથી એક સિગારેટ તેને આપી.

પછી એ ગાંડિયાએ, આ બધા લોકો વિચારસૂચન (થોટસજેશન)દ્વારા પોતાને પજવી રહ્યા છે એવી વાત, સતત રીતે પોપચાં પટપટાવતાં, એને કહેવા માંડી.

'જુઓને, સૌ મારી સામે થયા છે, ને પોતાના માધ્યમો મારફત મને પજવીને હેરાન કરી રહ્યા છે.'

'ભલા થઇને મને જવા દો,' નેખ્લ્યુડોફે કહ્યું અને તેની વાત પર વિશેષ લક્ષ ન આપતાં એ તે ઓરડીમાંથી નીકળી ચોગાનમાં આવ્યો: કેમકે પેલા મુડદાને ક્યાં રાખે છે એ જોવાની એની ઇચ્છા હતી.

પેલા પોલીસો મુડદું ઉપાડીને ચોગાન તો ક્યારનું વટાવી ચૂક્યા હતા અને એક ભંડકિયાના દ્વારમાં પેસતા હતા. નેખ્લ્યુડોફને તેમની નિકટ જવું હતું, પણ પોલીસઅમલદારે એને અટકાવ્યો.

'તમારે શું કામ છે?'

'કંઇ નહિ.'

'કંઈ નહિ? ત્યારે જતા રહો.'

તેનો હુકમ માન્ય રાખી નેખ્લ્યુડોફ પોતાની ગાડી પર

પાછો ફર્યો, તો ગાડીવાળો ત્યાં ઝોકાં ખાતો હતો. નેખ્લ્યુડોફે તેને જગાડયો અને તેમણે રેલવે સ્ટેશન ભણી ગાડી પાછી હંકારી.

માંડ સો વાર જેટલે આગળ ગયા ત્યાં તેમને બંદૂકધારી રક્ષક સૈનિકના સાથમાં ચાલતું એક ગાડું મળ્યું. આ ગાડામાં એક બીજો કેદી પડયો હતો અને તે તો નિઃશંક રામશરણ થઈ ગયો હતો, એ સ્પષ્ટ જોઈ શકાતું હતું. ગાડામાં કેદી ચત્તોપાટ સૂતો હતો, તેને માથે મૂકેલી વાડકાટોપી માથા પરથી ખસીને નાક પર આવી રહી હતી, અને ચાલતાં ચાલતાં ગાડામાં આંચકા આવતા હતા તે દરેક આંચકાની સાથે તેનું બોડાવેલું માથું હાલતું હતું ને ઊછળીને પછડાતું હતું. ગાડું હાંકનારો ભારે બૂટ પહેરીને તથા હાથમાં લગામ ઝાલીને ગાડાની પડખે પડખે ચાલતો હતો, અને એક પોલીસ પગપાળો પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. આ જોઇને નેખ્લ્યુડોફે પોતાના ગાડીવાનને ખભે હાથ અડકાડયો.

'જુઓ તો ખરા, આ લોકો આજે શો જુલમ કરી રહ્યા છે તે,' ઘોડાને રોકી ગાડીવાને કહ્યું.

નેખ્લ્યુડોફ ગાડીમાંથી નીચે ઊતર્યો ને બીજી વાર પાછો ચોકીદાર પાસે થઈને પોલીસસ્ટેશનના દરવાજામાં દાખલ થયો. અત્યાર સુધીમાં પેલા બંબાવાળાઓ રેંકડી સાફ કરી રહ્યા હતા એટલે તેમને ઠેકાણે એક ઊંચો પાતળો આદમી ચોતરફ ભૂરી પટ્ટીવાળી ટોપી પહેરીને ઊભો હતો. તે બંબાવાળાનો ઉપરી હતો. એક બંબાવાળો એક ખાધેલ પીધેલ ને જાડી ગરદનવાળા કયાડા વાળી ઘોડાને આમતેમ ફેરવતો હતો તેના તરફ કરડી નજરે જોતો તે પોતાના કોટના ખીસામાં હાથ નાખીને ઊભો હતો. આ ઘોડો આગલે પગે લંગડો થયો હતો, ને તેની પાસે એક ઘોડાદાક્તર ઊભો હતો તેને બંબાખાનાનો ઉપરી રોષભર્યે અવાજે કંઇક કહી રહ્યો હતો.

પોલીસઅમલદાર પણ ત્યાં જ ઊભો હતો. બીજું મુડદું આવેલું દેખી તે રક્ષક સૈનિક કને ગયો.

'ક્યાંથી આણ્યો આને?' અણગમાથી માથું ધુણાવી તેણે કહ્યું.

'ગોર્બાટોવ્સ્કાયાથી,' પોલીસે જવાબ આપ્યો.

'કેદી છે?' બંબાખાનાના ઉપરીએ પૂછ્યું.

'હા. આ બીજો આજનો.'

'હું, કીધા વિના નહિ ચાલે હો કે એ લોકોની વ્યવસ્થા બહુ વિચિત્ર ને ખામીભરી હોય છે. અલબત્ત, આજનો દિવસ પણ તાપથી સડસડી જવાય એવો છે,' બંબાખાનાના ઉપરીએ કહ્યું; પછી, લંગડા ઘોડાને દોરીને ચલાવતા પેલા બંબાવાળા ભણી ફરીને તેણે હાક મારીઃ

'બાંધ એને ખૂણાના તબેલામાં, કુત્તા, ને તારા કરતાં કેટલાએગણી કિંમતના ઘોડાઓને લંગડા કરી મૂકે છે તે તને બરાબર ખબર પાડવી પડશે, હરામજાદા.'

આ મુડદું પણ પોલીસે પહેલા મુડદાની જેમ જ ગાડામાંથી બહાર કાઢ્યું અને એ જ રીતે ઉપર ઇસ્પિતાલમાં લઇ ગયો. જાણે સંમોહનવિદ્યાથી ખેંચાયો હોય એમ નેખ્લ્યુડોફ પણ પાછળ પાછળ ગયો.

'શું કામ છે તમારે?' એક પોલીસે પૂછ્યું. પણ નેખ્લ્યુડોફે તેને ઉત્તર આપ્યો નહિ અને પેલું મુડદું લઇ જતા હતા તેની પાછળ પાછળ ચાલ્યો. પેલો ગાંડિયો એક ખાટલા પર બેઠો બેઠો નેખ્લ્યુડોફે આપેલી સિગારેટ ભારે તલપથી પી રહ્યો હતો.

'ઓહો, તમે પાછા આવ્યા, ખરું ને?' એમ કહીને તે હસી પડ્યો. મુડદું દેખ્યું એટલે કટાણું મોં કરીને તે બોલ્યોઃ 'વળી બીજું! આવું આવું દેખીને તો કંટાળી ગયો હું. હું કંઇ

નાનો ફીક્કો નથી; છું કંઇ ભઇ?' આમ બોલી પૃચ્છાપૂર્વક સ્મિત કરી તેણે નેખ્લ્યુડોફ ભણી જોયું.

નેખ્લ્યુડોફ એ નિષ્પ્રાણ કેદીને જોઈ રહ્યો હતો. ટોપી આડી આવી જવાથી તેનું મોઢું અત્યાર સુધી ઢંકાઇ ગયું હતું તે હવે ટોપી ખસેડવાથી જોઇ શકાતું હતું. તેનું મુખ તેમ આખું શરીર દેખાવડું હતું. એ માણસ જીવનના પૂરબહારમાં હતો. એનું અડધું માથું બોડી નાખેલું હોવાથી ચહેરો બેડોળ લાગતો હતો છતાં, તેની કાળી નિશ્ચેતન આંખોની ઉપર કંઇક કમાનને આકારે આવા રહેલું ને બહુ ઊંચું નહિ પણ સીધું એવું તેનું કપાળ સુંદર હતું અને તેજ રીતે તેની પારવી કાળી મૂછો પર આવી રહેલું તેનું નાક પણ સુંદર હતું. તેના કાળા પડવા માંડેલા હોઠ પર સ્મિત રમતું હતું. મોઢાના નીચલા ભાગ પર નાનકડી દાઢી ઊગી નીકળી હતી અને માથાની બોડેલી બાજૂએ સુદૃઢ આકારનો ઘાટીલો કાન જોઇ શકાતો હતો. તેના મુખ પરના ભાવ શાંત, ગંભીર, ને માયાભર્યા હતા.

કોઇ પણ જોઇ શકે એમ હતું કે આ માણસમાં ઉચ્ચતર જીવનની શક્યતાઓ રહેલી તે અત્યારે તેના મોતથી નષ્ટ થઇ ગઇ હતી. વળી તેના હાથ તથા બેડીથી જકડેલા પગનાં નમૂનેદાર હાડ અને તેના પ્રમાણબદ્ધ અવયવના મજબૂત સ્નાયુઓ બતાવી આપતાં હતાં કે આ બધી સામગ્રીનો માલિક જીવતો હશે ત્યારે એક ભારે સુંદર, સબળ ને ચપળ માનવપ્રાણી હશે. આને માનવીરૂપે ન જુઓ તોપણ પેલો જે જાડો ઘોડો લંગડો થઈ ગયો તેમાં બંબાખાનાનો ઉપરી આટલો બધો તપી ગએલો તે ઘોડા કરતાં આ કેદી અનેક રીતે વિશેષ સુવિકસિત હતો.

છતાં તેને મારી નાખવામાં આવ્યો હતો, અને, આવું સરસ માનવી માર્યું ગયું એ ખાતે કોઇને ખેદ થતો નહોતો એટલું જ

નહિ પણ, તેના મરણથી હાલતુંચાલતું સેવા આપતું સરસ પ્રાણી માર્યું ગયું એટલે ખેદ તો ઓછામાં ઓછો થવો જોઇતો હતો તે પણ કોઇને થતો નહોતો. તેના મરણથી જો કોઈ જાતની લાગણી થતી હોય તો તે એટલી જ કે તેનું મુડદું ઝપાટાબંધ સડવા માંડે એવી દહેશત હતી, એટલે તે તરત ઠેકાણે પાડવા માટે સૌને તસ્દી લેવી પડે એમ હતું અને તે તસ્દીને કારણે સૌને તેના તરફ ખીજવાટની લાગણી થતી હતી. આથી મુડદાની તપાસ માટે દાક્તર ને મદદનીશ દાક્તર બન્ને એ પોલીસ-સ્ટેશનના ઇન્સ્પેકટર સાથે ઇસ્પિતાલમાં આવ્યા. દાક્તર ભરાવદાર બાંધાનો આદમી હતો, ને તેણે ચાઈનાસિલ્કનો કોટ તથા ચોરણો પહેર્યાં હતાં. ચોરણો તેના સ્નાયુબદ્ધ સાથળ સાથે ચપોચપ આવી રહ્યો હતો. ઇન્સ્પેક્ટર જાડો ઢીચકો માણસ હતો. તેનો ચહેરો મૂળે દડા જેવો ગોળ ને લાલચોળ હતો, તેમાં વળી તેને મોંમાં હવા ભરી ગાલ ફુલાવવાની ને પછી પાછી હવા કાઢી નાખવાની ટેવ હતી, એટલે હવા ભરતી વખતે તેનો ચહેરો કુદરતી રીતે હતો તેથી પણ વિશેષ ગોળ ને લાલચોળ લાગતો હતો. દાક્તર આ મરી ગએલા માણસની પાસે તેને સુવાડેલો તે ખાટલા પર બેઠો, પછી થોડી વાર પહેલાં મદદનીશ દાક્તરે કર્યું હતું તેમ તેણે પણ એ કેદીના હાથ ઊંચા કર્યા, પોતાનાં કાન તેની છાતી આગળ ધર્યાં, અને પછી ખેંચીને પોતાનો ચોરણો સરખો કરતો તે ખાટલા પરથી ઊભો થયો.

‘મરવામાં કંઇ બાકી રહ્યું નથી,’ તે બોલ્યો.

ઇન્સ્પેકટરે મોંમાં હવા ભરી ગાલ ફુલાવ્યા ને પછી પાછી હવા કાઢી નાખી.

‘કઇ જેલમાંથી આવે છે આ?’ તેણે રક્ષક સૈનિકને પૂછ્યું.

સૈનિકે તે જેલનું નામ આપ્યું ને યાદ આપ્યું કે આ મરી ગએલા કેદીના પગમાં હજુ બેડીઓ છે.

'હું એ કઢાવી નાખીશ; ભગવાનની મહેરથી અહીં અમારી પાસે એક લુહાર છે,' ઇન્સ્પેક્ટરે કહ્યું, ને ફરી પાછી ગાલમાં હવા ભરી ધીરે ધીરે તે પાછી બહાર કાઢતો તે દ્વાર ભણી ચાલ્યો.

'આવું કેમ બન્યું?' નેખ્લ્યુડોફે દાક્તરને પૂછ્યું.

દાક્તરે પોતાના ચશ્માની આરપાર જોઇ તેની સામે નજર ફેંકી.

'શું કેમ બન્યું? આ લોકો તડકામાં કેમ મરી જાય છે, એમ તમે પૂછો છો ને? એનું કારણ આ. આખો શિયાળો એ લોકો કંઇ કસરત વિના ને પ્રકાશ વિના ગોંધાઇને પડ્યા રહે છે, ને પછી એકાએક એમને આવા ધગધગતા દિવસે તડકામાં ઉપાડવામાં આવે છે: એ લોકો કૂચ કરે છે તે પણ મોટા કાફલામાં, એટલે એમને જરાએ હવા મળતી નથી, પરિણામે આમ લૂ લાગીને મરી જાય છે.'

'ત્યારે એમને રવાના જ શું કામ કરતા હશે?'

'ઓહો, એ બાબત તો, જે લોકો રવાના કરતા હોય એમને જઇને પૂછો. પણ હું જરા પૂછું તમને કે તમે કોણ છો?'

'હું તો ત્રાહિત આદમી છું.'

'ઓહો, એમ! વારુ ત્યારે, રામરામ. તમારી સાથે વાતચીત કરવાની મને ફુરસદ નથી.' દાક્તર ખિજાયો હતો, એટલે તેણે પોતાના ચોરણાને આંચકો મારી જરા નીચે ઉતાર્યો, અને દરદીઓના ખાટલા ભણી ચાલ્યો.

'કાં, કેમ છે તબિયત?' વાંકું મોઢું ને ગરદને પાટો એવો પેલો ફીકા ચહેરાનો દરદી હતો તેને તેણે પૂછ્યું.

એટલામાં પેલો ગાંડિયો એક ખાટલા પર બેઠો, ને સિગારેટ

ફૂંકતો હતો તે પૂરી થઈ ગઈ એટલે દાક્તર બેઠો હતો તે બાજૂએ થૂંકવા લાગ્યો.

નેખ્લ્યુડૉફ નીચે ઊતરી ચોગાનમાં આવ્યો, ત્યાંથી રસ્તામાં બંબાવાળાનાં ઘોડાં, મુરઘીઓ, અને પિત્તળનો ટોપ પહેરી પહેરો ભરતો ઊભેલો સંત્રી એ બધાંને વટાવી દરવાજા બહાર આવ્યો ને પોતાની ગાડીમાં બેઠો. એનો ગાડીવાળો વળી પાછો ઊંઘી ગયો હતો.

## પ્રકરણ આડત્રીસમું

નેખ્લ્યુડૉફ સ્ટેશને પહોંચ્યો ત્યારે બધાં કેદીઓ બારીએ સળિયા જડેલા એવા ડબ્બાઓમાં બેસી ગયાં હતાં. કેટલાંક માણસો એમને વળાવવા આવ્યાં હતાં તે સ્ટેશનના પ્લેટફૉર્મ પર ઊભાં હતાં, પણ તેમને ડબ્બા નજીક જવા નહોતા દેતા.

રક્ષક સૈનિકો તે દિવસે અતિશય સંતાપ પામ્યા. જેલથી સ્ટેશને પહોંચતાં સુધીમાં નેખ્લ્યુડૉફે જોયા તે બે જણ ઉપરાંત બીજા ત્રણ કેદીઓ લૂ લાગવાથી મરી ગયા હતા. આમાંથી એકને પાસેના પોલીસસ્ટેશને લઇ ગએલા, અને બીજા બે રેલવે સ્ટેશન પર મરણ પામેલા. પણ રક્ષક સૈનિકોને જે સંતાપ થતો હતો તે આવા પ્રાણઘાતક સંજોગોમાં ન મુકાયા હોત તો જીવી શકયા હોત એવા પાંચ આદમીઓ પોતાના રક્ષણ નીચે મરી ગયા તેનો નહોતો થતો, તેમને સંતાપ થતો હતો તે તો આવા પ્રસંગે કાયદેસર રીતે જે વિધિઓ કરવી પડે તેમાંની કોઇ ભૂલ્યેચૂકે ક્યાંક રહી ન જાય

તેના ઉચાટને લીધે થતો હતો. આવી રીતે મરણ પામેલા માણસોનાં મુડદાં મુકરર કરેલે ઠેકાણે પહોંચાડવાં, એમનો સરસામાન તથા એમને લગતાં કાગળિયાં યોગ્ય અધિકારીને રીતસર સોંપી દેવાં, ને નિઝ્ની લઈ જવાના કેદીઓની યાદીમાંથી એમનાં નામ કમી કરવાં અને એ બધું આવા કાળા ઉનાળાના તાપમાં કરવું એ વસ્તુ એમને અતિશય સંતાપ આપતી હતી.

રક્ષક સૈનિકો લાંબા વખત સુધી રોકાઈ રહ્યા તે પણ આ જ કામમાં, અને એ બધું કામ પતી ન ગયું ત્યાં સુધી નેખ્લ્યુડોફ વગેરે માણસો ડબ્બા આગળ જઈ પોતપોતાના સંબંધી કેદીને મળવા માગતા હતા છતાં તેમને ત્યાં જવાની પરવાનગી મળી નહિ. પણ નેખ્લ્યુડોફે તો એ રક્ષક દળના હવાલદારને ચા-પાણીના થોડા પૈસા આપ્યા, એટલે એને તો તરત ડબ્બા પાસે જવાની રજા મળી ગઈ. આ રીતે એ હવાલદારે નેખ્લ્યુડોફને આગળ પસાર તો થવા દીધો, પણ તેણે એને ચેતવી દીધો કે તમારે ડબ્બા આગળ જલદીથી પહોંચી જવું અને બીજા અમલદારો દેખે એ પહેલાં કેદી સાથેની વાતચીત પતાવી દેવી. ટ્રેઇનમાં એકંદર અઢાર ડબ્બા જોડેલા હતા, તેમાંનો એક સાથે જનારા અમલદાર લોકોનો હતો, ને બાકી સત્તર હતા તે કેદીઓથી ચિકાર ભરાઈ ગયા હતા. આ ડબ્બાઓની પડખે થઈને પસાર થતાં થતાં અંદર જે વાતચીત વગેરે ચાલી રહ્યું હતું તે નેખ્લ્યુડોફ કાન માંડીને સાંભળતો ગયો એટલે એને જણાયું કે બધા ડબ્બામાં બેડીઓનો ખણખણાટ અને બીજો અવાજ થઈ રહ્યો હતો ને વચ્ચે વચ્ચે

* આશરે ૧૮૮૦ની સાલમાં મોસ્કોમાં બૂટિર્સ્કી જેલથી નિઝ્ની જવાના રેલવે સ્ટેશને પહોંચતાં રસ્તામાં તાપમાં લૂ લાગવાથી એક જ દિવસમાં પાંચ કેદીઓ મરણ પામેલા.—**ટૉલ્સ્ટૉય**

મોટા હોકારા ને અર્થશૂન્ય પ્રલાપ સંભળાતો હતો, પણ પોતાના જે બંદીવાન ભાઇઓ હમણાં મરણ પામેલા તેમને વિશે એક હરફ સરખો કોઈ ઉચ્ચારતું નહોતું. સૌ કોઇ સરસામાનના કોથળા, પીવાનું પાણી, ને બેસવાની જગા વિશે જ વાત કરી રહ્યું હતું.

એક ડબ્બામાં નજર નાખતાં બે રક્ષક સૈનિકોને કેદીઓની હાથકડીઓ કાઢતાં દીઠા. કેદીઓ પોતાના હાથ ધરી રાખતા હતા, એટલે એક સૈનિક ચાવી લઇને તેમની બેડીઓ ઉઘાડીને કાઢી લેતો હતો ને બીજો આવી રીતે કાઢી લીધેલી બેડીઓ એકઠી કરતો હતો.

પુરુષકેદીઓના બધા ડબ્બા પૂરા થયા એટલે નેખ્લ્યુડોફ સ્ત્રીકેદીઓના ડબ્બા પાસે આવી પહોંચ્યો. આમાં બીજા ડબ્બા આગળથી નીકળ્યો તો કોઈ બાઇનો 'ઓયવોય! હે ભગવાન! હાય! અરેરે!' એવો આર્ત્તનાદ આવતો સંભળાયો.

આ ડબ્બો વટાવીને એક સિપાઇએ ચીંધેલા ત્રીજા ડબ્બાની બારી ભણી નેખ્લ્યુડોફ ગયો. આ બારી નજીક એણે પોતાનું મોં આણ્યું તો અંદરથી માનવશરીરના પરસેવાથી ગંધાતી ઊની હવા આવતી લાગી તથા સ્ત્રીઓના સાદનો તીણો અવાજ એને સ્પષ્ટ રીતે સંભળાયો.

ડબ્બાની બધી બેઠકો લાલચોળ બની ગએલાં મોઢાંવાળી, પરસેવે રેબઝેબ થઇ ગએલી, ને મોટા હોકારા પાડી વાતો કરતી બૈરીઓથી ચિક્કાર ભરાઇ ગઇ હતી. આ બૈરીઓએ જેલના ઝબ્બા ને સફેદ જાકીટ પહેર્યાં હતાં. બારીમાં નેખ્લ્યુડોફનું મોઢું દેખીને એમનું સૌનું એ તરફ લક્ષ ગયું. નજીક બેઠી હતી તે બાઇઓ એને દેખી વાતો કરતી બંધ પડી ગઇ અને એની નિકટ સરી.

માસ્લોવા આ વખતે સફેદ જાકીટ પહેરીને ઉઘાડે માથે સામેની બારી આગળ બેઠી હતી. પેલી ફૂટડી હસમુખી થીઓડોસિયા માસ્લોવા કરતાં એની વિશેષ નિકટ બેઠી હતી. નેખ્લ્યુડોફને દેખી એને તેણે ઓળખી કાઢ્યો, અને જરાક કોણીનો ગોદો મારી માસ્લોવાનું બારી ભણી લક્ષ ખેંચ્યું.

માસ્લોવા એકદમ ઊઠી, માથે રૂમાલ બાંધી લીધો, અને તાપને લીધે લાલચોળ બની ગએલું મોં મરકાવતી તે બારી પાસે આવી અને બારીનો સળિયો પકડીને ઊભી.

'તાપ બહુ છે, ખરું ?' પ્રસન્ન સ્મિત કરીને તેણે કહ્યું.

'બધી ચીજવસ્તુ મળી ગઈ ?'

'હા, આભાર થયો.'

'બીજું કંઈ વધારે જોઈએ છે ?' નેખ્લ્યુડોફે પૂછયું. આ વખતે જાણે ભઠ્ઠીમાંથી આવતી હોય એવી ઊની હવા એ ધગધગતા ડબ્બામાંથી આવી.

'ના, તમારી મહેરબાની છે; કંઈ જોઈતું નથી બીજું.'

'થોડું પાણી મળે તો સારું,' થીઓડોસિયાએ કહ્યું.

'હા, થોડું પાણી મળે તો સારું,' માસ્લોવાએ સાદ પુરાવ્યો.

'કેમ, અહીં બિલકુલ પાણી જ નથી ?'

'એ લોકોએ થોડું રાખ્યું'તું ખરું, પણ એ બધું ખલાસ થઇ ગયું.'

'હમણાં જ જઇને રક્ષક સૈનિકને કહું છું એ વિશે. નિઝ્‌ની પહોંચશું ત્યાં સુધી હવે આપણે મળી નહિ શકીએ.'

'કેમ, તમે પણ આવો છો ?' જાણે ન જાણતી હોય એવી રીતે માસ્લોવાએ કહ્યું ને પછી નેખ્લ્યુડોફ તરફ પ્રસન્નતાભરી દૃષ્ટિ નાખી.

મોટા હોકારા ને અર્થશૂન્ય પ્રલાપ સંભળાતો હતો, પણ પોતાના જે બંદીવાન ભાઇઓ હમણાં મરણ પામેલા તેમને વિશે એક હરફ સરખો કોઈ ઉચ્ચારતું નહોતું. સૌ કોઇ સરસામાનના કોથળા, પીવાનું પાણી, ને બેસવાની જગા વિશે જ વાત કરી રહ્યું હતું.

એક ડબ્બામાં નજર નાખતાં બે રક્ષક સૈનિકોને કેદીઓની હાથકડીઓ કાઢતાં દીઠા. કેદીઓ પોતાના હાથ ધરી રાખતા હતા, એટલે એક સૈનિક ચાવી લઇને તેમની બેડીઓ ઉઘાડીને કાઢી લેતો હતો ને બીજો આવી રીતે કાઢી લીધેલી બેડીઓ એકઠી કરતો હતો.

પુરુષકેદીઓના બધા ડબ્બા પૂરા થયા એટલે નેખ્લ્યુડોફ સ્ત્રીકેદીઓના ડબ્બા પાસે આવી પહોંચ્યો. આમાં બીજા ડબ્બા આગળથી નીકળ્યો તો કોઈ બાઇનો 'ઓયવોય ! હે ભગવાન ! હાય ! અરેરે !' એવો આર્ત્તનાદ આવતો સંભળાયો.

આ ડબ્બો વટાવીને એક સિપાઇએ ચીંધેલા ત્રીજા ડબ્બાની બારી ભણી નેખ્લ્યુડોફ ગયો. આ બારી નજીક એણે પોતાનું મોં આણ્યું તો અંદરથી માનવશરીરના પરસેવાથી ગંધાતી ઊની હવા આવતી લાગી તથા સ્ત્રીઓના સાદનો તીણો અવાજ એને સ્પષ્ટ રીતે સંભળાયો.

ડબ્બાની બધી બેઠકો લાલચોળ બની ગએલાં મોઢાંવાળી, પરસેવે રેબઝેબ થઇ ગએલી, ને મોટા હોકારા પાડી વાતો કરતી બૈરીઓથી ચિક્કાર ભરાઇ ગઇ હતી. આ બૈરીઓએ જેલના ઝબ્બા ને સફેદ જાકીટ પહેર્યાં હતાં. બારીમાં નેખ્લ્યુડોફનું મોઢું દેખીને એમનું સૌનું એ તરફ લક્ષ ગયું. નજીક બેઠી હતી તે બાઇઓ એને દેખી વાતો કરતી બંધ પડી ગઇ અને એની નિકટ સરી.

માસ્લોવા આ વખતે સફેદ જાકીટ પહેરીને ઉઘાડે માથે સામેની બારી આગળ બેઠી હતી. પેલી ફૂટડી હસમુખી થીઓડોસિયા માસ્લોવા કરતાં એની વિશેષ નિકટ બેઠી હતી. નેખ્લ્યુડોફને દેખી એને તેણે ઓળખી કાઢયો, અને જરાક કોણીનો ગોદો મારી માસ્લોવાનું બારી ભણી લક્ષ ખેંચ્યું.

માસ્લોવા એકદમ ઊઠી, માથે રૂમાલ બાંધી લીધો, અને તાપને લીધે લાલચોળ બની ગએલું મોં મરકાવતી તે બારી પાસે આવી અને બારીનો સળિયો પકડીને ઊભી.

‘તાપ બહુ છે, ખરું ?’ પ્રસન્ન સ્મિત કરીને તેણે કહ્યું.

‘બધી ચીજવસ્તુ મળી ગઈ ?’

‘હા, આભાર થયો.’

‘બીજું કંઈ વધારે જોઈએ છે ?’ નેખ્લ્યુડોફે પૂછ્યું. આ વખતે જાણે ભઠ્ઠીમાંથી આવતી હોય એવી ઊની હવા એ ધગધગતા ડબ્બામાંથી આવી.

‘ના, તમારી મહેરબાની છે; કંઈ જોઈતું નથી બીજું.’

‘થોડું પાણી મળે તો સારું,’ થીઓડોસિયાએ કહ્યું.

‘હા, થોડું પાણી મળે તો સારું,’ માસ્લોવાએ સાદ પુરાવ્યો.

‘કેમ, અહીં બિલકુલ પાણી જ નથી ?’

‘એ લોકોએ થોડું રાખ્યું’તું ખરું, પણ એ બધું ખલાસ થઇ ગયું.’

‘હમણાં જ જઇને રક્ષક સૈનિકને કહું છું એ વિશે. નિઝની પહોંચશું ત્યાં સુધી હવે આપણે મળી નહિ શકીએ.’

‘કેમ, તમે પણ આવો છો ?’ જાણે ન જાણતી હોય એવી રીતે માસ્લોવાએ કહ્યું ને પછી નેખ્લ્યુડોફ તરફ પ્રસન્નતાભરી દૃષ્ટિ નાખી.

'હું પછીની ગાડીમાં આવું છું.'

માસ્લોવા કંઇ બોલી નહિ, ઊંડો નિસાસો જ તેણે નાખ્યો.

'જી, કહે છે કે બાર કેદીઓને આ લોકોએ આજે રામશરણ પહોંચાડી દીધા, એ સાચી વાત ?' પુરુષના જેવા ઘેરા સાદવાળી ને સખત દેખાવની એક વૃદ્ધ કેદીબાઇએ પૂછ્યું.

આ કોરાબ્લેવા હતી.

'બારની વાત તો મેં નથી સાંભળી, પણ બેને મેં નજરે દીઠા,' નેખ્લ્યુડોફે કહ્યું.

'કહે છે એ લોકોએ તો બારને રહેંસી નાખ્યા. તે એમને કોઇ નહિ પૂછે એ બાબતમાં ? જુઓ તો ખરા ! રાક્ષસ છે નર્યા !'

'ને ઓરતોમાંથી કોઇ કંઇ માંદું સાજું નથી થયું ?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'ઓરતોમાં તો વધુ જોર હોય છે,' એક બીજી કેદી બાઇ–ઠીંગણી નાનકડી બાઈ–બોલી ને પછી ખડખડ હસી પડી: 'ફક્ત એક ઓરત છે તેને બરાબર આ ટાણે જ સુવાવડનું મૂરત આવ્યું છે. જુઓ તો બરાડા પાડે છે તે,' આર્ત્તનાદ આવતો હતો તે બાજૂનો ડબ્બો બતાવીને તેણે કહ્યું.

'તમે પૂછતા'તા કે કંઇ જોઇએ છે,' હોઠ પર આનંદનું સ્મિત પથરાઇ જતું હતું તેને ખાળી રાખી માસ્લોવા બોલી, 'તે આ બાઇ બાપડી આટલી બધી કષ્ટાઇ રહી છે તેને પાછળ રાખવાની તજવીજ ન થઇ શકે કંઇ ? જુઓ ને, ઓ રહ્યા પેલા અમલદારો, તમે જો એમને જરા કહી જુઓ તો—'

'જરૂર, હું કહું.'

'ને એક બીજી વાત: આને એના ધણી–ટારાસ–નો મેળાપ ન થઇ શકે ?' સ્મિતમુખી થીઓડોસિયાને આંખ વડે બતાવીને

તેણે કહ્યું. 'તે પણ તમારી સાથે જ આવે છે, ખરું ને?'

'સાહેબ, આપે વાતો નથી કરવાની એમની સાથે,' રક્ષક દળના એક હવાલદારે કહ્યું.

આ હવાલદાર તે નેખ્લ્યુડોફને અહીં આવવા દીધો હતો તે નહિ પણ બીજો હતો એટલે નેખ્લ્યુડોફ એ ડબ્બા આગળથી ખસી ગયો અને પ્રસવવેદના ભોગવી રહેલી પેલી બાઈ વિશે તેમ ટારાસ વિશે વાત કરી જોવા કોઈ અમલદારની શોધ કરવા લાગ્યો, પણ ઝાઝી વાર સુધી એને કોઇ અમલદારનો પત્તો લાગ્યો નહિ, તેમ રક્ષક સૈનિકોમાંથી કોઇની કનેથી એ અમલદાર ક્યાં મળે તેની બાતમી પણ એને મળી નહિ. કેમકે અત્યારે સૌ ભારે ધમાલમાં પડ્યા હતા; કેટલાક કોઇ કેદીને આમતેમ લઇ જતા હતા, બીજા કંઈ ખાદ્ય સામગ્રી લેવા હડી કાઢતા હતા, કેટલાક વળી પોતાનો સરસામાન ડબ્બામાં મૂકતા હતા, તો કોઇ વળી રક્ષક અધિકારીની સાથે આવતી કોઇ બાનૂની ખિદમતગારી ઉઠાવી રહ્યા હતા, એટલે નેખ્લ્યુડોફ એમને પૂછપરછ કરતો તેનો ઉત્તર તેઓ કમને જ આપતા હતા.

રક્ષક અમલદારનો ભેટો નેખ્લ્યુડોફને બીજો ઘંટ* વાગી ગયા પછી જ થયો.

પેલો ટૂંકડા હાથવાળો અમલદાર પોતાના જાડા નાના હાથ વડે પોતાના મોં પર છવાઇ ગએલી મૂછ લૂછતો હતો, અને ખભા

* રશિયામાં એવો રિવાજ છે કે ટર્મિનસ સ્ટેશને પહેલો ઘંટ ગાડી ઊપડવા અગાઉ પંદર કે વીસ મિનીટે વાગે છે, બીજો લગભગ દસ મિનીટ પહેલાં વાગે છે, ને ત્રીજો ગાડી ઊપડતાં પહેલાં થોડી જ વારે વાગે છે. અધવચનાં સ્ટેશનોએ આવા ગાળા ટૂકા હોય છે.

મચકોડતો મચકોડતો એક સિપાઇનો કંઈક કારણસર ઊધડો લેતો હતો.

'શું કામ છે તમારે?' તેણે નેખ્લ્યુડોફને પૂછ્યું.

'પેલી ઓરતોને આપ લઇ જાઓ છો ને, તેમાં એક બાઇને સુવાવડ આવી છે, એટલે મને થયું કે—'

'સુવાવડ આવી હોય તો ભલેને આવી, પાછળથી જોઇ લઇશું અમે,' આમ કહી પોતાના ટૂંકડા હાથ જોરથી વીંઝતો વીંઝતો તે પોતાના ડબ્બા ભણી દોડી ગયો.

આ પળે ગાર્ડ હાથમાં સિસોટી લઇને પસાર થયો, અને પ્લેટફોર્મ પર ઊભેલાં લોકોમાંથી તેમ ઓરતોના ડબ્બામાંથી રુદનનો અવાજ ને પ્રાર્થનાના શબ્દો સંભળાયા.

નેખ્લ્યુડોફ ટારાસ જોડે પ્લેટફોર્મ પર ઊભો, અને મૂંડેલા માથાવાળા આદમીઓ બારીમાં ઊભા હતા એવા ડબ્બા એક પછી એક સરતા ગયા તે જોઈ રહ્યો. પછી ઓરતોનો પહેલો ડબ્બો આવ્યો, તેમાં કેટલીક માથે રૂમાલ બાંધીને તો કેટલીક ઉઘાડે માથે એમ બારીમાં મોં રાખીને ઊભી હતી; પછી પેલો આર્ત્તનાદ હજુ પણ સંભળાતો હતો એવો ઓરતોનો બીજો ડબ્બો આવ્યો; તે પછી માસ્લોવા હતી તે ડબ્બો આવ્યો. બીજી ઓરતોની જોડે તે ડબ્બાની બારી આગળ ઊભી હતી અને નેખ્લ્યુડોફ તરફ કરુણ સ્મિત કરીને જોઇ રહી હતી.

# પ્રકરણ ઓગણચાળીસમું

નેખ્લ્યુડોફ જવાનો હતો તે ગાડી ઊપડવાને બે કલાકની વાર હતી. આ વચગાળાના વખતમાં પોતાની બહેનને ફરી મળવાનો વિચાર હતો, પણ સવારમાં મળેલા અનુભવોથી એ એટલો બધો ઉશ્કેરાઈ ગયો હતો તેમ થાકી ગયો હતો કે ફર્સ્ટ ક્લાસના રિફ્રેશમેંટરૂમમાં આવીને એ સોફા ઉપર પડયો કે તરત એને એકાએક ઊંઘ આવવા માંડી; એટલે એ આડે પડખે થયો ને માથા નીચે હાથ રાખીને એકદમ ઊંઘવા લાગ્યો.

ડગલો પહેરેલો ને હાથમાં રૂમાલ રાખેલો એવો એક ખિદમતગાર ત્યાં આવ્યો ને આવીને તેણે એને જગાડયો.

'જી, નામદાર, આપનું નામ જ નેખ્લ્યુડોફ ને? કોઈ બાનૂ આપને શોધે છે.'

નેખ્લ્યુડોફ એકદમ ઝબકીને ઊભો થયો અને આંખો ચોળતાં ચોળતાં પોતે અત્યારે કયાં છે અને સવારમાં શું શું બનેલું તે સઘળું યાદ કર્યું.

કલ્પનામાં એણે કેદીઓનું સરઘસ, તેમનાં મુડદાં, સળિયા જડેલી બારીઓવાળા આગગાડીના ડબ્બા અને તેમાં ગોંધાએલી ઓરતો, કોઈની મદદને અભાવે પ્રસૂતિમાં પીડાતી એમાંની એક ઓરત, ને કરુણ સ્મિત કરીને સળિયાની આરપાર જોઈ રહેલી

તેમાંની બીજી ઓરત–આ બધું દૃશ્ય પોતાના ચિત્ત આગળ ખડું થએલું જોયું.

એના ચિત્ત આગળની કાલ્પનિક દુનિયા આવી હતી, પણ એનાં ચક્ષુ આગળની વાસ્તવિક દુનિયા એથી સાવ જુદી જ જાતની હતી: સામે એક ટેબલ પુષ્પપાત્રો, વાલસટો, ને ચિનાઇ વાસણોથી સુશોભિત એવું પડ્યું હતું ને ચપળ ખિદમતગારો તેની આસપાસ ધૂમાધૂમ કરી રહ્યા હતા; ખંડને સામે છેડે એક કબાટ હતું, તેમાં શીશીઓની હાર ગોઠવેલી હતી, ફળોની ટોપલીઓ પડી હતી, ખાદ્ય વાનીઓ વેચનારો એક નોકર ઊભો હતો અને તે ખરીદવા કેટલાંક ઉતારુઓ આવ્યાં હતાં, તેમનાં વાંસાનો ભાગ નજરે પડતો હતો.

નેખ્લ્યુડોફ ઊઠીને ધીરે ધીરે બધી વાતો યાદ કરતો બેઠો હતો એવામાં દ્વારમાર્ગમાં કંઇ બની રહ્યું હતું તે ખંડની અંદરનાં સૌ માણસો કૌતુકથી નિરખી રહ્યાં હતાં તે એના જોવામાં આવ્યું. એટલે એણે પણ એ દિશામાં નજર નાખી તો એણે જોયું કે માણસોનું એક ટોળું એક ખુરસી ઉપાડી જતું હતું ને તે ખુરસીમાં મોઢે એક જાતનું હવા જેવું અત્યંત બારીક કપડું વીંટાળેલું એવી એક બાનૂ બેઠી હતી. વધારે ધારીને જોતાં નેખ્લ્યુડોફને લાગ્યું કે તે ખુરસીનો આગલો ભાગ ઉપાડનારો નોકર પોતાને પરિચિત છે, અને તેની પાછળ ચાલતો ટોપીમાં સોનેરી દોરીવાળો આદમી પણ તેનો ઓળખીતો દરવાન છે, એમ એને લાગ્યું. આ ખુરસીની પાછળ પાછળ એક ફૂટડી દાસી ઝૂલવાળો પોશાક ને મળવસ્ત્ર ધારણ કરીને તથા હાથમાં નાનકડું પોટલું, નાજુક રેશમી છત્રી, અને ચામડીની પેટીમાં રાખેલી કોઇ ગોળાકાર વસ્તુ રાખીને ચાલતી હતી. તેની પછી જાડા હોઠ ને રોગિષ્ઠ ગરદનવાળો

પ્રિન્સ કોર્ચાગિન માથે પ્રવાસટોપી મૂકીને ચાલતો હતો તે દેખાયો; તેની પાછળ મિસી, તેનો પિતરાઇ મિશા, ને નેખ્લ્યુડોફનો ઓળખીતો–લાંબી ડોક, આગળ પડતો હૈડિયો, ને નિરંતર ખુશનુમા સ્વભાવ ને દેખાવવાળો રાજ્યમંત્રી ઓસ્ટેન–એટલા જણ આવતાં હતાં. ઓસ્ટેન કંઈક વાત ટોળમાં છતાં ખૂબ ભાર મૂકીને કહી રહ્યો હતો ને મિસી તે સાંભળીને સ્મિત કરી રહી હતી. મિજાજથી સિગારેટનો ઘૂંટ લેતો લેતો દાક્તર આ સૌની પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. આ કોર્ચાગિનકુટુંબ અત્યાર સુધી શહેરની નજીકની પોતાની જાગીરમાં હતું ત્યાંથી અત્યારે નિઝની રેલવે પર આવેલી પ્રિન્સેસની બહેનની જાગીર પર જવા રવાના થઇ રહ્યું હતું.

આ સરઘસ–ખુરસી ઉપાડનારા નોકરો, પ્રિન્સેસની દાસી અને દાક્તર એટલા માણસોનું ટોળું–પ્રેક્ષકોના ચિત્તમાં કુતૂહલ ને માનનો ભાવ જગાવતું બાનૂઓના વેઇટિંગ રૂમમાં પેઠું. પણ વૃદ્ધ પ્રિન્સ બહાર રહ્યો ને એક ટેબલ આગળ બેસી નોકરને બોલાવી તેણે ખાદ્યપેય વસ્તુઓ મંગાવી. મિસી ને ઓસ્ટેન પણ રિફ્રેશમેન્ટરૂમમાં રહ્યાં અને ત્યાં બેસવાની તૈયારી કરતાં હતાં એવામાં કોઇ પરિચિત વ્યક્તિને તેમણે દ્વારમાર્ગમાં દીઠી એટલે તેઓ એની આગળ ગયાં. આ પરિચિત વ્યક્તિ તે નાટાલી રે.ગોઝિન્સ્કાયા હતી.

નાટાલી પોતાની જોડે આગ્રાફેના પેટ્રોવ્નાને લઇને રિફ્રેશમેન્ટરૂમમાં દાખલ થઈ અને એ બન્ને જણ ખંડમાં આસપાસ નજર નાખીને તપાસ કરવા લાગ્યાં. તપાસ કરતાં કરતાં નાટાલીએ પોતાના ભાઇને તેમ મિસીને એકીસાથે દીઠાં, એટલે પોતાના ભાઇ તરફ નજર કરીને તેણે ફક્ત માથું જ હલાવ્યું ને પહેલાં તે મિસી કને ગઈ; પણ મિસીને ચુંબન કરી તરત તે પોતાના ભાઈ ભણી વળી.

'આખરે તારો પત્તો લાગ્યો ખરો,' તે બોલી. મિસી, મિશા, ને ઑસ્ટેનને આવકાર આપવા તથા તેમની જોડે થોડી વાત કરવા નેખ્લ્યુડોફ ઊભો થયો. મિસીએ એને પોતાના ગામડાના મકાનમાં લાગેલી આગની વાત કરી અને જણાવ્યું કે એ આગને કારણે જ સૌ પોતાની માસીને ત્યાં જવા નીકળ્યાં છે. ઑસ્ટેને આગ વિશે એક રમુજી વાત કહેવાનું આદર્યું.

પણ નેખ્લ્યુડોફે તેની વાત પર કંઈ લક્ષ આપ્યું નહિ, અને પોતાની બહેન તરફ વળ્યો.

'તું આવી તે મને બહુ આનંદ થયો.'

'હું તો અહીં ક્યારની આવી છું,' તે બોલી. 'આગ્રાફેના પેટ્રોવ્ના પણ મારી સાથે આવી છે,' આમ બોલીને તેણે આગ્રાફેના પેટ્રોવ્ના તરફ નિશાની કરી. આગ્રાફેનાએ અત્યારે વૉટરપ્રૂફ ડગલો તથા માથે ટોપી પહેરી હતી, અને ભાઈબહેનની વાતમાં દખલગીરી ન કરવી એમ ગણી સદ્ભાવમિશ્રિત ગૌરવમાં તેમ કંઈક મૂંઝવણમાં તેમનાથી કંઈક છેટે ઊભી રહી હતી.

'અમે તો તમને બધે ઠેકાણે શોધી વળ્યાં.'

'હું તો અહીં ઊંઘી ગયો'તો. તું આવી તે મને બહુ આનંદ થયો,' એના એ શબ્દો નેખ્લ્યુડોફે ફરીને ઉચ્ચાર્યા. 'મેં તને કાગળ લખવા માંડ્યો'તો.'

'સાચે?' ભડકી ગયા જેવો દેખાવ કરીને તેણે કહ્યું. 'શી બાબત?'

આ ભાઈબહેન વચ્ચે કંઈક ખાનગી વાતચીત શરૂ થવાની છે એવું લાગતાં મિસી અને બીજા ગૃહસ્થો ચાલ્યા ગયા. એટલે નેખ્લ્યુડોફ ને એની બહેન બારી પાસેના મખમલ જડેલા સોફા

પર બેઠાં. આ સોફા પર એક ઘૂંસો, એક દાબડી, ને બીજી થોડી ચીજો પડી હતી.

'કાલે તમારી પાસેથી છૂટા પડ્યા પછી મને તમારી પાસે પાછા આવી દિલગીરી દર્શાવવાની ઇચ્છા થઈ આવેલી, પણ એમ કરવાથી તારા પતિ પર કેવી અસર થશે એની મને ખબર પડી નહિ,' નેખ્લ્યુડોફે કહ્યું. 'કાલે એમની સાથે વિચાર કર્યા વગર ઉતાવળમાં જેમ આવે એમ હું બોલેલો, અને તેથી મારું અંતર મને ડંખ્યા કરતું હતું.'

'મને તો ખબર હતી, ખાતરી હતી કે તારા મનમાં એવું કંઈ નહોતું,' એની બહેને કહ્યું. 'અરે! તું તો જાણે છે!' આમ બોલીં ત્યાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને એ દશામાં તેણે એના હાથનો સ્પર્શ કર્યો.

નાટાલીના વાક્યનો અર્થ સ્પષ્ટ નહોતો, પણ નેખ્લ્યુડોફ તે બરાબર સમજી ગયો, અને એ અર્થ સમજ્યો એટલે એના હૃદયમાં ખૂબ લાગણી થઈ આવી. નાટાલીના વાક્યનો અર્થ એ હતો કે પોતાના અંતરમાં પોતાના પતિ પ્રત્યેના પ્રેમની આણ વર્તતી હતી તે ઉપરાંત પોતાના ભાઈ પ્રત્યેના પ્રેમને પણ પોતે મૂલ્યવાન ગણતી હતી અને તેથી પોતાના પતિ ને પોતાના ભાઇ વચ્ચે કોઇ પણ પ્રકારની ગેરસમજૂત થાય તો તેથી પોતાને ઊંડું દુ:ખ થતું હતું.

'આભાર થયો, આભાર થયો તારો. આહા! આજે તો મેં કંઇ જોયું છે!' પેલા પાછળથી મરી ગએલા કેદીનું એકાએક સ્મરણ થતાં એ બોલી ઊઠ્યો. 'એ કેદીઓને મારી નાખ્યા.'

'મારી નાખ્યા? કેમ?'

'હા, મારી નાખ્યા. આવા ધોમધખતા તાપમાં આ લોકો એમને લઇ જતા હતા, એટલે એ જણ લૂ લાગવાથી મરી ગયા.'

'હોય નહિ! શું આજે? હમણાં જ?'

'હા, હમણાં જ. મેં એમનાં મુડદાં નજરોનજર જોયાં.'

'પણ મારી કેમ નાખ્યા? કોણે મારી નાખ્યા?' નાટાલીએ પૂછ્યું.

'પરાણે ચાલવાની ફરજ પાડનાર લોકોએ એમને મારી નાખ્યા,' આ બાબતમાં પણ તે તેના પતિની નજરે જુએ છે એવું લાગતાં ચીડાઇને નેખ્લ્યુડોફે કહ્યું.

'અરે ભગવાન!' તેમની પાસે આવી પહોંચેલી આગ્રાફેના પેટ્રોવ્નાએ કહ્યું.

'હા, આ કમનસીબ પ્રાણીઓ પર કેવો સિતમ ગુજરી રહ્યો છે એનો આપણને લેશમાત્ર ખ્યાલ નથી. પણ સૌને તેની જાણ થવી જોઇએ,' નેખ્લ્યુડોફે કહ્યું અને વૃદ્ધ કોર્ચાગિન ભણી નજર કરી. તે અત્યારે ગળે રૂમાલ વીંટાળીને તથા સામે શીશો રાખીને બેઠો હતો. તેણે પણ નેખ્લ્યુડોફ તરફ આ પળે જ મોં ફેરવીને દૃષ્ટિ કરી.

'નેખ્લ્યુડોફ, તેણે બૂમ પાડી, 'અહીં આવીને થોડો નાસ્તો કરોને, લાંબી મુસાફરી પહેલાં થોડો આધાર કરી લીધો હોય તો સારું.'

નેખ્લ્યુડોફ તેના નિમંત્રણનો અસ્વીકાર કરીને બીજી બાજૂ ફરી ગયો.

'પણ ત્યારે તું શું કરવા માગે છે?' નાટાલીએ મૂળ વાત આગળ ચલાવી.

'બને તે કરવા માગું છું. શું કરવું એની તો મનેએ સૂઝ

પડતી નથી, પણ કંઈક કરવું તો જોઈએ જ એમ મને થયા કરે છે. ને બનશે તે હું કરવાનો પણ ખરો.'

'હં, તારું કહેવું સમજું છું હું. ને આ લોકોની વાતનું શું?' કોર્ચાગિન તરફ જોઈને તથા સ્મિત કરીને નાટાલીએ પૂછ્યું. 'શું ખરેખર એ જૂનું પ્રકરણ બધું સમાપ્ત થઇ ગયું?'

'સર્વથા સમાપ્ત થઇ ગયું, ને મને લાગે છે એમાં બેમાંથી એકે પક્ષે ખેદ કરવા જેવું નથી.'

'મને તો દયા આવે છે ને ખેદ થાય છે. મને મિસી બહુ ગમે છે. વારુ, એમ વિચાર હોય તોપણ તું......તું બંધાઇ જવા કેમ માગે છે?' શરમાતાં શરમાતાં તેણે કહ્યું. 'તું સાથે કેમ જાય છે?'

'હું જાઉં છું એનું કારણ તો એ છે કે મારે જવું જ જોઇએ,' જાણે આ વાત અટકાવી દેવી હોય એવી રીતે ગંભીર બનીને ભાવશૂન્ય ઢબે નેખ્લ્યુડોફે કહ્યું પણ પોતાની આવી ભાવ-શૂન્યતાથી એ તરત પાછો શરમાઇ ગયો. 'એ સંબંધમાં મારા સઘળા વિચાર આને જણાવી દઉં તો એમાં શો વાંધો છે? આગ્રાફેના પેટ્રોવ્ના અત્યારે હાજર છે એ ખરું, પણ એ પણ છોને બધી વાત સાંભળતી.' પોતાના કુટુંબની એ વૃદ્ધ દાસી તરફ નજર જતાં નેખ્લ્યુડોફના મનમાં થયું. આ દાસીની હાજરીને કારણે તો પોતાનો નિશ્ચય પોતાની બહેનને કહી બતાવવાની એની જે ઇચ્છા હતી તે ઊલટી વિશેષ જોરદાર બની.

'કાટુશાને પરણવાનો મારો વિચાર છે એ વિશે તું કહે છે ને? વારુ, જો, મેં તો તેને પરણવાનો નિશ્ચય કર્યો હતો, પણ તે એમ કરવાની સ્પષ્ટ ને મક્કમ રીતે ના પાડે છે,' એ બોલ્યો. આ વાત ઉચ્ચારતો ત્યારે એના અવાજમાં સદાએ ધ્રુજારી આવતી એ પ્રમાણે અત્યારે પણ તેમાં ધ્રુજારી આવી. 'તે મારું બલિદાન

સ્વીકારવા માગતી નથી, પણ ઊલટી તે પોતે પોતાની જાતે બલિદાન આપવા તૈયાર થઇ છે, અને તેની અત્યારની હાલતમાં એ બલિદાન એ બહુ મોટી વસ્તુ ગણાય. એટલે એ બલિદાન જો કેવળ ક્ષણિક આવેશનું જ પરિણામ હોય તો મારાથી એ સ્વીકારી ન શકાય. તેથી હું તેની સાથે જાઉં છું. તે જ્યાં જશે ત્યાં હું તેની સાથે ને સાથે રહીશ, અને તેના દુર્ભાગ્યની અસર બને તેટલી હળવી કરવા મથીશ.'

**નાટાલી** કંઈ બોલી નહિ. **આગ્રાફેના પેટ્રોવ્નાએ** તેના તરફ પૃચ્છાભરી નજર કરી પોતાનું માથું ધુણાવ્યું. આ પળે પેલું સરઘસ બાનૂઓના વેઇટિંગરૂમમાંથી પાછું નીકળ્યું. એનો એ ચિરપરિચિત ફૂટડો નોકર ફિલિપ અને દરવાન એ બે જણ પ્રિન્સેસ કોર્ચાગિનાને ઉપાડીને લઈ જતા હતા. આ બન્ને જણને તેણે આગળ જતાં અટકાવ્યા, ઇશારત કરી **ને**ખ્લ્યુડોફને પોતાની કને આવવા સૂચવ્યું, ને કરુણાભરી મદાલસ રીતે તેણે પોતાનો ગૌર, વીંટીઓ પહેરેલો હાથ આગળ ધર્યો. આગળ ધરતી વખતે **ને**ખ્લ્યુડોફ તે જોરથી દબાવશે એવી આગાહી કરીને જાણે તેથી ડરતી હોય એવી ભીતિનાં ચિહ્ન તેની ચેષ્ટામાં દેખાતાં હતાં.

'ગઝબ છે હો!' તાપને ઉદ્દેશીને તેણે કહ્યું. 'મારાથી તો સહેવાતો જ નથી! આ તાપ તો મારો જીવ લઇ ગયો!' રશિયાની હવા વિશે થોડી વાત કરીને તથા પોતાને ત્યાં આવવા **ને**ખ્લ્યુડોફને નિમંત્રણ આપીને તેણે પોતાના માણસોને આગળ વધવાની ઇશારત કરી.

'જરૂર આવજો હો અમારે ત્યાં,' માણસો ઉપાડી જતા હતા એવામાં પોતાનો લાંબો ચહેરો ફેરવીને તેણે **ને**ખ્લ્યુડોફને કહ્યું.

પ્રિન્સેસને ઉપાડીને જતું આ સરઘસ ફર્સ્ટ ક્લાસના ડબ્બા

તરફ જમણા હાથ ભણી વળ્યું. નેખ્લ્યુડોફનો સામાન તેના નોકરે ઉપાડ્યો હતો, અને ટારાસે પોતાનો થેલો જાતે ઊંચકી લીધો હતો.

'આ મારો સંગાથી છે,' ટારાસને બતાવી નેખ્લ્યુડોફે પોતાની બહેનને કહ્યું. ટારાસની વાત એણે અગાઉ તેને કરી હતી.

'અલ્યા, થર્ડકલાસના ડબ્બામાં તો નથી જતો ને?' નેખ્લ્યુડોફ થર્ડકલાસના ડબા આગળ ઊભો રહ્યો ને ટારાસ તથા તેનો નોકર સામાન લઈને ડબ્બામાં પેઠા એટલે નાટાલીએ પૂછ્યું.

'હા, મને થર્ડકલાસ ગમે છે. ટારાસનો સંગાથ છે ને,' એણે કહ્યું. 'હવે એક બીજી વાતઃ કુસ્મિન્સ્કીની જાગીર હજુ સુધી મેં ખેડૂતોને આપી દીધી નથી, એટલે હું મરી જાઉં તો તારાં છોકરાંને તેનો વારસો મળશે.'

'દ્મિટ્રી, એવું બોલ મા, ભાઇ!' નાટાલીએ કહ્યું.

'એ પણ જો હું આપી દઉં તો તો પછી હું એટલું જ કહી શકું કે બીજી બધી મિલકત એમને જ મળશે; કેમકે હું પરણું એવો સંભવ નથી; ને કદાચ જો પરણું તો પણ મને પ્રજા તો થવાની જ નથી, એટલે—'

'રાખ હવે, દ્મિટ્રી, એવું બોલ મા!' નાટાલીએ કહ્યું. પણ નેખ્લ્યુડોફ જોઇ શક્યો કે આ શબ્દો સાંભળીને તે રાજી થઇ હતી.

છેક આગળના ભાગમાં, ફર્સ્ટકલાસના ડબ્બા આગળ માણસોનું એક મંડળ ઊભું હતું ને જે ડબ્બામાં પ્રિન્સેસ કોર્ચાગિનાને ઉપાડીને લઇ ગયા હતા તે ડબ્બાને હજુ નિરખી રહ્યું હતું. ઘણાં ખરાં બેસારુઓ ડબ્બામાં ક્યારનાં બેસી ગયાં હતાં. મોડાં આવેલાં કેટલાંક પ્લેટફોર્મનાં પાટિયાં સાથે પગ અથડાવી અવાજ કરતાં

ઉતાવળે ચાલતાં હતાં; ગાર્ડ ડબ્બાનાં બારણાં વાસતો હતો તથા બેસારુઓને અંદર બેસી જવા તથા કેટલાંકને ઊતરી જવા કહેતો હતો.

નેખ્લ્યુડૉફ એ તપી ગએલા ને ગંધાતા ડબ્બામાં દાખલ થયો, પણ તરત બહાર નીકળીને ડબ્બાની હારને છેડે આવેલા નાના પ્લેટફૉર્મ પર આવ્યો.

ફેશનેબલ ટોપી તથા બંડી પહેરીને **નાટાલી આગ્રાફેના** પેટ્રોવ્નાની પડખે ઊભી હતી અને **નેખ્લ્યુડૉફને** કંઇક કહેવાનું શોધી કાઢવા મથતી હોય એમ સ્પષ્ટ દેખાતું હતું.

'કાગળ લખજે,' એમ પણ તેનાથી બોલાયું નહિ; કેમકે વિખૂટા પડતી વખતે લોકો આવા બોલ બોલે છે તેની તેઓ સદાએ મશ્કરી જ કરતાં હતાં. પૈસા ને મિલકત વિશે એમની વચ્ચે જે વાત થઇ તેણે એમના હૃદયમાં તે પહેલાં ભાઇબહેનના પ્રેમની જે કોમળ લાગણીઓ ઊભરાતી હતી તેને નષ્ટ કરી દીધી હતી; એટલે અત્યારે જાણે એકબીજાને ઓળખતાં ન હોય એવો ભાવ એમના અંતરમાં આવી ગયો હોય એમ બન્નેને લાગ્યું. આથી ગાડી ચાલવા માંડી એટલે **નાટાલી** રાજી જ થઇ. આ વખતે ખેદ ને માયાભરી દૃષ્ટિ કરીને તેણે પોતાનું માથું હલાવ્યું ને 'આવજે, આવજે હો, દ્મિટ્રિ,' એટલું જ તે બોલી શકી. પણ ગાડી તેની આગળથી પસાર થઈ ગઈ કે તરત પોતાના ભાઇ સાથે પોતાને થએલી વાત પોતાના પતિ આગળ કેવા રૂપમાં મૂકવી તેનો વિચાર તેને આવ્યો, અને તેનો ચહેરો એકદમ ગંભીર ને ચિંતાતુર બની ગયો.

**નેખ્લ્યુડૉફને** પણ, પોતાની બહેનને માટે એના અંતરમાં કેવળ કોમળ ભાવ હતા તથા તેની આગળ પોતાની કશી વાત એણે ગુપ્ત નહોતી રાખી તોપણ, તેની સાથેના વર્તનમાં હવે

ઉદાસી ને અકળામણનો અનુભવ થવા માંડયો, એટલે તેનાથી છૂટા પડવાનું આવ્યું તેથી એ પણ રાજી જ થયો. એને લાગ્યું કે ભૂતકાળમાં એક વાર પોતાના હૃદય ને જીવન સાથે અતિ નિકટ ને ગાઢ સંબંધથી સંકળાએલી એ **નાટાલી** તો અત્યારે અદૃશ્ય જ થઈ ગઈ છે અને તેને સ્થાને કોઇ વિચિત્ર, અળખામણા, કાળા ને રૂંછડાવાળા આદમીની ગુલામડી જ આવીને બેઠી છે. તેના પતિને ખાસ રસ પડે એવી વાત—ખેડૂતોને જમીન આપી દેવા વિશેની તથા તેના વારસા વિશેની વાત—પોતે કાઢી એ વખતે **નાટાલીનો** ચહેરો એકદમ ખુશ ખુશ બની ગએલો અને તેમાં વિશિષ્ટ પ્રકારનો ઉત્સાહ દેખાએલો એ જોઇને એના ચિત્તમાં આ વસ્તુ સર્વથા સ્પષ્ટ થઇ ગઇ.

ને આથી એને ખેદ થયો.

## પ્રકરણ ચાળીસમું

**થ્રુકલાસનો** વિશાળ ડબ્બો સૂર્યના આગ વરસતા તાપમાં આખો દહાડો પડયો રહ્યો હતો, એટલે ત્યાં એટલી બધી ગરમી થતી હતી કે **નેખ્લ્યુડોફ** ડબ્બામાં બેઠો નહિ, પણ પાછળના નાનકડા પ્લેટફોર્મ પર જ ઊભો રહ્યો; પરંતુ ત્યાં પણ હવાની એક પણ લહરિ આવતી નહોતી, તેથી ગાડી જ્યારે ચાલીને સ્ટેશનનાં મકાનોની બહારના ખુલ્લા ભાગમાં આવી ત્યારે જ પવન આવવા લાગ્યો ને ત્યારે જ **નેખ્લ્યુડોફ** છૂટથી શ્વાસ લઈ શકયો.

'હા, ખરેખર મારી જ નાખ્યા,' પોતાની બહેન સાથેની વાતચીતમાં વાપરેલા શબ્દો ફરીથી વાપરી એણે સ્વગત કહ્યું.

અને એના ચિત્ત પર જે અનેકવિધ સંસ્કારો પડ્યા હતા તે સર્વમાંથી પાછળથી મરી ગએલા પેલા બીજા કેદીનો સ્વરૂપવાન ચહેરો, તેના હોઠ પર રમતું સ્મિત, તેનાં ભવાં પરનો સખતાઇનો ભાવ, અને બોડેલી ને સહેજ આસમાની રંગની ખોપરીના નીચેના ભાગમાં આવેલા તેના નાના મક્કમ કાન—એ સઘળું એની કલ્પના આગળ અસાધારણ તાદૃશ રૂપમાં ખડું થયું.

'ને મને લાગે છે આમાં જે ભયંકર વસ્તુ રહેલી છે તે તો એ છે,' નેખ્લ્યુડોફને વિચાર આવ્યો, 'કે એ માણસનું આ રીતે ખૂન કર્યું છે છતાં કોણે ખૂન કર્યું એની કોઈને ખબર નથી. છતાં એનું ખૂન કર્યું છે એ વાત તો નિઃશંક છે. માસ્લેનિકોફના હુકમને વશ થઇને બીજા બધા કેદીઓ સાથે એ માણસને પણ આ કાફલામાં ઉપાડેલો. માસ્લેનિકોફે કદાચ બીજા રોજિન્દા હુકમોની પેઠે જ આ હુકમ પણ આપેલા અને છાપેલા મથાળાવાળા કાગળમાં અર્થશૂન્ય લહેકા કરીને પોતાની સહીનું બિલાડું તેણે ચીતરી આપેલું, અને આમ કરવામાં પોતે કંઇ અકાર્ય કરી રહ્યો છે એવો ખચીત તેને ખ્યાલ સરખો આવેલો નહિ. આ રીતે માસ્લેનિકોફ જો આ ખૂનમાં પોતાની જાતને નિર્દોષ ગણતો હતો, તો બધાં કેદીઓની તપાસ કરનાર દાક્તર તો પોતાની જાતને તેના કરતાં પણ વિશેષ નિર્દોષ ગણે એમ હતું. કેમકે કેદીઓમાં જેટલા અશક્ત હતા તે સૌને તેણે જુદા તારવ્યા હતા, અને એ રીતે તેણે પોતાની ફરજ ચોકસાઈપૂર્વક બજાવી હતી. તેને બીચારાને પહેલેથી શી ખબર કે ઊપડતી વખતે આટલી બધી ગરમી પડશે, અથવા કેદીઓને આમ ખરે બપોરે ને આવડા મોટા કાફલામાં ગોઠવીને ચલાવશે? અને ઇન્સ્પેક્ટરે પણ પોતાને જે હુકમ મળેલો કે ફલાણે ફલાણે દિવસે દેશનિકાલની તેમ બીજી

સજા પામેલાં ગુનેગારોની—સ્ત્રી તેમ પુરુષો એ બન્નેની—અમુક સંખ્યા રવાના કરી દેવી તે હુકમને અમલમાં મૂકેલો એટલું જ. વળી આમાં રક્ષકદળના ઉપરીનો પણ વાંક કાઢી શકાય એમ નથી; કેમકે અમુક સ્થળેથી માણસોની અમુક સંખ્યા સંભાળી લેવી ને એટલી જ સંખ્યા પાછી બીજે મુકરર સ્થળે જેમની તેમ સોંપી દેવી એ તેનું કામ છે. તેણે તો રોજના રિવાજ મુજબ એ બધાં કેદીઓને કૂચ કરાવેલી, અને મને પણ લઠ્ઠ ને જોરાવર લાગતા હતા એવા આ બે જણ એ કૂચનો શ્રમ નહિ સહન કરી શકે અને એ શ્રમથી તેઓ મરી જશે એવો ખ્યાલ તેને આવી શકેલો નહિ. આ રીતે આ બાબતમાં કોઇ પણ માણસ ગુનેગાર છે નહિ, ને છતાં ગુનેગાર નહિ એવા આ લોકોને હાથે આસનું ખૂન થયું છે.

'આ બધું બને છે તેનું કારણ એ છે' નેખ્લ્યુડોફ્ને વિચાર આવ્યો, 'કે આ બધા લોકો—સૂબાઓ, ઇન્સ્પેક્ટરો, પોલીસ અમલદારો અને પોલીસ સિપાઇઓ એ સૌ—એમ માને છે કે કેટલાંક પ્રસંગો ને પરિસ્થિતિઓ એવાં હોય છે કે જેમાં માણસ માણસ વચ્ચેના વ્યવહારમાં માણસાઈને છાજે એવું વર્તન રાખવાની જરૂર રહેતી નથી. **માસ્લેનિકોફ્**, ને ઇન્સ્પેક્ટર, ને રક્ષક દળનો ઉપરી એ બધા માણસો, જો પોતે સૂબા, ઇન્સ્પેક્ટર કે ઉપરી નહોત તો, આવા માણસોના કાફલાને આવા અસહ્ય તાપમાં રવાના કરતાં પહેલાં વીસ વાર વિચાર કરત, અને કોઈ માણસને ચાલતાં ચાલતાં અશક્તિને લીધે ઢગલો થઇને પડતાં કે મહામહેનતે શ્વાસ લેતાં દેખ્યો હોત તો તરત તેને તેઓ છાંયડામાં લઈ ગયા હોત, ત્યાં લઇ જઇ તેમણે તેને પાણી પાઇ વિસામો આપ્યો હોત, અને આટલું કરવા છતાં પણ જો કોઈ અકસ્માત મૃત્યુ નીપજ્યું હોત તો તેમણે દયાભાવ દર્શાવ્યો હોત. પણ અહીં તેમણે પંડે એવું

કંઈ કર્યું નહિ એટલેથી જ વાત પતી નહિ, પણ બીજાં એમ કરતાં હતાં તેમને એમ કરવા પણ ન દીધું, અને એનું કારણ એ કે એ લોકોના મનમાં એ વખતે આ બધાં પણ મનુષ્યો છે અને મનુષ્ય તરીકે આપણી એમના તરફ અમુક ફરજો છે એવો ખ્યાલ નહોતો, પણ એ વખતે તો એમના મનમાં પોતાના હોદ્દાનો જ ખ્યાલ હતો અને એ હોદ્દાની રૂએ બજાવવાની ફરજોને તેઓ માનવી તરીકેની ફરજો કરતાં વધુ મહત્ત્વની ગણતા હતા. બધી મોકાણનું મૂળ આમાં જ રહેલું છે.' નેખ્લ્યુડોફને લાગ્યું. 'ફક્ત એક વાર પણ જો આપણે સ્વીકાર્યું—એક ઘડીભર ને કોઈ અસાધારણ પ્રસંગપૂરતું પણ જો એક વાર આપણે સ્વીકાર્યું—કે આપણા માનવબંધુઓ પ્રત્યેની પ્રેમવૃત્તિ કરતાં કોઈ પણ વસ્તુ ચડિયાતી કે વિશેષ અગત્યની હોઈ શકે, તો પછી દુનિયામાં એવો એક પણ ગુનો નથી કે જે જરાએ અરેરાટી વિના, ગુનેગારીના લેશ પણ ખ્યાલ વિના, ને ચિત્તનું રૂંવાડું પણ ફરકવા દીધા વિના ઠંડે પેટે આપણે નહિ કરીએ.'

પોતાના આ બધા વિચારોમાં નેખ્લ્યુડોફ એટલો બધો મશગૂલ બની ગયો હતો કે હવામાં થએલો ફેરફાર એના લક્ષમાં આવ્યો નહિ. એક વીંખાએલું વાદળું નીચે ઊતર્યું હતું અને તેની આડે સૂર્ય ઢંકાઇ ગયો હતો. બીજું એક ઘાડું, આછું રાખોડી રંગનું વાદળું પશ્ચિમ દિશામાંથી ઝડપભેર આવી રહ્યું હતું, અને દૂરદૂર ખેતરોમાં તથા જંગલમાં ભારે વરસાદ તડામાર કરતો ક્યારનો પડવા પણ માંડયો હતો. વાદળામાંથી આવતી ભીનાશ હવામાં ભળી ગઇ હતી. મેઘપટલ ચીરીને અવારનવાર વીજળીના ચમકારા થતા હતા અને ગર્જનાના કડાકા વધુ વધુ સંભળાતા હતા તથા ગાડીના અવાજ સાથે મળી જતા હતા. પશ્ચિમમાંથી નીકળેલું એ વાદળું વધુ ને વધુ નિકટ આવતું ગયું ને પવનના

ઝાપટાથી પડતા વરસાદના તીરછા છાંટાથી ડબ્બાના પ્લેટફોર્મ પર તથા નેખ્લ્યુડોફના ડગલા પર તલકાં તલકાં જેવી ભાત પડવા લાગી. આથી નેખ્લ્યુડોફ ડબ્બાના બીજી બાજૂ પરના પ્લેટફોર્મ પર આવ્યો, અને લાંબા વખતથી વરસાદની વાટ જોતી ધરતી અત્યારે પાણીથી ભીંજાતાં એમાંથી તથા ખેતરમાં ઊગેલા અનાજમાંથી આવતી સુવાસથી ભરેલી એવી તાજી ભીનાશભરી હવા શ્વાસમાં લેતો લેતો ત્યાં ઊભો અને પડખે થઇને સરસરાટ પસાર થઇ જતાં બગીચા, જંગલો, 'રાઇ'નાં પીળાં ખેતરો, ઓટનાં લીલાં ખેતરો, બટાટાં વાવેલી ને ખીલેલી એવી ઘેરા લીલા રંગની પટ્ટીઓ—એ બધું એ નિરખી રહ્યો. આ બધું અત્યારે ચમકદાર રંગથી રસાઇ ગયું લાગતું હતું, એટલે લીલી વસ્તુઓ વિશેષ લીલી બની હતી, પીળી વિશેષ પીળી બની હતી, ને કાળી વિશેષ કાળી બની હતી.

'આવ! આવ ખૂબખૂબ!' આવા હિતકારક વરસાદથી નવજીવન પામેલાં ખેતરો ને બગીચાના દર્શનથી આનંદમાં આવી જઇને નેખ્લ્યુડોફ બોલ્યો. પણ આ ભારે વરસાદ લાંબો વખત ચાલ્યો નહિ. એ વાદળાનો અમુક ભાગ વરસાદરૂપે ટપક્યો ને બાકીનો ભાગ ઉપર થઈને પસાર થઇ ગયો, ને છેલ્લા છેલ્લા સુંદર છાંટા ધરતી પર સીધા નાખતો ગયો. સૂર્ય પણ પાછો દેખાયો, બધી વસ્તુઓ તેના પ્રકાશમાં ચમકવા લાગી, ને પૂર્વ-દિશામાં ક્ષિતિજથી બહુ ઊંચે નહિ એવા ભાગમાં તેજસ્વી મેઘધનુષ્ય પ્રગટ્યું. તેનો એક છેડો જ તૂટેલો હતો, બાકીની કમાન આખી હતી અને તેમાં પણ જાંબુડિયો રંગ અત્યંત સ્પષ્ટ હતો.

'હં, હું શાનો વિચાર કરતો હતો?' પ્રકૃતિમાં આ બધું પરિવર્તન પૂરું થયું અને ગાડી ઊંચી ઢોળાવવાળી બાજૂઓ

વચ્ચેના સાંકડા કોરેલા ભાગમાંથી પસાર થવા માંડી એટલે નેખ્લ્યુડોફે સ્વગત પ્રશ્ન કર્યો.

'હાં, હું તો એ વિચાર કરતો હતો કે આ બધા માણસો—ઇન્સ્પેક્ટર ને રક્ષક સૈનિકો, એ બધા નોકરિયાત માણસો—મૂળે મોટે ભાગે માયાળુ માણસો હોય છે, અને તેઓ નિર્દય બન્યા છે તે તેઓને નોકરી કરવાની છે તેથી જ બન્યા છે.'

જેલમાં ચાલી રહેલા જુલમની પોતે વાત કરેલી ત્યારે **માસ્લેનિકોફે** જે ઉદાસીનતા ને ઉપેક્ષાવૃત્તિ દાખવેલી, ઇન્સ્પેક્ટરે જે કડકાઇ બતાવેલી, ને ગાડામાં બેસવાની માગણી કરવા આવેલાંને ના પાડીને તથા આગગાડીમાં એક બૈરી પ્રસવવેદનાથી પીડાઈ રહેલી હોવા છતાં તે બાબત તરફ કેવળ દુર્લક્ષ કરીને રક્ષકદળના અધિકારીએ જે નિર્દયતા દર્શાવેલી તે સઘળું અત્યારે એને યાદ આવ્યું. આ બધા માણસો અનુકંપાની અત્યંત સહજ લાગણીથી પણ નિર્લેપ, પર અને અભેદ્ય રહેલા હતા તેનું કારણ તેઓ હોદ્દેદાર હતા એ જ હતું. 'આ પથ્થર જડેલી જમીનમાં જેમ પાણીનું ટીપું પણ પેસી શકે એમ નથી, તેમ અધિકારીના રૂપમાં તો તેમનામાં દયાવૃત્તિનું ટીપું પણ પેસી શકે એમ નથી,' કોરેલા ભાગમાં થઈને ગાડી પસાર થઇ રહી હતી તેની બન્ને બાજૂઓ વિવિધરંગી પથ્થરોથી જડેલી હતી તેથી વરસાદનું પાણી જમીનની અંદર ન પેસતાં ધોધમાર નીકારૂપે નીચે પડતું હતું તે દેખીને નેખ્લ્યુડોફને વિચાર આવ્યો. 'આવા ઢોળાવવાળા ભાગો પર પથ્થર જડી લેવા કદાચ આવશ્યક હશે, પણ બીજી જમીનની પેઠે અહીં પણ અનાજ, ઘાસ, છોડ કે વૃક્ષ ઊગી શકે એમ હોવા છતાં ફરસબંધી કરી લેવાથી જમીનનો એટલો ભાગ લીલોતરીથી વંચિત રહેલો જોઇને ખેદ થાય છે.

'ને મનુષ્યોનું પણ એમ જ છે,' નેખ્લ્યુડોફને વિચાર આવ્યો. 'કદાચ આ બધા સૂબા, ઈન્સ્પેક્ટરો, ને પોલીસો આવશ્યક હશે, પણ આ બધા મનુષ્યોને પરસ્પર પ્રેમ ને અનુકંપા રાખવાના મનુષ્યોચિત મુખ્ય ગુણથી વંચિત બની ગએલા દેખીને કમકમાટી આવે છે. બાબત એમ છે,' એની વિચારસરણી આગળ ચાલી, 'કે આ લોકો નિયમ નથી તેને નિયમરૂપે સ્વીકારી બેઠા છે, અને પરમાત્માએ માનવીઓના હ્રદયમાં જે સનાતન ને અવિનાશી નિયમ લખી મૂક્યો છે તેને નિયમરૂપે બિલકુલ સ્વીકારતા જ નથી. આ લોકોના સાથમાં હોઉં છું ત્યારે મને ભારે ગમગીની લાગે છે તેનું એ જ કારણ છે. મને તો એમનો ચોખ્ખો ભય જ લાગે છે અને ખરેખર તેઓ ભયંકર જ છે–લૂંટારાઓ કરતાં પણ વિશેષ ભયંકર છે. લૂંટારાને કોઈક દહાડો પણ દયા આવવાનો સંભવ છે, પણ આ લોકોને તો કોઈ દહાડો લેશમાત્ર પણ દયા આવતી નથી. આ પથ્થરોમાં જેમ ઝાડપાન ફૂટી શકે એમ નથી, તેમ એ લોકોના અંતરમાં દયાનો ફણગો ફૂટી શકે નહિ, એવા નિષ્ઠુર તેઓ બની ગયા હોય છે. એથી જ તેઓ આટલા બધા ભયંકર થઈ પડે છે. કહે છે કે પુગાચેફ* ને રાઝિનો એ ભયંકર માણસો છે. પણ આ લોકો તો એમના કરતાં હજારગણા ભયંકર છે,' આમ એની વિચારમાળા ફરવા લાગી.

'આપણા જમાનાનાં માણસોને—ખ્રિસ્તીધર્માનુયાયી, દયાળુ, ભલાં ભોળાં, માયાળુ માણસોને—ગુનેગારીના લેશ પણ ખ્યાલ વિના ને અંતરની જરા પણ અરેરાટી સિવાય ઘોરમાં ઘોર દુષ્કૃત્યો ને પાપો કરતાં કેમ કરવાં એવું એક માનસશાસ્ત્રીય મનોયત્ન જો

* રશિયન બળવાખોરો. સ્ટેન્કા રાઝિન સત્તરમી સદીમાં થઈ ગયો ને પુગાચેફ અઢારમી સદીમાં.

કોઇને સોંપ્યું હોય તો એનો એક જ જવાબ જડે એવો છે, અને તે એ કે અત્યારે આપણે જે કરી રહ્યાં છીએ તે કર્યા કરવું ને અત્યારની ચાલી આવેલી વ્યવસ્થાને એમ ને એમ આગળ ચલાવ્યા કરવી. એવું પરિણામ લાવવાને માટે જે જરૂરનું છે તે એટલું જ કે આ લોકોને સૂબા, ઈન્સ્પેક્ટર, ને પોલીસ બનાવવા; એમના અંતરમાં પૂરી પ્રતીતિ કરાવવી કે સરકારી નોકરીને નામે ઓળખાતો ધંધો એવો છે કે એમાં માનવીઓ પ્રત્યે માનવબંધુ તરીકેનો ભાઈચારાનો સંબંધ રાખવાની જરૂર નથી, પણ એમાં તો માનવીઓને નિર્જીવ વસ્તુ ગણી તેમની સાથે એ જાતનો વ્યવહાર કરવાની છૂટ છે; અને સરકારી નોકરીમાં આ લોકોની એવી શ્રેણીબદ્ધ હારમાળા ગોઠવવી કે એમણે કરેલાં કામોની જવાબદારી એમનામાંના કોઇ પણ એક જણને માથે અંગત રીતે પૃથક રૂપમાં ન આવી શકે. આવું જો ન હોય તો આજે મેં જે ઘોર નિર્દય કૃત્યો જોયાં તે આપણા જમાનામાં અસંભવિત હોવાં જોઈએ. આ બધી વસ્તુસ્થિતિનું મૂળ કારણ એ છે કે માણસો એમ માની રહ્યાં છે કે એવા પણ સંજોગો છે કે જેમાં મનુષ્યો પ્રત્યે આપણે પ્રેમવિહીન વ્યવહાર રાખી શકીએ. પણ ખરી રીતે એવા કોઈ સંજોગો છે જ નહિ. હા, નિર્જીવ વસ્તુઓ સાથે આપણે પ્રેમવિહીન વ્યવહાર રાખી શકીએ,— આપણે ઝાડ કાપીએ છીએ, ઈંટો બનાવીએ છીએ, હથોડા મારી લોઢું ટીપીએ છીએ, એવાં બધાં કામો પ્રેમ વિના કરી શકીએ— પણ જેમ મધમાખોની આપણે વગર સાવચેતીએ અશનાઇ કરી શકીએ નહિ, તેમ માનવીઓ સાથે આપણે પ્રેમ વગર વ્યવહાર રાખી શકીએ નહિ. વગર સાવચેતીએ કોઇ જો મધમાખોની અશનાઈ કરવા જાય તો તે એમને ઇજા પહોંચાડે તેમ પંડને પણ ઇજા કરી બેસે. માનવીઓનું પણ એવું જ છે. અને એમ જ

હોય, એ સિવાય બીજી સ્થિતિ શકય જ નથી. કેમકે પરસ્પર પ્રેમ રાખવો એ માનવજીવનનો મૂળભૂત નિયમ છે. અલબત્ત, આપણું કામ કરી આપવા કોઇના પર આપણે જેમ બળાત્કાર ન વાપરી શકીએ, તે પ્રમાણે આપણા પર પ્રેમ રાખવા કંઇ આપણે કોઇના પર બળાત્કાર ન વાપરી શકીએ. પણ એનો અર્થ કંઈ એવો થતો નથી કે માણસો સાથે આપણે પ્રેમ વિના વ્યવહાર કરી શકીએ, અને તેમાંએ એમની પાસેથી આપણે જો કોઇ વસ્તુની અપેક્ષા રાખતા હોઇએ તો હરગીજ આપણે પ્રેમ વિના વ્યવહાર રાખી જ ન શકીએ. એટલે તમારા અંતરમાં પ્રેમનો આવિર્ભાવ ન થતો હોય તો તમે શાંત રીતે બેસી રહો,' નેખ્લ્યુડોફે અંતરમાં કહ્યું, 'કંઈ પ્રવૃત્તિ કરવી હોય તો નિર્જીવ વસ્તુઓ સાથેના વ્યવહારમાં મશગૂલ રહો, તમારી જાતને લગતાં કાર્યોમાં મચ્યા રહો, અથવા બીજું જે કંઇ તમને રુચે તે કરો; પણ તો પછી માનવીઓ સાથે કામ પાડશો નહિ. જેવી રીતે તમને ભૂખ લાગી હોય ને તમે ખાઓ તો જ તમને હાનિ ન થાય, તેવી રીતે તમે પ્રેમપૂર્વક વ્યવહાર કરો તો જ તમારી પ્રવૃત્તિ હાનિ-રહિત ને ઉપયોગી થઈ શકે. માણસ સાથે તમે પ્રેમશૂન્ય વર્તન ચલાવવા માંડો—મેં મારા બનેવી સાથે કાલે ચલાવ્યું એવું ચલાવવા માંડો—એટલે પછી તમારાં દુઃખોનો કદી પાર જ આવશે નહિ ને બેસુમાર યાતનાઓ તમારે ભોગવવી પડશે. મારું આખું જીવન એ જ વસ્તુ પુરવાર કરી રહ્યું છે. હા, ખરેખર, હકીકત એમ જ છે,' નેખ્લ્યુડોફને વિચાર આવ્યો. 'સત્ય વાત એ જ છે, એ જ છે,' ત્રાસદાયક તાપને અંતે મળેલી તાજી ઠંડી હવાનો આસ્વાદ લેતો લેતો અને પોતાના ચિત્તમાં લાંબા સમયથી ઘોળાયા કરતા પ્રશ્નનું પૂરેપુરું સમાધાનકારક નિરાકરણ મળતાં કૃતાર્થતા અનુભવતો નેખ્લ્યુડોફ ફરી ફરીને એ વાકય બોલવા લાગ્યો.

# પ્રકરણ એકતાળીસમુ

નેખ્લ્યુડોફ બેઠો હતો તે ડબ્બો બેસારુઓથી અડધો ભરાઈ ગયો હતો. બેસારુઓમાં નોકરો, મજૂરો, કારખાનાના કામગારો, ખાટકીઓ, યાહુદીઓ, દુકાનદારો, મજૂરોની બૈરીઓ, એક સૈનિક ને બે બાનૂઓ (આમાંની એક જુવાન હતી ને બીજી વૃદ્ધ હતી. વૃદ્ધ હતી તેણે ઉઘાડા હાથમાં કંકણ પહેર્યાં હતાં.) અને માથે મૂકેલી કાળી ટોપીમાં છોગાવાળો એક કડક દેખાવનો ગૃહસ્થ એટલાં જણ હતાં. જગ્યા મેળવવાની ધમાલ ક્યારની પૂરી થઈ ગઇ હતી, ને આ બધાં લોકો શાન્તથી બેઠાં હતાં. એમાંથી કેટલાંક સૂરજમુખી ફૂલનાં બી ખાતાં હતાં, કેટલાંક બીડી પીતાં હતાં, તો કેટલાંક વાતો કરતાં હતાં.

ટારાસ ડબ્બાની ચાલની જમણી બાજૂએ નેખ્લ્યુડોફ માટે જગા સાચવીને બેઠો હતો. તે ખૂબ ખુશ દેખાતો હતો અને સૂતરાઉ ડગલો પહેરીને પોતાની સામે બેઠેલા એક લઠ્ઠ શરીરના આદમી સાથે ઉત્સાહભેર વાતો કરી રહ્યો હતો. નેખ્લ્યુડોફને પાછળથી માલૂમ પડયું કે તે માળી હતો અને અત્યારે કોઇ નવે સ્થળે જવા નીકળ્યો હતો. ટારાસ પાસે જતાં જતાં ચાલમાં એ ધોળી દાઢીવાળા ને વડીલોચિત દેખાવના એક વૃદ્ધ પુરુષ પાસે અટક્યો. તેણે સૂતરાઉ ડગલો પહેર્યો હતો, અને ખેડૂતનાં જેવાં કપડાં

પહેરેલી એક જુવાન બાઇ સાથે વાતો કરતો હતો. આ બાઇની પડખે એક નાનકડી સાત વરસની છોકરી સૂરજમુખી ફૂલનાં બી સતત રીતે તોડયાં કરતી બેઠી હતી. તેણે પણ ખેડૂતના જેવાં પણ નવાં કપડાં પહેર્યાં હતાં અને પોતાના અતિસુંદર વાળ પર તેણે રૂમાલ બાંધી દીધો હતો.

ડોસાએ પાછું વાળી જોયું ને નેખ્લ્યુડોફ્‌ને દેખી તેણે પોતાના ડગલાની ચાળ એકઠી કરી લઇ ડબ્બાના ચળકતા પાટિયા પર એને માટે જગા કરી મિત્રતાભરી ઢબે કહ્યું:—

'આવો, આ રહી જગા.'

તેનો આભાર માની નેખ્લ્યુડોફ્‌ તે જગાએ બેઠો. એ બેસી ગયો કે તરત અધવચથી અટકેલી પોતાની વાત પેલી બાઇએ આગળ ચલાવી.

શહેરમાંથી તે પોતાને ગામ પાછી જતી હતી, અને પોતાના ધણીની પાસે શહેરમાં આવેલી ત્યાં તેણે પોતાનાં સુખસગવડ કેવાં સાચવેલાં તેની વાત કરતી હતી.

'કાર્નિવલમાં અહીં આવી'તી, ને ભગવાનની મહેરથી આ બીજી વાર પાછી આવી,' તેણે કહ્યું. 'હવે વળી પાછી ભગવાનની મરજી હશે તો નાતાલમાં પાછી આવીશ.'

'એ બરાબર છે,' નેખ્લ્યુડોફ્‌ ભણી નજર કરીને ડોસાએ કહ્યું. 'એમ ને એમ અવારનવાર આવતાં રહેવું સારું, નહિ તો શહેરમાં વસતા જુવાન માણસને અવળે રસ્તે ચડતાં વાર નહિ.'

'ના રે દાદા, એ એવા માણસ નથી. એને તો કોઇ જાતની લપાછપ જ ન મળે. જુવાન કુંવારકા જેવા જ જોઇ લ્યોને! કમાણીની પાઇએ પાઇ ઘેર મોકલી દે છે. ને આ દીકરીને દેખીને તો કાંઈ

રાજી થયા, કાંઈ રાજી થયા. બોલો મા એ તો,' આમ કહીને એ બાઇએ મોં મલકાવ્યું.

બીયાં તોડતી ને છોતરાં કાઢતી બેઠેલી એ નાનકડી છોકરી પોતાની માના આ શબ્દો સાંભળી રહી અને જાણે તેનું સમર્થન કરતી હોય તેમ નેખ્લ્યુડોફ તથા ડોસાનાં મોં ભણી શાંત સમજભરી દૃષ્ટિએ જોઇ રહી.

'હં, એવો સમજુ હોય તો તો બહુ સારું,' ડોસાએ કહ્યું. 'પેલા જેવો કોઇ વળગાડ જ નથી એને ?' ડબ્બામાં બીજી બાજૂએ સ્ત્રીપુરુષનું એક જોડું–કોઇ કારખાનાકામગાર ને તેની બૈરીનું જોડું–બેઠું હતું તેના તરફ નજર કરીને તેણે પૂછ્યું. આ કારખાનાકામગાર પોતાનું માથું પાછળ લઇ જઇને એક શીશીમાંથી વોડકા પોતાના મોઢામાં રેડી રહ્યો હતો. અને તેની બૈરી, આ શીશી કાઢેલી તે થેલી થોભી રાખીને તેને એકીટશે જોતી બેઠી હતી.

'ના, એને તો નથી દારૂનો વળગાડ, કે નથી બીડીનોએ વળગાડ,' પોતાના ધણીનાં વખાણ કરવાની આ વિશેષ તક મળવાથી આનંદ પામીને એ બાઇએ ડોસાને કહ્યું. 'દાદા, દુનિયામાં એના જેવા તો બહુ થોડા હોય છે,' પછી નેખ્લ્યુડોફ ભણી વળીને તેણે કહ્યું, 'એવા અમૂલખ માણસ છે એ.'

'તો એથી વળી રૂડું શું ?' પેલા કારખાનાકામગાર પર નજર રાખીને ડોસાએ કહ્યું. એ કામગારે પીવો હતો તેટલો દારૂ પી લીધો અને શીશી પોતાની બૈરીને પાછી આપી એટલે તેણે હસીને માથું હલાવ્યું અને પછી તેણે પણ શીશી ઊંચી કરીને મોંએ મૂકી. નેખ્લ્યુડોફ ને ડોસો પોતાને જોઇ રહ્યા છે એ દેખીને એ કારખાનામજૂરે નેખ્લ્યુડોફને સંબોધીને કહ્યું:

'કેમ સાહેબ, શું છે ? અમે દારૂ પીએ છીએ એટલે જોઇ રહ્યા છો ? અમે કેટલું વહીતરું કરીએ છીએ એ કોઇ જોતું

નથી, પણ કેટલો દારૂ પીએ છીએ એ સૌ જુએ છે. પણ એમાં કોઇને શું? મારી કમાણીના પૈસા છે, અને એ પૈસાનો હું દારૂ પીઉં છું ને મારી બૈરીને પાઉં છું. કોઇ પારકી બૈરીને કંઇ પાતો નથી. તો પછી એમાં બીજા કોઇને શું?'

'હા, હા,' શું બોલવું તે ન સૂઝતાં નેખ્લ્યુડોફે કહ્યું.

'ખરું કહું છું, સાહેબ, ચળી જાય એવી બાઇ નથી કંઇ મારી ઘરવાળી. મને એની બધી વાતે ટાઢક છે, કાંક એના દિલમાં મારા માટે દાઝ છે. કેમ, સાચું કહું છુંને માવ્રા?'

'લ્યો, મારે હવે વધારે નથી જોઇતો,' તેને શીશી પાછી આપતાં તેની બૈરી બોલી. 'ને શું લાંબું લાંબું ભાષણ આદર્યું છે?'

'લ્યો, જોયું! ભલી બાઇ છે હો–ભારે ભલી. પણ જો ડાગળી ચસકીને તો ઊંધ્યા વિનાના પૈડાની જેમ એકાએક ક્ચિૂડ ક્ચિૂડ કરવા માંડશે. કેમ, સાચું કહું છું ને માવ્રા?'

માવ્રા હસી પડી અને છાકટાના જેવા ચાળાથી હાથનો લહેકો કર્યો.

'અરે ભગવાન! આણે તો પાછું આદર્યું!'

'લ્યો, જોયું? ભલી બાઇ છે હો એ–ભારે ભલી. પણ જો કમાન છટકી ને તો કહેવાય નહિ હો, એ શું કરી બેસે તે... કેમ, સાચું કહું છું ને? માફ કરજો હો, સાહેબ, છાંટોપાણી લીધો છે એટલે બોલવામાં કંઈ આડું અવળું લાગે તો. હોય, શું કરવું?' તે મિલમજૂરે કહ્યું ને પછી ઊંઘી જવાની તૈયારી કરી તેની બૈરી હસી રહી હતી તેના ખોળામાં માથું મૂકી તે સૂઇ ગયો.

નેખ્લ્યુડોફ એ ડોસા કને થોડી વાર બેઠો, એટલે ડોસાએ પોતાની બધી વાત કરી. ડોસો કડિયાનો ધંધો કરતો હતો, ને ત્રેપન વરસમાં તેણે એટલી બધી ભઠ્ઠીઓ બાંધી હતી કે તેનો

ચોક્કસ આંકડો પણ ભૂલી ગયો હતો. હવે તેને આરામ લેવાની ઇચ્છા હતી, પણ તેને માટે અવકાશ મળતો નહોતો. પોતાના દીકરાઓને કામ શોધી આપી ધંધે વળગાડવા તે મોસ્કો આવ્યો હતો અને તે કામ પતાવી અત્યારે તે ગામડામાં પોતાનાં કુટુંબીઓ હતાં તેમને મળવા જતો હતો. એ ડોસાનો આ બધો વૃત્તાંત સાંભળી રહ્યો એટલે નેખ્લ્યુડોફ ટારાસે પોતાને માટે સાચવી રાખેલી જગાએ ગયો.

'બેસોને સાહેબ, ઠીક છે; આ થેલો આપણે અહીં મૂકી દઇશું.' ટારાસની સામે બેઠેલા માળીએ નેખ્લ્યુડોફના મુખ સામે જોઈ મૈત્રીભાવથી કહ્યું.

'જરાક સંકડાશ તો પડશે, પણ સૌ ઘરના જેવા છીએ એટલે ફિકર નહિ,' ટારાસે સ્મિત કરીને કહ્યું; અને બેત્રણ મણ ઉપરનો એ થેલો જાણે ફોતરું હોય એવી સહેલાઇથી ઊંચકીને બારી આગળ મૂકી આવ્યો.

'પાર વિનાની જગ્યા થઇ હવે; વળી, ઘડી વાર ઊભા રહીએ કે નીચેના ખાનામાં પડ્યા રહીએ તો ય શું થઈ જાય? મજો છે અહીં. પછી ઠાલો બબડાટ શો કરવો?' મૈત્રીભાવ ને માયાળુ-પણાથી પ્રફુલ્લ બનીને તેણે કહ્યું.

ટારાસ પોતાના સંબંધમાં કહેતો કે દારૂ પીધા વિના પોતે વાતચીત કરી શકતો નહિ. તે એમ કહેતો કે દારૂ લીધો હોય તો વાતચીતમાં યોગ્ય શબ્દ શોધી કાઢવામાં તે મદદ કરતો, અને તેથી પછી પોતે પોતાને કહેવું હોય તે સ્પષ્ટ રીતે કહી શકતો. અને વસ્તુતઃ હતું પણ તેમ જ; કેમકે દારૂ ન પીધો હોય ત્યારે તે ચૂપ જ રહેતો, પણ જ્યારે દારૂ પીધો હોય—દારૂ પીવાનો પ્રસંગ તેના જીવનમાં જવલ્લે જ આવતો, અને તે કોઇ કોઇ

વિશિષ્ટ અવસરે જ દારૂ પીતો—ત્યારે તેની જીભ છૂટી થતી અને પછી તેની ખુશનુમા વાતચીત શરૂ થતી. એ વખતે પછી તે પુષ્કળ બોલતો, સરસ રીતે, સરળ રીતે ને સચ્ચાઈભરી નિખાલસ રીતે બોલતો, ને એથી પણ વિશેષ લક્ષ ખેંચે એવી વાત તો એ હતી કે ખૂબ માયાભરી રીતે બોલતો. તેની આ માયાળુતા તેની કોમળ આસમાની આંખોમાં અને તેના હોઠ પર સદાએ રમી રહેતા મૈત્રીભાવસૂચક સ્મિતમાં પ્રકાશી ઊઠતી.

આજે તે એવી મનોદશામાં હતો. **ને**ખ્લ્યુડોફ આવ્યો એટલે તેની આવી ખુશનુમા વાતચીતમાં ભંગાણ પડ્યું. પણ પેલો થેલો યોગ્ય સ્થાને મૂકી આવીને ટારાસ ફરી પાછો બેઠો, ને પોતાના મજબૂત હાથ પોતાના ખોળામાં ભીડી રાખીને તથા માણીના મોં પર સીધી દૃષ્ટિ કરીને તેણે પોતાની વાત પાછી આગળ ચલાવી. પોતાના સહવાસમાં આવેલા આ નવા માણસને તે પોતાની વહુનો કિસ્સો પૂરેપૂરી વીગતો સાથે વર્ણવી બતાવતો હતો:—તેને અત્યારે **સા**ઇબીરિયા શા માટે મોકલતા હતા અને પોતે તેની સાથે સાથે ત્યાં શા માટે જતો હતો એ બધી વાત કહી સંભળાવતો હતો.

આ કિસ્સાની બધી વીગતો **ને**ખ્લ્યુડોફે કદી સાંભળેલી નહિ, એટલે તેની વાત તે રસપૂર્વક લક્ષ આપીને સાંભળવા લાગ્યો. એ જ્યારે ટારાસ પાસે આવી પહોંચ્યો ત્યારે તેને ઝેર દેવાની કોશિશ થએલી તે વાત અસંદિગ્ધ રૂપમાં પુરવાર થઇ ચૂકેલી, ને એ કામ **થી**ઓડોસિયાનું હતું એમ તેના કુટુંબીઓએ શોધી કાઢેલું એટલે સુધી એ કથા આવી પહોંચી હતી.

‘મારી આપદાઓની વાત કરું છું,’ **ને**ખ્લ્યુડોફને મીઠા સદ્ભાવથી સંબોધીને ટારાસે કહ્યું. ‘દૈવજોગે એક હોંસીલા આદમીનો ભેટો થઇ ગયો છે ને એમની સાથે વાત નીકળી છે એટલે મારી બધી હકીકત માંડી માળીને તેમને કહું છું.’

'બરાબર,' નૅબ્લ્યુડૉફે કહ્યું.

'હં, ત્યારે જુઓ ભાઈ, આ રીતે એ બાબતની જાણ થઈ. માએ છે તે રોટલો ઉપાડીને કહ્યું, "હું તો પોલીસ પાસે જાઉં છું." મારા બાપા ભગવાનના ઘરનું માણસ છે. "રહેવા દે હમણાં,' મારી બાને એમણે કહ્યું, "વહુ તો બીચારી સાવ બાળક છે. એટલે પોતે શું કરે છે તેનો એને ખ્યાલ પણ નહોતો. આપણે એની બાપડીની દયા ખાવાની છે. ને કાલ સવારે સમજણ આવશે એને." પણ ભાઇ, મારી મા તો કંઇ માને જ નહિ. એ તો કહે, "આપણે ઘેર રહેવા દઇએ તો વાંદાની જેમ આપણું એકે એક જણનું કાસળ જ કાઢી નાખે." એટલે ભાઈ, એ તો ઊપડી પોલીસ પાસે. પછી પોલીસનું તો પૂછવું જ શું? એ તો થઈ ગયો ઝટ સવાર અમારા બધા પર ને માંડ્યા બોલાવવા સાક્ષીઓને.'

'હં, ને તમારું શું થયું?' માળીએ પૂછ્યું.

'મારું ને? મારા તો પેટમાં પીડા ઊપડી'તી તે આમતેમ અમળાયા કરતો'તો ને ઊલટી કર્યા કરતો'તો. મારાં આંતરડાં તો બધાં ઊછળી ઊછળીને બહાર નીકળી ગયાં'તાં, ને બોલવાની પણ મને સાં નહોતી રહી. ઠીક, પછી મારા બાપાએ જઈને ભાઇ, ઘોડી પર સામાન નાખ્યો, ગાડી જોડીને થીઓડોસિયાને તેમાં બેસાડી, ને લઇ ગયા પહેલાં પોલીસચોકીએ ને પછી માજિસ્ટ્રેટ કને. પણ એને તો કશી વાત છાની હતી જ નહિ. પહેલેથી જ એણે તો બધું કહી દીધું'તું, એટલે માજિસ્ટ્રેટ કને પણ એણે બધી વાત કબૂલી દીધી–સોમલ ક્યાંથી મળ્યો ને રોટલા ભેગો કેવી રીતે ભેળવ્યો તે બધું એણે કહી દીધું. માજિસ્ટ્રેટે પૂછ્યું, "શું કામ તેં એવું કર્યું?" "શું કામ?" એણે કહ્યું. "મને એ દીઠાએ ગમતો નથી. એની ભેગાં રહેવા કરતાં તો મને

સાઇબીરિયા જવું વધારે ગમે.” સારે માટે કીધું હો,’ આમ. ટારાસ સ્મિત કરીને બોલ્યો.

‘એણે તો ભાઈ, બધી વાત આમ કબૂલ કરી દીધી. પછી તો જેલ જ મળે ને? ને બાપા બીચારા એકલા પાછા આવ્યા. હવે લણણીટાણું પાસે આવી પહોચ્યું હતું, ઘરમાં મારી મા એકલી જ હતી, ને તેના પંડમાં પણ હવે કંઇ પહેલાં જેવું જોર રહ્યું નહોતું, એટલે શું કરવું એના વિચારમાં પડયાં અમે તો. વિચાર થયો કે એને જામીન પર ન છોડે? એટલે બાપા પાછા ઊપડયા ને એક અમલદારને મળ્યા. એ કહે ના, એ બને નહિ. બીજા પાસે ગયા. મને લાગે છે એવા પાંચેક જણ પાસે ધક્કા ખાધા, ને આખરે થાકીને એ વાત પડી મૂકવાનો અમે વિચાર કરતાં’તાં, ત્યાં નસીબજોગે એક કારકુનનો ભેટો થઇ ગયો. ભારે કાબેલ માણસ, હો એ. દુનિયામાં થોડા જ હોય છે એવા. એ કહે, “મને પાંચ રૂબલ દ્યો, તો હું છોડાવી દઉં.” પાંચ તો આકરા હતા, એટલે અમે રકઝક કરી ને આખરે ત્રણ રૂબલે છોડાવી દેવાનું એણે માથે લીધું. પછી અમે શું કર્યું એ જાણો છો? અમે તો એણે પોતે વણેલું પાણકોરાનું વેજું ઘરમાં પડયું’તું એ જઇને ગિરો મૂક્યું ને પૈસા આવ્યા તે કારકુનને આપ્યા. પછી તો એણે અરજી લખી કે તરત નિકાલ થયો.’ ટારાસે કહ્યું. ‘એટલા વખતમાં હું પણ સાજો થઇ ગયો’તો, એટલે હું પોતે એને લેવા ગયો.’

‘હું તો ભાઈ શહેરમાં ગયો, ઘોડી એક ઠેકાણે બાંધી, ને કાગળ લઇને જેલમાં ગયો. “શું કામ છે એલા?” જેલવાળાએ પૂછ્યું, એટલે મેં કહ્યું કે “કામ એ છે કે મારી વહુ અહીં જેલમાં છે.” “તે તું છોડી મૂકવાનો હુકમ લઈ આવ્યો છે?” એટલે મેં પેલો કાગળ એના મોં આગળ ધરી દીધો. એણે લઇને

એના ઉપર નજર ફેરવી. "ઘડીવાર બેસ." એણે કહ્યું. એટલે હું બાંકડા પર બેઠો. બપોર ક્યારના થઇ ગયા હતા. પછી એક અમલદારસાહેબ આવ્યા. એણે આવીને પૂછ્યું, "તારું નામ બિરુકોફ?" "જી, હા," મેં કહ્યું. "ઠીક ત્યારે, લઇ જા. આ તારી બૈરીને." પછી તો દરવાજો ઊઘડ્યો, ને ઘરનાં લૂગડાં પહેરીને એ સાર્જીસમી આવી પહોંચી. મેં કહ્યું, "લે, ચાલ હવે." "તમે ચાલતાં આવ્યા છો?" "ના, હું તો ગાડી લઇને આવ્યો છું." પછી મેં જઇને તબેલાવાળાનું ભાડું ચૂકવ્યું, ઘોડી પર સામાન નાખ્યો, વધ્યું'તું એ બધું ખડ ગાડીમાં પાથરી દીધું ને ઉપર એને બેસવા સારુ કોથળા બિછાવી દીધા. એટલે તે ગાડીમાં ચડી બેઠી, ને પોતાની કામળી એણે શરીરની આસપાસ લપેટી દીધી. આમ અમે ઘર ભણી હંકાર્યું. રસ્તામાં એય કંઇ બોલે નહિ, ને હુંય કંઈ બોલું નહિ. પછી ઘર છેક પાસે આવ્યું ત્યારે એ બોલી, "માને કેમ છે? ખુશીમાં છે ને?" "હા, ખુશીમાં છે." "ને બાપા, એ પણ ખુશીમાં છે ને?" "હા, એ પણ ખુશીમાં છે." "મેં મૂર્ખાઇ કરી હો, ટારાસ," એ બોલી, "મને માફ કરજો. હું શું કરું છું એની એ વખતે મને ખબર જ નહોતી." એટલે મેં કહ્યું, "બોલ્યે બગડી બાજી સુધરે નહિ. ને મેં તો તને ક્યારની માફી આપી દીધી છે." પછી એ કંઇ બોલી નહિ. અમે ઘેર પહોંચ્યાં કે તરત એ જઇને માના પગમાં પડી. એટલે માએ કહ્યું, "ભગવાન તારા વાંક માફ કરશે." ને બાપાએ કહ્યું, "કાં, કેમ છો? હવે થઈ ગયું એ થઇ ગયું. એ વાત ભૂલી જવી ને હવે પછીથી સારી રીતે રહેવું. ને કેવી સારી રીતે રહે છે એની કસોટીનો વખત પણ અત્યારે બરાબરનો છે. સ્કોરોડિનોમાં કાપણી કરવાની છે," એમણે કહ્યું. "ખેતરમાં ખાતર નાખ્યું છે, એટલે એ જમીનમાં 'રાઇ'નો પાક

તો એવો સરસ થયો છે કે દાતરડું કામ કરે એમ નથી. છોડ બધા અંદર અંદર અટવાઇ ગયા છે ને પાકના ભારથી નમી ગયા છે. એટલે હવે લણી લેવો જોઇએ પાક. માટે બીજી બધી વાત મૂકીને તું ને ટારાસ કાલથી એ કામે વળગી જાઓ તો બસ." બસ ભાઇ, પછી તો તે દિવસથી તે કામે પણ વળગી ગઈ, ને એવું કામ કરવા મંડી કે સૌ દિંગ જ થઈ ગયાં. એ વખતે અમે ત્રણ દેસ્યાતિન જમીન સાંથે રાખી'તી, ને ભગવાનની મહેરથી ઓટ ને 'રાઇ' એ બન્નેનો ભારે સરસ પાક થયો'તો તેમાં. પછી તો હું કાપણી કરું, ને એ પૂળીઓ વાળે. કેટલીક વાર વળી અમે બન્ને કાપણી કરીએ. મારો હાથ એ કામમાં બહુ સારો ચાલે છે, ને મને એમાં ધાસ્તી પણ નથી લાગતી; છતાં આ તો જે કોઈ કામ હાથ ધરે એમાં મને પણ ટપી જાય એવી છે. ભારે ચપળ બાઈ છે એ, જુવાન ને જીવનના જોમથી ભરપૂર. ને આ કામમાં તો ભાઇ, એને એટલી બધી હોંશ આવતી હતી કે ઊલટી મારે તેને રોકી રાખવી પડતી. કામ કરીને અમે ઘેર જઇએ ત્યારે અમારાં આંગળાં સૂજી ગયાં હોય ને અમારાં બાવડાં કળતાં હોય, છતાં એ તો વિસામો લેવાને બદલે કોઢિયામાં જઇને બીજા દિવસે પૂળિયાં વાળવાના બંધ કરવા લાગે. આવો અજબ પલટો એનામાં થઇ ગયો."

'હં, ને તમારા તરફ એની કંઇ માયા બંધાએલી?' માળીએ પૂછ્યું.

'હાસ્તો, એમાં વળી પૂછવું શું? એ તો જાણે અમારા બન્નેમાં એક જ જીવ હોય એટલી બધી મારી આસપાસ લપેટાઇ ગઈ. મને કંઇ પણ વિચાર આવે તો એ સમજી જાય. મારી માને તો એના પર બહુ દાઝ ચડી'તી, તોય તે પણ બોલી ઊઠેલી કે "આ તો એવું લાગે છે કે આપણી થીઓડોસિયા સાવ બદલાઇ

જ ગઈ; હવે તો તે છેક જુદી જ જાતની બની ગઈ છે!" એક વાર બે ગાડાં લઈને બધા પૂળા ભરી ઘેર લાવવા અમે નીકળેલાં. થીઓડોસિયા ને હું પહેલા ગાડામાં બેઠાં હતાં, એટલે મેં એને કહ્યું, "થીઓડોસિયા, તને એવું તે કેમ સૂઝયું?" ત્યારે એણે જવાબ આપ્યો કે "મને એવું કેમ સૂઝયું એમ? જુઓ, મને એવું આમ સૂઝયું કે મને તમારી જોડે રહેવું જ નહોતું ગમતું. મને તો તે દિવસે એમ થતું'તું કે તમારી જોડે રહેવા કરતાં તો મરી જાઉં એ સારું!" એટલે મેં પૂછ્યું, "ને હવે?" ત્યારે એ બોલી કે "હવે તો તમે મારા કાળજાની કોર જેવા છો!"' આટલું બોલીને ટારાસ અટકયો, પોતાનું મોં મલકાવ્યું ને જાણે ચકિત થયો હોય એવી રીતે પોતાનું માથું ધુણાવ્યું. 'બધો પાક માંડ ઘર ભેળો કર્યો હશે ત્યાં તો હું શણ ચોપવા ગયો, ને ત્યાંથી ઘેર પાછો આવ્યો ત્યાં'—આટલું બોલીને તે રહી ગયો, ને ઘડીવાર થોભ્યો, 'તો અદાલતનો સમન્સ આવ્યો કે એના પર કામ ચાલવાનું છે માટે એને આવ્યા વિના છૂટકો નથી. ને અહીં ત્યારે અમે તો જેને કારણે એના પર કામ ચાલવાનું હતું તે આખી વાત જ સાવ ભૂલી ગયાં'તાં.'

'એ તો એને સેતાને ઉશ્કેરેલી, બાકી એવું કામ એ બાઈને સૂઝે જ નહિ,' માળીએ કહ્યું. 'નહિ તો કોઇ પણ જીવતા પ્રાણીનો નાશ કરવાનો કોઈ પણ માણસને પોતાની મેળે ખ્યાલ આવી શકે ખરો? અમારા ગામમાં એક આદમી હતો—' આમ કરીને એ માળી એક વાત શરૂ કરવા જતો હતો ત્યાં ગાડી ધીમી પડી.

'કોઈ સ્ટેશન આવતું લાગે છે,' તે બોલ્યો. 'હું જરાક જઇને પાણી પી આવું.'

વાતચીત બંધ પડી ને નેખ્લ્યુડોફ પણ માળીની પાછળ પાછળ ડબ્બામાંથી નીકળી સ્ટેશનના ભીંજાએલા પ્લૅટફૉર્મ પર આવ્યો.

# પ્રકરણ બેતાળીસમું

નેખ્લ્યુડૉફ ડબ્બામાંથી બહાર આવ્યો એ પહેલાં સ્ટેશનના ચોગાનમાં એણે કેટલીક સુંદર ગાડીઓ ઊભેલી દીઠી હતી. એમાંની કેટલીકને ત્રણ તો કેટલીકને ચાર ઘોડા જોડેલા હતા ને તે ઘોડાના સામાનની ઘૂઘરીઓ ઘમકતી હતી. પ્લૅટફૉર્મનાં કાળાં ભીનાં પાટિયાં પર એણે પગ મૂક્યો ત્યારે ફર્સ્ટક્લાસના ડબ્બા આગળ એણે લોકોનું ટોળું એકઠું થએલું દીઠું. આમાં ધ્યાન ખેંચે એવી વ્યક્તિઓમાં એક લઠ્ઠ શરીરની બાનૂ હતી, તેણે વૉટરપ્રૂફ ડગલો પહેર્યો હતો ને ટોપીમાં કિંમતી પીંછાં ઘાલ્યાં હતાં, તથા બીજો એક ઊંચો પાતળા પગનો જુવાન હતો. તેણે સાઇકલ પર પહેરવાનો પોશાક ધારણ કર્યો હતો, અને પોતાની સાથે ગળે કિંમતી કૉલર પહેરાવેલો એવો એક ગંજાવર કદનો હૃષ્ટપુષ્ટ કૂતરો રાખ્યો હતો. આ બન્ને જણની પાછળ કામળાઓ તથા છત્રીઓ લઇને કેટલાક નોકરો તથા એક કોચમૅન ઊભો હતો. આ સૌ પણ ગાડી પર કોઇને લેવા આવ્યા હતા.

એ હૃષ્ટપુષ્ટ બાનૂથી માંડીને તે લાંબો ડગલો ધારણ કરીને ઊભેલા કોચમૅન સુધીના એ આખા સમૂહ પર સમૃદ્ધિ અને સ્વસ્થ કૃતકૃત્યતાની છાપ જોઈ શકાતી હતી. આ સમૂહની આસપાસ કુતૂહલ વૃત્તિવાળું ને ખુશામતિયું એવું એક મંડળ પળવારમાં

એકઠું થઈ ગયું. આ મંડળમાં લાલ ટોપી પહેરેલો સ્ટેશનમાસ્તર, એક સિપાઇ, ગળે મણકાની માળા ધારણ કરેલી અને રશિયન પોશાકમાં સજ્જ એવી એક યુવાન દૂબળી બાનૂ (આખા ઉનાળા દરમિયાન આ બાનૂએ સ્ટેશનમાં આવતી એકેએક ગાડી જોવાનો ઠરાવ જ કરેલો.) તારમાસ્તર અને સ્ત્રી તેમ પુરુષ ઉતારુઓ એકઠાં થયાં હતાં.

પેલો કૂતરો રાખીને ઊભેલો માણસ તો શાળામાં અભ્યાસ કરતો હતો તે કોર્ચાગિનનો પુત્ર હતો, એમ નેખ્લ્યુડોફ વરતી ગયો અને પેલી સ્થૂલકાય સન્નારી તે પ્રિન્સેસની બહેન હતી અને તેની જાગીરે આવવા જ કોર્ચાગિનકુટુંબ અત્યારે મુસાફરી કરી રહ્યું હતું. સોનેરી દોરી ને ઢીંચણ સુધીના ચળકતા બૂટ પહેરીને ફરતા ગાર્ડે આવીને તેમના ડબ્બાનું બારણું ખોલ્યું, અને અંદરના ધનાઢ્ય ઉતારુ પ્રત્યેની પોતાની માનવૃત્તિ પ્રદર્શિત કરવા ખાતર તે એ બારણું પકડીને ઊભો રહ્યો, એટલે ફિલિપ તથા સફેદ મળવસ્ત્રધારી એક મજૂરે લાંબા ચહેરાવાળી પ્રિન્સેસને તેની ફોલ્ડિંગ ખુરસીમાં બેસાડી સંભાળપૂર્વક ડબ્બા બહાર કાઢી. પ્રિન્સેસ બહાર આવી એટલે બન્ને બહેનોએ પરસ્પર આવકારવચન કહ્યાં ને તરત ફ્રેન્ચ વાક્યાવલિની ધારા વછૂટી. એ વખતે પ્રશ્ન ઊભો થયો કે પ્રિન્સેસ ખુલ્લી ગાડીમાં બેસીને જશે કે બીડેલી ? આખરે આ બધું સરઘસ સ્ટેશનના દરવાજા ભણી વળ્યું, અને પ્રિન્સેસની દાસી વાંકડી ઝૂલવાળો પોશાક પહેરી તથા હાથમાં રેશમી છત્રી તથા ચામડાની બૅગ લઈને સૌની પાછળ પાછળ નીકળી.

નેખ્લ્યુડોફને એમને ફરીથી મળવાની અને ફરી વળી પાછી એમની કનેથી રજા લેવાની ઇચ્છા નહોતી, એટલે પ્લૅટફૉર્મ પર આંટા મારતો હતો તેમાં પોતે દરવાજા સુધી પહોંચે તે પહેલાં એ

અધવચથી અટકી ગયો ને આ આખું સરઘસ પસાર થઇ જાય તેની વાટ જોવા લાગ્યો.

પ્રિન્સેસ, તેનો દીકરો, મિસી, દાક્તર અને દાસી, એટલાં જણ પહેલાં બહાર નીકળ્યાં, અને વૃદ્ધ પ્રિન્સ તથા તેની સાળી એ બન્ને પાછળ રહ્યાં. નેખ્લ્યુડોફ એમનાથી ખૂબ દૂર હતો એટલે એમની વાતચીતમાંથી થોડાં છૂટાંછવાયાં ફ્રેંચ વાક્યો ઉપરાંત એ કશું સાંભળી શકે એમ હતું નહિ. ઘણી વાર બને છે તેમ, પ્રિન્સે ઉચ્ચારેલું આમાંનું એક વાક્ય તેની ઉચ્ચારપદ્ધતિ અને કંઠધ્વનિની પૂરી વીગતો સાથે કોઇ અકળ કારણે એની સ્મૃતિમાં જડાઇ ગયું.

‘અરે, એ તો સર્વોત્તમ સમાજનો પુરુષ છે, ખરેખર સર્વોત્તમ સમાજનો,’ વિનયપૂર્વક સાથે સાથે ચાલતા ગાર્ડો અને મજૂરોથી વીંટળાઇને પોતાની સાળીની જોડે સ્ટેશન બહાર જતાં જતાં પ્રિન્સે કોઇકના વિશે પોતાના મોટા ને આત્મસંતોષભર્યા અવાજે કહ્યું.

આ પળે સ્ટેશનના ખૂણાની પાછલી બાજૂએથી મજૂરોનું એક ટોળું એકાએક આવી ચડયું. વૃદ્ધ ને જુવાન બધા મળીને વીસ માણસો હતા તેઓ. તે સૌના ચહેરા થાકભર્યા, સૂર્યના તાપને લીધે કાળા પડી ગએલા, ને મ્લાન હતા. તેમણે ઝાડની છાલના જોડા પહેર્યા હતા અને ઘેટાના ચામડાના બનાવેલા પોતાના ડગલા તથા સામાનના કોથળા પોતાની પીઠ પર ઉપાડયા હતા. આ મજૂરો ધીરે પણ મક્કમ પગલે પાસેના ડબ્બા આગળ ગયા, પણ અંદર પેસવા જતા હતા ત્યાં એક ગાર્ડે આવીને તેમને ત્યાંથી હાંકી કાઢયા. એટલે ત્યાં થોભ્યા વિના આ મજૂરો ઉતાવળ કરતા તથા એકબીજાને હડસેલા મારતા આગળ ચાલ્યા ને બીજા ડબ્બા પાસે આવી પોતાના કોથળા ડબ્બાનાં બારણામાં તથા ખૂણામાં

ભરાવતા ભરાવતા અંદર પેસવા લાગ્યા, પણ ત્યાં વળી એક બીજો ગાર્ડ સ્ટેશનના દ્વારમાં ઊભો હતો ત્યાંથી તેમને દેખી ગયો એટલે તેણે કડકાઈથી મોટે અવાજે હાક મારી. આથી આ બધા મજૂરો અંદર દાખલ થઈ ગયા હતા તેઓ વળી પાછા ઝટ ઝટ ડબ્બામાંથી નીચે ઊતરી ગયા, અને પહેલાનાં જેવાં જ ધીરાં પણ મક્કમ પગલે વળી આગળ ચાલી. એ પછીના ડબ્બા પાસે–નેખ્લ્યુડોફવાળા ડબ્બા પાસે–આવ્યા. અહીં પણ એક ગાર્ડ તેમને રોકવા જતો હતો, પણ નેખ્લ્યુડોફે કહ્યું કે ડબ્બામાં પુષ્કળ જગા છે એટલે તેઓ ખુશીથી અંદર દાખલ થાય. એટલે નેખ્લ્યુડોફની સૂચના અનુસાર તેઓ અંદર પેઠા ને નેખ્લ્યુડોફ પણ તેમની પાછળ પાછળ દાખલ થયો. અંદર આવીને મજૂરો ડબ્બામાં બેઠક પર બેસવા જતા હતા ત્યાં પેલો ટોપીમાં છોગાવાળો ગૃહસ્થ ને બે બાનૂઓ પોતાના ડબ્બામાં બેસવાના આ લોકોના આ પ્રયાસને અંગત અપમાનરૂપે ગણીને રોષપૂર્વક વાંધો ઉઠાવવા લાગ્યાં તથા તેમને ત્યાંથી હાંકી કાઢવાને પોતાનો વિચાર તેમણે દર્શાવ્યો. એટલે એ મજૂરો વળી પાછા પોતાનો સામાન લઈને ત્યાંથી ઊઠયા અને કોથળા ડબ્બાના બાંકડા, દીવાલો તથા બારણાંમાં ભરાવતા ને ભટકાવતા બહાર નીકળવાની તૈયારી કરવા લાગ્યા. આ બધી અથડામણમાં એમને વાંક બીજા કોઈનો નહિ પણ એમનો પોતાનો જ જણાતો હોય એમ લાગ્યું, અને આમ ને આમ આગળ આગળ કરતાં છેક દુનિયાને છેડે જવું પડે તો ત્યાં પણ જવાને અને આ લોકો પોતાને અણીદાર ખીલા પર બેસવાનું કહે તો ખીલા પર પણ બેસવાને જાણે તેઓ તૈયાર હોય એવું એમના દેખાવ પરથી લાગતું હતું.

'એલા રોંચાઓ, ક્યાં આમ હડસેલા હડસેલ કર્યા કરો છો? બેસી જાઓ અહીં,' એક બીજો ગાર્ડ એમને મળ્યો તેણે બૂમ પાડીને કહ્યું.

'અહીં તો કંઇક નવી નવાઇની વાત છે,' પેલી બે બાનૂઓ બેઠી હતી તેમાંની નાનીએ ફ્રેંચ ભાષામાં એકાએક કહ્યું. તેણે ખાતરીપૂર્વક ધારેલું કે પોતે આવી ફાંકડી રીતે ફ્રેંચ ભાષામાં બોલી એટલે નેખ્લ્યુડોફનું લક્ષ પોતે જરૂર ખેંચી શકશે.

કંકણ પહેરેલી પેલી બાનૂએ નાકનું ટેરવું ચડાવી મોંના ચાળા કરવા માંડયા, અને આવા ગંધાતા ગામડિયા ભેગા બેસવાથી મળતી મજા માણવા વિશે કટાક્ષપૂર્વક કંઇક ટકોર કરી.

કોઇ આફતમાંથી ઊગરી ગએલા માણસો અનુભવી શકે એવો આનંદ ને એવું સ્વાસ્થ્ય અનુભવતાં આ મજૂરલોકોએ પોતાના કોથળા પોતાની ખાંધેથી આંચકો મારીને નીચે મૂક્યા ને પછી ડબ્બાની બેઠકો નીચે તે ખડકી દીધા.

માળી પોતાની અસલ જગા ખાલી રાખીને ટારાસ પાસે વાતો કરવા ગયો હતો, તે હવે ત્યાંથી ઊઠીને પોતાની જગાએ પાછો આવ્યો, એટલે ટારાસની સામેની બાજૂએ બે ને પડખે એક એમ ત્રણ જગાઓ ખાલી થઇ. આથી પેલા મજૂરોમાંથી ત્રણ જણા આ ખાલી જગાએ બેસી ગયા. પણ શેઠિયા માણસ જેવો પોશાક પહેરેલો નેખ્લ્યુડોફ જ્યારે ત્યાં પાછો આવ્યો ત્યારે એ લોકો શિયાવિયા થઈ ગયા અને એ જગાઓ ખાલી કરવા ઊભા થયા. પરંતુ નેખ્લ્યુડોફે એમને ત્યાં ને ત્યાં બેસી રહેવા કહ્યું ને પોતે ડબ્બાના મધ્યભાગમાં સૌની આવજાવ માટે જે રસ્તો હતો તેની પડખેની બેઠકના હાથા પર બેઠો.

આ જોઈ મજૂર લોકોમાં પચાસેક વરસની ઉંમરનો એક ડોસો હતો તેણે પોતાની સાથેના એક જુવાન આદમી સામે આશ્ચર્ય તેમ વિશેષમાં વળી બીતિસૂચક ભાવથી દૃષ્ટિવિનિમય કર્યો. એના જેવો ગૃહસ્થ માણસ તો ગામડિયા લોકોને ધધડાવીને હાંકી કાઢે,

છતાં નેખ્લ્યુડોફે તેમ ન કરતાં પોતાની જગા બેસવા આપ
દીધી એ જોઈને આ લોકો ચકિત થઇ ગયા તેમ ગૂંચવાડામાં પડ્યા
વિશેષમાં તેમને ડર પણ લાગ્યો કે આનું પરિણામ કંઇક માઠું આવે

પણ નેખ્લ્યુડોફને જ્યારે તેમણે ટારાસ સાથે કશા આડંબર
વિના સરળભાવે વાતો કરતો દીઠો ત્યારે તેમને તરત લાગ્યું કે
આમાં કોઇ ગુપ્ત કાવતરા જેવું કશું છે નહિ. એટલે તેમને નિરાંત
થઈ ને એક જુવાનિયાને પોતાના કોથળા પર બેસાડી તેણે નેખ્લ્યુ
ડોફને એની અસલ જગાએ બેસવા આગ્રહ કર્યો. નેખ્લ્યુડોફની
સામેની બાજૂએ એક પાકટ વયનો મજૂર બેઠો હતો તે પહેલાં
તો પોતાના પગ ક્યાંક આ શેઠિયા માણસને અડકી જશે એવી
બીકે સંકોચાઇ ગયો ને પોતાના પગ તેણે ખેંચી લીધા, પણ થોડી
વારમાં તે એની સાથે ખૂબ ભળી ગયો, અને એની સાથે તેમ
ટારાસ સાથે વાતો કરતાં પોતાની વાતના કોઇ ભાગ ભણી
તેને ખાસ ધ્યાન ખેંચવું હોય ત્યારે નેખ્લ્યુડોફના ઘૂંટણ પર
પરિચિત જનને છાજે તેમ જરા ટાપલી પણ મારવા લાગ્યો.

તેણે નેખ્લ્યુડોફને તેમ ટારાસને પોતાના જીવનની બધી
હકીકત કહી તથા પોતે જ્યાંથી પાછો ફરી પોતાને વતન જઇ
રહ્યો હતો તે લીલનાં કળણોમાં પોતે જે કામ કરી રહ્યો હતો
તેનો પણ તેણે તેમને ખ્યાલ આપ્યો. એ કળણોમાં તે અઢી માસથી
કામ કરતો હતો અને તે કામના તેને જે પૈસા મળેલા તે પોતાની
સાથે પોતાને ઘેર લઇ જતો હતો. આ પૈસાની રકમ દસ રૂબલની
જ હતી, કેમકે મહેનતાણા પેટે થોડી રકમ તો પોતાને
કામે રાખ્યા ત્યારે આગળથી મળી ગઇ હતી. એ લોકો
સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધીનો બધો વખત ઢીંચણપૂર પાણીમાં
રહીને કામ કરતા હતા, ને વચ્ચે ફક્ત બે કલાકનો ગાળો તેમને
ખાવા માટે મળતો હતો તે બધી વાત તેણે એમને સમજાવી.

'જેમને આ કામનો મહાવરો ન હોય તેમને બેશક એ બહુ આકરું લાગે છે,' તેણે કહ્યું, 'પણ માણસ જ્યારે આવે ઠેકાણે કામ કરી કરીને ટેવાઈ જાય ને ખડતલ થઈ જાય ત્યારે જો ખોરાક સારો મળતો હોય ને, તો પછી કંઇ વાંધો આવતો નથી. શરૂઆતમાં અમને ખોરાક ખરાબ મળતો'તો. પછી લોકોએ બૂમ ઉઠાવી, એટલે સારો ખોરાક મળવા લાગ્યો ને પછી કામ કરવું સહેલું થઈ પડયું.'

પછી તેણે વાત કરી કે અઠયાવીસ વરસથી પોતે કમાવા નીકળેલો અને આ બધાં વરસો દરમિયાન પોતાની બધી કમાણી તે પોતાને ઘેર મોકલી દેતોઃ શરૂઆતમાં પોતાના બાપ પર મોકલતો, પછી પોતાના મોટેરા ભાઈ પર મોકલતો, ને હવે અત્યારે પોતાનો ભત્રીજો ઘરની સંભાળ રાખતો હતો તેને મોકલતો હતો. આખા વરસમાં તેને પચાસ કે સાઠ રૂબલ મળતા તેમાંથી પોતાના પંડ માટે તો તમાકુ ને દીવાસળી ને એવી એવી જરા શોખની ચીજ ખાતર માંડ બે કે ત્રણ રૂબલ તે ખર્ચતો. બાકીનું બધું તે ઘેર મોકલી દેતો એની વાત તેણે કરી.

'પણ હું તો પામર પ્રાણી છું, કેમકે થાકી ગયો હોઉં ત્યારે થોડો વોડકા પણ હું તો પીઉં છું,' આત્મદોષસૂચક સ્મિત કરીને તેણે કહ્યું.

પછી તેણે ઘેર બૈરાંઓ કેમ કામ કરે છે તેની તથા કોન્ટ્રાક્ટરે આજે બધા આદમીઓને વોડકાની જ્યાફત આપેલી, અને મજૂરવર્ગમાંથી એક જણ મરી ગએલો ને બીજો માંદો પડેલો તેની વાત આ બે જણને કરી. તેણે વાત કરી તે માંદો મજૂર આ જ ડબ્બાના એક ખૂણામાં પડ્યો હતો. તે જુવાન છોકરો હતો, તેનો ચહેરો માંદલા જેવો ફીકો પડી ગયો હતો અને તેના

હોઠ ભૂરાશપડતા હતા. તાવને લીધે તે કૃશ થઇ ગયો હતો એ સ્પષ્ટ દેખી શકાતું હતું. નેખ્લ્યુડોફ તેની પાસે ગયો, પણ તે છોકરાએ તેની સામે એવી સખત ને દર્દભરી દૃષ્ટિ કરી કે તેને કંઇ પૂછપરછ કરી તકલીફ આપવી તે એને દુરસ્ત ન લાગ્યું, એટલે એણે તો પેલા પીઢ વયના માણસને જ આ દરદીને માટે ક્વિનાઇન લાવી આપવાની સલાહ આપી, અને ક્વિનાઇનનું નામ પણ તેને એણે લખી આપ્યું. ક્વિનાઇન ખરીદવાના પૈસા પણ એ તેને આપવા જતો હતો, પણ પેલા બુઝર્ગ મજૂરે કહ્યું કે તેના પૈસા તો પોતે આપી દેશે.

'મેં બહુ બહુ મુસાફરી કરી છે ને ઘણાં ઘણાં ગામ જોયાં છે, પણ આવો શેઠિયો મેં અગાઉ કદી દીઠો નથી. બીજા શેઠિયા તો આપણું માથું ચીરી નાખે, પણ આ તો પોતાને બેસવાની જગા ય બીજાને આપી દે છે,' એ ડોસાએ ટારાસને કહ્યું. 'એ ઉપરથી તો એમ લાગે છે કે શેઠિયાઓમાં પણ જુદી જુદી બધી જાતના માણસો હોય છે.'

'હા, આ તો સાવ નવી ને જુદી જ જાતની દુનિયા છે, આ દૂબળા સ્નાયુબદ્ધ અવયવો, ઘેર વણેલાં ખરબચડાં કપડાં, ને સૂર્યના તાપને લીધે શામળા બની ગએલા ને થાકભર્યા લાગતા છતાં માયાળુ ચહેરા જોઇને તથા પોતાની આસપાસ મજૂરની જિંદગી ગાળતાં નવાં માણસો અને શ્રમપ્રધાન જીવનમાં અનુભવી શકાય એવા ગંભીર રસ, સુખ તથા દુઃખનું વાતાવરણ ચોતરફ વીંટળાઇ વળેલું દેખીને નેખ્લ્યુડોફને વિચાર આવ્યો.

'સર્વોત્તમ સમાજ જોઇતો હોય તો આ રહ્યો,' પ્રિન્સ કોર્ચાગિનના શબ્દો સાંભરતાં તથા એ કોર્ચાગિનકુટુંબીઓ જે

લહેરી આળસુ દુનિયામાં વસતાં હતાં તે દુનિયાનું તથા તેના તુચ્છ સ્વાર્થોનું ને ભાવોનું સ્મરણ થતાં **નેખ્લ્યુડોફને** વિચાર આવ્યો અને એ વિચાર આવતાં કોઈ પ્રવાસી કોઈ નવી અજ્ઞાત ને સુંદર ભૂમિ શોધી કાઢે ત્યારે તેને જેવો આનંદ થાય તેવો આનંદ એને થયો.

# પરિશિષ્ટ

## ૧

## હેનરી જ્યોર્જ

**જ**ગત જેમ આગળ વધતું જાય છે, વિજ્ઞાન જેમ પ્રગતિ કરતું જાય છે, ને માનવબુદ્ધિ જેમ સુખસગવડનાં સાધનોમાં ઉમેરો કરતી જાય છે, તેમ, આશ્ચર્યની વાત છે કે, સૌએ આશા રાખ્યા મુજબ લોકોની ગરીબાઈ ઘટવાને બદલે ઊલટી વધતી જાય છે. આમ થવાનું કારણ શું ને એના નિવારણનો ઉપાય શો? આ કૂટપ્રશ્નની મીમાંસા કરનારો જે સમર્થ અર્થશાસ્ત્રી અમેરિકામાં થઇ ગયો તેનું નામ હેનરી જ્યોર્જ. તે ૧૮૩૯ માં ફિલાડેલ્ફિયામાં જન્મ્યો હતો. શરૂઆતમાં તેણે વહાણમાં નોકરી કરેલી, પછી તે છાપખાનામાં રહેલો, પછી પત્રકાર બનેલો, ને છેવટે તેને કેલિફોર્નિયામાં એક સારી જગા મળી ગએલી. પ્રારંભમાં સૂચવેલા દુનિયાના વધતા જતા દારિદ્રયના પ્રશ્ન પર તેણે જે ગ્રંથ લખ્યો છે તેનું નામ 'પ્રગતિ ને દારિદ્રય' ('પ્રોગ્રેસ એન્ડ પોવેર્ટી') એવું છે, અને એ તેનો શકવર્તી ગ્રંથ ગણાય છે. આ ગ્રંથે તેને જગતના અગ્રણી ચિંતકોની હારમાં મૂકી દીધો છે. એમાં તેણે જે વિચાર દર્શાવ્યા છે તેના પ્રચાર અર્થે અમેરિકામાં તેમ અન્યત્ર જુદાં જુદાં મંડળો સ્થપાએલાં. અમેરિકાના ઘણા તેજસ્વી યુવકોએ

તેના આ વિચાર ઝીલી લીધેલા અને વિદેશમાં પણ તેને મોટો અનુયાયીવર્ગ મળી ગએલો. આ વિદેશી અનુયાયીઓમાં ટૉલ્સ્ટૉય મુખ્ય હતા. પોતાના એ ગ્રંથમાં હેનરી જ્યોર્જે નવી કરપદ્ધતિનું પ્રતિપાદન કરેલું. તે કરપદ્ધતિ એક-કર-પદ્ધતિ ('સિંગલ ટેક્સ-સિસ્ટમ') ને નામે ઓળખાય છે. ન્યુઝીલેંડ, ક્વીન્સલેંડ, ન્યુ સાઉથવેલ્સ વગેરે દેશોએ તેની આ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે. 'પ્રોગ્રેસ એન્ડ પોવર્ટી'ના પ્રકાશન પછી હેનરી જ્યોર્જને અસાધારણ લોકાદર મળેલો. તે જ્યારે ગુજરી ગયો ત્યારે અમેરિકાના આખા ઇતિહાસમાં કોઇ પણ ખાનગી ગૃહસ્થને કદી પણ નહિ અપાએલું એવું અપૂર્વ માન તેને આપવામાં આવેલું. તેના મુખ્ય પુસ્તકો છ છેઃ (૧) *Progress and Poverty,* (૨) *Social Problems,* (૩) *Protection or Free-trade,* (૪) *The Condition of Labour,* (૫) *A Perplexed Philosopher,* (૬) *Political Economy.* દલીલની સચોટતા, વિચારની ઉચ્ચતા, ને શૈલીની સુંદરતાને લીધે તેનાં પુસ્તકોનો બહુ જબરો પ્રચાર થયો છે અને અર્થશાસ્ત્ર જેવા શુષ્ક વિષયને તેણે અત્યંત રસિક ને લોકગમ્ય બનાવી દીધો છે. દહાડે દહાડે વધુ ને વધુ અર્થશાસ્ત્રીએ—સામાન્ય નહિ પણ જગન્માન્ય અર્થશાસ્ત્રીઓ—તેના મુખ્ય સિદ્ધાન્તનો હવે સ્વીકાર કરવા લાગ્યા છે. અમેરિકાનો જાણીતો ફિલસૂફ જોન ડ્યૂઇ તેને પ્લેટોથી તે આજ સુધીમાં આંગળીને વેઢે ગણી શકાય એવા જે થોડા મહાન સમાજશાસ્ત્રીઓ થઇ ગયા છે તેના વર્ગમાં મૂકે છે. એ કહે છે તેમ જગતમાં નામાંકિત અર્થશાસ્ત્રીઓ તો ઘણા થયા છે, પણ તેઓ બધા શાસ્ત્રીયતાના ઘમંડમાં માનવ પ્રકૃતિનાં કેટલાંક મૂળતત્ત્વોને જ પોતાના પ્રતિપાદનમાં વીસરી ગયા છે; તો બીજી બાજૂએ સામાજિક અનર્થપરંપરાથી ઊકળી

ઊઠેલા લોકવત્સલ લેખકો પણ ઘણા થઇ ગયા છે, પણ તેઓ વળી કેટલીક નક્કર હકીકતો પ્રત્યે જ અખાડા કરે છે. ત્યારે હેનરી જ્યોર્જની વિશિષ્ટતા એ છે કે શાસ્ત્રીય ઝીણવટની સાથે તેણે લોકસેવાની ધગશનો વિરલ સમન્વય કર્યો છે અને દારિદ્ર્ય-નિવારણની કેવળ કાલ્પનિક નહિ પણ અણીશુદ્ધ અમલમાં મૂકી શકાય એવી સુવિચારિત યોજના તેણે જગત આગળ રજૂ કરી છે. અને આમાં જ સમાજશાસ્ત્રી તરીકે તેની અસાધારણ મહત્તા રહેલી છે.

## ૨

## એક–કરપદ્ધતિ

હેનરી જ્યોર્જ કહે છે કે સાર્વજનિક કાર્યો ચલાવવા માટે દેશમાં અત્યારે જાતજાતના કર લેવામાં આવે છે તેને બદલે એક જમીન પર જ કર રાખવો જોઇએ અને બીજા બધા કર નાબૂદ કરવા જોઇએ. આ રીતે તેના કહેવા પ્રમાણે એકલો જમીન પરનો કર જ જરૂરનો છે, માટે તેણે સૂચવેલી પદ્ધતિને એક–કરપદ્ધતિ ('સિંગલટેક્સસિસ્ટમ') એવું નામ આપ્યું છે. દ્રવ્યમાત્રનું સાચું ઉત્પત્તિસ્થાન જમીન જ છે એ દેખીતી વાત છે, એટલે તેના પર કર નાખવાથી જે આવક થાય તે જ રાજ્યની સાચી આવક કહેવાય. પણ જમીન ખરી રીતે કોઇ પણ વ્યક્તિની ખાનગી મિલકત નથી ને ન હોવી જોઇએ. દરેક દેશની જમીન એ આખા દેશના લોકસમસ્તની મજમી મિલકત હોવી જોઇએ. જેવી રીતે

હવા કે પ્રકાશનો કોઈ માલિક ન હોઈ શકે, એ તો જેમ સાર્વજનિક વસ્તુ જ ગણાય, તેમ જમીન પણ સાર્વજનિક વસ્તુ જ ગણાય. પણ જમીનની જે ઉપયોગિતા ને કિંમત વધે છે તે એની આસપાસ જે લોકસમાજ આવીને વસે છે તેને લીધે જ વધે છે. ઉદાહરણ તરીકે દેશને કોઇ દૂર ને નિર્જન ખૂણે જથ્થાબંધ જમીન પડી હોય તો તેની કંઇ કિંમત હોતી નથી, પણ ત્યાં જઇને કોઈ થાણું નાખે તો એ જમીન કંઇક કિંમતી બને છે ને એ થાણામાં લોકોની વસતી જેમ જેમ વધતી જાય છે તેમ તેમ એ જમીનની કિંમતમાં પણ વધારો થતો જાય છે. બીજું ઉદાહરણ કોઇ શહેરના છેવાડાના પરાનું લઇએ. એ પરામાં જ્યાં સુધી વસતી વધી નહોય ત્યાં સુધી એ જમીનની કંઈ કિંમત હોતી નથી, પણ વસતી વધે એટલે જ્યાં એક હાથ જમીનના આઠ આના પણ ન મળતા હોય ત્યાં પચીસ રૂપિયે હાથનો ભાવ પણ થઈ જાય. આવી રીતે જમીનની એ જે કિંમત વધી તે કોઇ પણ માણસની બુદ્ધિ કે મહેનતને પરિણામે નહિ પણ કેવળ સમાજના સાન્નિધ્યને લીધે વધી એટલે એ કિંમતનો ઉત્પાદક સમાજ હોવાથી તે કિંમત ગણોતરૂપે આખા સમાજને ભરવી જોઇએ અને એવી રીતે જે પૈસા એકઠા થાય તેમાંથી એ સમાજનાં સઘળાં સાર્વજનિક ખર્ચો થવાં જોઇએ એમ હેનરી જ્યોર્જ કહે છે. અને આનું નામ જ એક–કરપદ્ધતિ. પછી જકાત, આવક-વેરો વગેરે બીજા કશા કરો રાખવા નહિ, એટલે દેશના હુન્નર ઉદ્યોગોનો વિકાસ અત્યારે એ પાર વિનાના કરોને લીધે જે રૂંધાઈ ગયો છે તે અપૂર્વ ગતિએ આગળ વધશે, અને દેશના દારિદ્ર માત્રનું મૂળ જમીનની અણસરખી વહેંચણી હોવાથી જમીન પરનો ખાનગી માલિકીહક્ક કાઢી નાખી તેને સાર્વજનિક બનાવવાથી સૌ પોતાને જોઇએ તેટલી જમીન મેળવી શકશે ને

એ દ્વારા જોઇતું દ્રવ્ય પેદા કરી શકશે. એટલે દેશમાં સમૃદ્ધિની સમાન વહેંચણી થઇ જશે તેથી અત્યારે એક છેડે અઢળક સંપત્તિ ને બીજે છેડે મામમાત્રના પણ નાણાં નહિ એવી જે વિષમ પરિસ્થિતિ નજરે પડે છે તે ટળી શકશે નહિ. આથી આ એક-કરપદ્ધતિને હેનરી જ્યોર્જ અત્યારના મહાન આર્થિક રોગની રામબાણ દવા જેવી ગણે છે.

## ૩

# ટૉલ્સ્ટૉયના બે પત્રો

## (૧)

**ટી. એમ. બૉન્ડારીફે સાઈબીરિયાથી પત્ર લખી** એક-કરપદ્ધતિ ('સિંગલટૅક્સસિસ્ટમ') વિશે માહિતી મગાવેલી, તેનો આપેલો ઉત્તર.

**હેનરી જ્યૉર્જ**ની યોજના આ જાતની છે:

જમીનમાંથી મળતાં લાભ ને સગવડ સઘળે સ્થળે એક સરખાં નથી હોતાં; જે જમીન ફળદ્રૂપ હોય, મોકાની જગાએ આવેલી હોય, કે વસ્તીવાળા આબાદ સ્થળની નજીક હોય તે જમીનની માગણી કરનારા માણસોની સંખ્યા હંમેશાં મોટી રહેવાની; અને જમીન જેમ સારી ને લાભદાયક તેમ એ જમીન મેળવવાનું મન પણ વિશેષ માણસોને થવાનું. માટે આ બધી જમીનના દર, એમાંથી જે લાભ મળતા હોય તેના પર સુરત રાખી તેના પ્રમાણમાં ઠરાવવા જોઇએ. અર્થાત્ જેમાંથી વિશેષ લાભ મળે એમ હોય તે

જમીનનો દર આકરો રાખવો જોઇએ, ને જેમાંથી ઓછો લાભ મળે એમ હોય તેનો દર સસ્તો રાખવો જોઇએ. અને જે જમીનની માગણી કરનારા થોડા જ નીકળતા હોય તેની કશી કિંમત ન રાખવી જોઇએ, પણ જે લોકો તેમાં જાતે ખેડ કરીને ગુજારો કરી લેવા તૈયાર હોય તેમને તે મફત આપી દેવી જોઇએ.

જમીનનો દર આ રીતે આકાર્યો હોય તો—આંહીંની રૂસ્ રિયાસતનો જ આપણે દાખલો લઇએ તો—સારી ખેડાણ જમીનના દર દેસ્યાતિને ૫ કે ૬ રૂબલ આપવા પડે; ગામડાંની શાકભાજીની વાડીની જમીનના દર દેસ્યાતિને લગભગ ૧૦ રૂબલ આપવા પડે; અને વસંત ઋતુની રેલથી ફળદ્રૂપ બનતાં ખેતરોની જમીનના લગભગ ૧૫ રૂબલ આપવા પડે. શહેરોમાં જમીનના દર દેસ્યાતિને ૧૦૦ થી ૫૦૦ રૂબલ આપવા પડે; અને મોસ્કો કે પીટર્સબર્ગના ગીચ વસ્તીવાળા ભાગોમાં અથવા તો નદીકિનારે બંદર હોય એવા ભાગોમાં દર દેસ્યાતિને હજારો અથવા લાખો રૂબલ પણ આપવા પડે.

દેશની અંદરની સઘળી જમીનની આ રીતે આકારણી થઇ જાય એટલે પછી હેનરી જ્યોર્જ કહે છે કે એક કાયદો કરવાનો કે અમુક વરસની અમુક તારીખ વીતી જાય પછી જમીન કોઈ પણ ખાનગી વ્યક્તિની માલિકીમાં ન રહી શકે, પણ આખી પ્રજાની, લોકસમસ્તની માલિકીની બની જાય. અને તેથી જમીન રાખનાર દરેક જણે એ જમીનનો જે વાર્ષિક દર આકાર્યો હોય તે પ્રમાણે પ્રજાને (અર્થાત્ લોકસમસ્તને) અમુક રકમ ભરવી પડે. આ રીતે જે પૈસા એકઠા થાય તેનો ઉપયોગ સઘળા પ્રજાકીય અથવા જાહેર ખર્ચો કાઢવામાં કરવાનો, અને બીજા બધા કર, મહેસૂલ, કે જકાત નાબૂદ કરીને તે સઘળાનું સ્થાન આ જમીન પરના કરે જ લેવાનું.

આનું પરિણામ એ આવવાનું કે, ધારો કે અત્યારે કોઈ જમીનદાર પાસે ૨૦૦૦ દેસ્યાતિન જમીન હોય, તો તેની ઇચ્છા હોય તો આ બધી જમીન તે ખુશીથી પોતાની પાસે રાખી શકે, પણ—આપણે ટૂલારિયાસતનો દાખલો લીધો છે તેની વાત કરીએ તો અહીં—તેને (ખેતર તેમ ઘર બન્ને જાતની જમીન તેની પાસે હોય એટલે) આશરે ૧૨૦૦૦ કે ૧૫૦૦૦ રૂબલની વાર્ષિક રકમ પ્રજાકીય તોષાખાનામાં ભરવી પડે; અને કોઇ પણ મોટા જમીનદારને આવી મોટી રકમ ભરવી પરવડે નહિ, એટલે એ લોકો બધા પોતાની જમીન જતી કરવાના. પણ આનો અર્થ એ થયો કે ટૂલારિયાસતના ખેડૂતને અત્યારે એ ભરે છે એથી બે રૂબલ ઓછા દર દેસ્યાતિને ભરવા પડશે, અને પોતાના જ પરગણામાં પોતાની જ પડોશમાં એને જોઈએ તેટલી ખેડાણ જમીન મળી શકશે, એટલે તેમાંથી જોઈએ તેટલી તે ૫ કે ૬ રૂબલે દેસ્યાતિનના દરે લઇ શકશે. વિશેષમાં, તેને બીજું કોઇ પણ પ્રકારનું મહેસૂલ કે બીજો કોઇ જાતનો કર નહિ આપવો પડે, અને પોતાને જોઇતી બધી વસ્તુઓ—પરદેશી બનાવટની કે રશિયન બનાવટની બધી વસ્તુઓ—જકાતની પાઇ પણ આપ્યા વિના તેને મળી શકશે. શહેરોમાં મકાનો તેમ કારખાનાંના માલિકો પોતાની એ મિલકતનો કબજો ચાલુ રાખી શકશે, પણ એ મિલકતની જમીનના આકારેલા દરે પ્રજાકીય તોષાખાનામાં પૈસા તેને ભરવા પડશે.

આ યોજનાથી નીચે પ્રમાણે લાભ થશેઃ—

૧. પોતાના ઉપયોગ માટે—જાતે ખેડ કરવા માટે—જમીન જોઇતી હોય તો ન મળે એવું કોઇના પણ સંબંધમાં નહિ બને.

૨. જમીનના માલિક પોતે રહેવું, અને ખેડની મહેનત મજૂરી પોતાને બદલે બીજાઓ પાસે કરાવવી, એવી વ્યવસ્થા પર નભનાર આળસુ બેઠાડુ લોકો પછી બિલકુલ રહેશે નહિ.

૩. જમીન જાતે ખેડે એના હાથમાં જ રહેશે, ન ખેડે એના હાથમાં નહિ રહે.

૪. જાતે ખેડ કરવી હોય એમને જમીન મળી રહેશે, એટલે અત્યારે લોકો કારખાનામાં મજૂર તરીકે કે શહેરોમાં નોકર તરીકે જે ગુલામી કરી રહ્યાં છે તે છોડી દેશે અને પોતપોતાના ગામડામાં જ પછી તેઓ જાથૂકને માટે નિવાસ કરશે.

૫. પછી મિલો, કારખાનાંઓ વગેરેમાં કર ઉઘરાવવા તથા બરાબર ઉઘરાવાય છે કે નહિ તેની તપાસ રાખવા ઉઘરાતદાર તેમ ઈન્સ્પેક્ટર એમ બે જાતના અમલદારો અત્યારે રાખવા પડે છે તે નહિ રાખવા પડે, પણ જમીનનું મહેસૂલ ઉઘરાવવાને એકલા ઉઘરાતદારોથી જ ચાલશે, કેમકે જમીનના મહેસૂલમાં કશું ગુપ્ત નહિ રાખી શકાય અને જમીન પરનો કર બહુ સહેલાઈથી ઉઘરાવી શકાશે.

૬. સૌથી મોટો લાભ એ થવાનો કે અત્યારે બીજાની મહેનત મજૂરી પર તાગડધિન્ના કરીને એક બેઠાડુ વર્ગ મોટું પાપ આચરી રહ્યો છે (આમાં એમનો બહુ વાંક નથી, કેમકે બચપણથી જ એમને બેઠાડુ-પણાની આદતો પાડી દીધેલી હોય છે, એટલે કામ કેમ કરવું, મજૂરી કેમ કરવી એ એમને આવડતું જ

નથી હોતું) એ પાપમાંથી તેમ પોતાની અત્યારની એવી પાપભરી વર્તણૂકને વાજબી ઠરાવવાને માટે એમને જે હીકમતો વાપરવી પડે છે તથા જે જૂઠાણાં ચલાવવાં પડે છે તેમાંથી તે બચી જશે; અને મહેનતુ વર્ગ અત્યારે આ બેઠાડુ વર્ગની અદેખાઇ કરવાના, તેનો તિરસ્કાર કરવાના તેમ તેના પર દાઝે બળવાના જે પાપાચરણ તરફ સહેલાઇથી લલચાઇને દોરવાઈ જાય છે તેમાંથી તે પણ બચી જશે, એટલે માનવીઓ વચ્ચેના ભેદભાવનું અત્યારે પ્રવર્તી રહેલું એક કારણ તો આ રીતે નાબૂદ થશે.

(૨)

હેનરી જ્યોર્જના મતોનો પ્રચાર કરનાર એક જર્મન કાર્યકર્તાને લખેલો પત્ર.

**તમારા** પત્રનો સત્વર ઉત્તર આપતાં અને 'સામાજિક પ્રશ્નો' ('સોશ્યલ પ્રૉબ્લેમ્સ') પ્રકટ થયા પછી હેનરી જ્યોર્જ વિશે મેં જે કંઇ જાણ્યું છે તે તમને જણાવતાં મને ખાસ આનંદ થાય છે. મેં એ પુસ્તક વાંચેલું ત્યારે એમાં પ્રતિપાદિત કરેલા વિચારનું વાજબીપણું જોઈને તથા શાસ્ત્રીય વાઙ્મયમાં અજોડ એવી જે વિશદ લોકગમ્ય, ને જોમદાર શૈલીમાં તેણે પોતાના મુદ્દાનું પ્રતિપાદન કર્યું છે તે વિશિષ્ટ શૈલી જોઇને, ને એથી પણ વધુ તો એ આખા ગ્રંથમાં ખ્રિસ્તીને છાજે એવો ને શાસ્ત્રીય વાઙ્મયમાં છેક જ વિરલ એવો જે પ્રેમ ને દયાનો ભાવ પ્રસરી રહ્યો છે તે જોઇને હું ચકિત થઇ ગએલો. એ પુસ્તક વાંચ્યા પછી તેણે એ પહેલાં પ્રકટ કરેલું 'પ્રગતિ ને દારિદ્ર' ('પ્રોગ્રેસ

એન્ડ પોવેર્ટી ') એ પુસ્તક મેં ફરી પાછું હાથમાં લીધું અને એ ઉપરથી એ પુસ્તકના લેખકના કાર્યની પહેલાં કરતાં પણ વિશેષ ઊંડાણમાં ઊતરીને કદર કરવા લાગ્યો.

હેનરી જ્યોર્જના કાર્ય વિશે તેમ તેની એક–કરપદ્ધતિ વિશે મારો મત તમે પુછાવ્યો, તો એ વિશે મારો મત નીચે પ્રમાણે છે.

માનવજાતિ સતત રીતે આગળ ને આગળ ધપતી જાય છે– એક બાજૂથી જુદી જુદી બાબતો વિશે પોતાની જે સમજણ હોય તેને વિશદ કરતી કરતી ને પોતાની સદસદ્‌વિવેકબુદ્ધિને નિર્મળ બનાવતી બનાવતી તથા બીજી બાજૂથી પોતાની સમજણમાં જે ફેરફાર થાય તેને અનુરૂપ ફેરફાર પોતાની જીવનસરણીમાં કરતી તેનું પુનર્વિધાન કરતી કરતી–માનવજાતિ સતત રીતે આગળ ને આગળ ધપતી જાય છે. આમ હોવાથી, માનવજાતિના જીવનમાં જમાને જમાને આ બેવડી પ્રવૃત્તિ ચાલી રહી હોય છે: એક તો જુદી જુદી બાબતો વિશેની પોતાની સમજણને વિશદ કરવાની તથા પોતાની સદસદ્‌વિવેકબુદ્ધિ નિર્મળ કરવાની પ્રવૃત્તિ અને બીજી આવી રીતે પોતાની વિવેકબુદ્ધિને જે સાચું લાગ્યું હોય તે જીવનમાં ગૂંથીને એકરૂપ બનાવી દેવાની પ્રવૃત્તિ.

લાંબા વખતથી મજૂર લોકો જાતજાતની ગુલામીમાં પોતાનું જીવન ગુજારતાં હતાં, પણ અઢારમી સદીના અંતભાગમાં તથા ઓગણીસમીના આરંભભાગમાં ખ્રિસ્તી પ્રજાઓની વિવેકબુદ્ધિ આ મજૂરલોકો પરત્વે કંઇક જાગ્રત, નિર્મળ, ને વિશદ બની, એટલે આવી રીતે જાગ્રત ને નિર્મળ બનેલી વિવેકબુદ્ધિને અનુકૂળ ને રુચિકર બને એવું પરિવર્તન આપણા સમાજજીવનનાં અંગોમાં થયું. અર્થાત્ ગુલામીની પ્રથા હતી તે નાબૂદ થઈ ને તેને ઠેકાણે

પૈસાવડિયે સ્વેચ્છાપૂર્વક મજૂરી કરાવવાની પ્રથા દાખલ થઇ. એ જ રીતે જમીનનો જે રીતે ઉપયોગ ને ભોગવટો થઇ રહ્યો છે તે બાબત પરત્વે મનુષ્યોની વિવેકબુદ્ધિ વર્તમાન સમયમાં હવે વિશદ બનવા લાગી છે અને તેમાં નવો પ્રકાશ આવવા માંડયો છે, એટલે મને લાગે છે કે આવી રીતે જે નવી સમજણ આવવા લાગી છે તેનો ટૂંક મુદતમાં જ વ્યવહારમાં વિનિયોગ થશે.

જમીનના ભોગવટા બાબત આપણી વિવેકબુદ્ધિને પ્રબુદ્ધ કરવી ને એ રીતે એ જે પ્રબોધ પામે તેનો વ્યવહારમાં વિનિયોગ કરવો એ આપણા જમાનાની એક મહત્ત્વની પ્રવૃત્તિ છે, અને આ પ્રવૃત્તિનો નેતા ને યોજક પહેલેથી હેનરી જ્યોર્જ હતો ને અત્યારે પણ તે જ છે. એમાં જ તેની અપાર ને સર્વોપરી મહત્તા રહેલી છે. આ પ્રશ્ન પરત્વે લોકોનાં ચિત્ત તેમ તેમની વિવેકબુદ્ધિને વિશદ બનાવવામાં અને આ પ્રશ્નને વ્યવહારની ભૂમિકા પર આણી મૂકવામાં તેણે પોતાના ઉત્તમ ગ્રંથો દ્વારા મદદ કરી છે.

પણ જમીનની માલિકી ધરાવવાનો જે શરમભરેલો હક્ક અત્યાર સુધી ચાલ્યો આવ્યો છે તે નાબૂદ કરવાની બાબત પરત્વે, ખેતીમાં ચાલતી ગુલામી નાબૂદ કરવાને પ્રસંગે આપણી પોતાની સાંભરણમાં જે બનેલું તેના જેવું કંઇક બની રહ્યું છે. સરકાર ને સરકારી તેમ બીજા સત્તાધારી વર્ગનાં માણસોને ખબર છે કે પોતાના મોભાનો તથા પોતાના વિશિષ્ટ આધકારોનો બધો આધાર આ જમીનની બાબત પર રહેલો છે, એટલે તેઓ બધાં અત્યારે એવો ડોળ કરે છે કે અત્યારે તો અમે બધાં મજૂર લોકો માટેની સેવિંગ બેંકો, કારખાનાંઓની તપાસણી, કમાઇવેરો, અને રોજના આઠ જ કલાક કામ કરવાનું એવી વ્યવસ્થા એ બધી જે લોકહિતસાધક પ્રવૃત્તિઓ છે તેમાં એટલાં બધાં રોકાઇ ગયાં

છીએ કે આ જમીનનો પ્રશ્ન વિચારવાનો અમને અવકાશ નથી, અને આ રીતે તેઓ આ જમીનના પ્રશ્નની સીફતથી અવગણના કરે છે, અથવા, આ લોકો જે કહે તે પુરવાર કરી બતાવે એવું એમની સેવામાં સદા તત્પર રહેલું જે અત્યારનું વિજ્ઞાનશાસ્ત્ર છે તેની મદદથી તેઓ એમ પ્રતિપાદન કરે છે કે આવી રીતે જમીનની માલિકી નાબૂદ કરવી એ કામ નકામું, નુકસાનકારક, ને અશક્ય છે.

એટલે, ગુલામીના સંબંધમાં જે વાત બનેલી તેજ વાત અત્યારે બની રહી છે. અઢારમી સદીના અંતભાગમાં તથા ઓગણીસમી સદીના આરંભભાગમાં માણસોને લાંબા વખતથી લાગી ગયું હતું કે ગુલામી એ જૂના જમાનાઓનો એક ભયંકર અવશેષ છે, ને તેના દિવસો તો ક્યારના ચાલ્યા ગયા છે; પણ કહેવાતા ધર્મશાસ્ત્ર તથા કહેવાતા વિજ્ઞાનશાસ્ત્રે પુરવાર કરી બતાવેલું કે ગુલામીમાં કંઇ ખોટું નથી, એ તો અગત્યની વસ્તુ છે, અને અગત્યની નહોય તો પણ અત્યારે ગુલામી નાબૂદ કરવી એ કવખતનું ને વધુ પડતી ઉતાવળનું પગલું થઇ પડશે. જમીનની માલિકીની બાબતમાં પણ એ જ વાતનું અત્યારે પાછું પુનરાવર્તન થઇ રહ્યું છે. અગાઉની માફક કહેવાતું ધર્મશાસ્ત્ર ને કહેવાતું વિજ્ઞાનશાસ્ત્ર પુરવાર કરી બતાવે છે કે જમીનની ખાનગી માલિકી ધરાવવી એમાં કંઈ ખોટું નથી, એટલે અત્યારની પ્રથા નાબૂદ કરવાની કશી જરૂર નથી.

સાધારણ માણસને તો એમ લાગે કે જાતે ખેતી કરતાં નહોય એવાં લોકો જમીન પર કુલમુખતિયારી ભોગવે ને બીજાં સેંકડો ને હજારો ગરીબ કુટુંબોને તેનો ઉપયોગ કરવા ન દે એ વસ્તુ તો દેખીતી જ ગુલામોની માલિકી ભોગવવા જેટલી જ

# મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૧૭ | અમારા | અમારો |
| ૫૬ | ૧૩ | ને કાળા વાળ | કાળા વાળ |
| ૬૫ | ૧ | મૂકી, બાંકડા | મૂકી બાંકડા |
| ૮૧ | ૧૩, ૧૪ | ડેસ્યાટિન | દેસ્યાતિન |
| ૮૪ | છેલ્લેથી ૩ | સોએ ટકા | સોએ સો ટકા |
| ૧૧૧ | છેલ્લી | હતો, | હતો. |
| ૧૨૦ | ૯ | આગળ | આગલી |
| ૧૩૦ | છેલ્લેથી ૫ | થેરાઇન | કેથેરાઇન |
| ૧૩૬ | ૧૫ | ગગડાવી | ગબડાવી |
| ૧૫૫ | ૪ | છૂટકારની | છૂટકારાની |
| ૧૬૩ | ૯ | કાયદાની | દાયકાની |
| ૧૬૪ | ૧ | સ્કીવોરોડ્નિકોફ | સ્કોવોરોડ્નિકોફ |
| ૧૬૫ | ૧૩ | તસવી | સૂચવી |
| ૧૭૯ | ૧૨ | વૃદ્ધિગત | વૃદ્ધિંગત |
| ૧૯૨ | છેલ્લેથી ૨ | કીડાને તે | કીડાને તો |
| ૨૨૫ | ૧ | તે હતી | તો હતી |
| ૨૪૦ | ૬ | કેટલા | કેટલો |
| ૨૪૮ | છેલ્લી | હોય એ | હોય એ વખતે એ |
| ૨૫૧ | ૩ | શિક્ષણપદ્ધતિને | શિક્ષાપદ્ધતિને |
| ૨૬૫ | ૭ | હોય? | હોય! |
| ૩૦૮ | ૧૬ | જુઓ તો | જુઓ એ |